॥ श्री ॥

# ॥ जैन सज्झायमाळा ॥

## भाग त्रीजो.

આ પુસ્તકમાં અનેક ઉત્તમ જૈનપંડિત વિરચિત ચિત્તાનંદદાયક વૈરાગ્યાદિ, રસોત્પાદક અને ઉપદેશદાયક એવી સજ્ઝાયો તથા પદો સર્વ જૈની ભાઈઓને ભણવા વાંચવા યોગ્ય જાણી દાખલ કરેલાં છે.

ત્રીજી આવૃત્તિમાં સુધારો કરી,

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા. બાલાભાઈ છગનલાલ.**

ઠેકાણું–ફીકાભટની પોળ—અમદાવાદ

આવૃત્તિ ચોથી–પ્રત ૧૧૦૦.

અમદાવાદ.

શ્રી " આદર્શ " પ્રીન્ટિંગ પ્રેસમાં શાહ વાડીલાલ ડાહ્યાભાઇ પંડિતે છાપ્યો.

સંવત ૧૯૭૮–સને ૧૯૨૨.

કિમ્મત બે રૂપીઆ.

# અર્પણ પત્રિકા.

રા. રા. મુરબ્બી શેઠ,

ડાહ્યાભાઇ સાંકલચંદ કાપડવાલા.

મુ. અમદાવાદ.

આપ વ્યાપારાદિક જંજાળમાં હોવા છતાં પણ સર્વદા ધર્મકાર્યને મુખ્ય ગણીને સિદ્ધ કરવા નિરંતર તત્પર રહો છો, શ્રી જૈન ધર્મનું પવિત્ર જ્ઞાન પ્રાપ્ત કરવા આપ હમેશ નિરંતર પ્રયત્ન કરોછો, પરોપકારી ખાતામાં બનતી મદદ આપો છો, એટલુંજ નહીં પરંતુ હાલના ચાલતા સંજોગો ધ્યાનમાં લઇને દેરાસરના જીર્ણોદ્ધાર બદલ મોટી રકમનો વ્યય કરી લક્ષ્મીને સૂપાત્રે વાપરો છો, જ્ઞાન દાન ઉપર અતિશય પ્રીતિ રાખી જ્ઞાન સંપાદાન કરવા પુરતી કાળજી રાખી ગુપ્ત મદદ આપોછો એવા અનેક સદ્ગુણોથી આકર્ષાઈ આ જૈન સજ્જાયમાળા ભાગ ૩ જા ની ચોથી આવૃત્તિ આપને અર્પણ કરી આનંદ પામું છું.

લી૦ આપનો શુભેચ્છક,

બાલાભાઈ છગનલાલ શાહ.

અમદાવાદ.

# પ્રસ્તાવના.

કવિતારૂપે લખેલા ગ્રંથો વાંચવા સાંભળવાનો ચાલ અસલથી ચાલતો આવેલો છે, કેટલાંક કાવ્ય સજ્ઝાયાદિક એવાં તો વૈરાગ્યકારક હોય છે કે તેથી વાંચનાર સાંભળનાર બન્નેને જ્ઞાન ઉત્પન્ન થઈ પરમપદની પ્રાપ્તિ થાય છે; કારણ કે તે સજ્ઝાયાદિક કાવ્ય અગાઉના જ્ઞાની અને સત્પુરૂષોનાંજ બનાવેલાં હોય છે અને તેથી તેવા પુરૂષોની વાણી સારૂં ફળ આપે એ નિર્વિવાદ છે. માટે દરેક જૈનભાઇઓએ આ સજ્ઝાયમાળાનો થોડા ભાગ પણ નિત્ય વાંચવા સાંભળવાનો નિયમ રાખવો.

સજ્ઝાયમાળાના પહેલા તથા બીજા ભાગની ત્રણ ત્રણ આવૃત્તિઓ છપાઇ ગયા પછી આ ત્રીજા ભાગની પહેલી આવૃત્તિની એક હજાર નકલ ટુંક મુદતમાં પુરી થઇ તેથી બીજી આવૃત્તિમાં કેટલીક નવી સજ્ઝાયો તથા સલોકા તથા વૈરાગ્યોપદેશ પદો વિગેરેનો વધારો કરી બીજી આવૃત્તિ સંવત ૧૯૬૩ માં છપાવેલી તે પણ આવૃત્તિને સારો આશ્રય મળ્યો ને ખપી ગઇ ને ત્રીજી આવૃત્તિ છપાવી પ્રગટ કરી છે. ને ત્રીજી આવૃત્તિ પણ તાકીદે ખપી જવાથી આ ચોથી આવૃત્તિ છપાવી બહાર પાડી છે તેજ તેનું ઉપયોગીપણું સાબીત કરી આપે છે.

પહેલા ભાગમાં દોઢસો આશરે સજ્ઝાયો છપાઇ છે અને બીજા ભાગમાં પણ તેટલીજ છે, પરંતુ આ ત્રીજા ભાગમાં તો તેના કરતાં લગભગ બમણી સજ્ઝાયો વીગેરે વિષયો સમાવેલ છે અને તે પણ છેક નવીજ, એટલે કે પહેલા કે બીજા ભાગમાં આવેલ એક પણ સજ્ઝાય આ ત્રીજા ભાગમાં લીધી નથી.

આ ત્રીજા ભાગમાં સજ્ઝાયો ઉપરાંત કોઇ કોઇ ઠેકાણે ઘણાં ઉપદેશકારક અધ્યાત્મિક પદ, પ્રભાતીયાં, હોરી, ઠુમરી, લાવણી, સલોકા, બારમાસી, વાર તથા તિથિઓ વગેરે દાખલ કરેલ છે; જેથી તે પ્રથમના બે ભાગ કરતાં ઘણીજ ઉપયોગી થઇ પડે તેમ છે.

લી.

પ્રસિદ્ધકર્ત્તા.

શ્રી

જૈન સજ્ઝાયમાળા ભાગ ૩ જાની

# अनुक्रमणिका.

॥ श्री ॥

॥ महालब्धिनिधानेभ्यः श्री गौतमगुरुभ्योनमः ॥

# ॥ सज्झायमाळा. ॥

# ભાગ ૩ જો.

## ॥ अथ मांगलिक काव्य. ॥

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમ પ્રભુ: ॥
મંગલં સ્થુલિભદ્રધ્યા, જૈનો ધર્મોઽસ્તુ મંગલં ॥ ૧ ॥
એક જંબુ જગ જાણીએ, બીજા નેમ કુમાર ॥
ત્રીજા વયર વખાણીએ, ચોથા ગૌતમ ધાર ॥ ૨ ॥
અંગુઠે અમૃતવસે, લબ્ધિ તણો ભંડાર ॥
જે ગુરૂ ગૌતમ સમરીએ, મનવંછીત ફલ દાતાર ॥ ૩ ॥
અક્ષીણ મહાનિશિ લબ્ધિ:, કેવલશ્રી: કરાંબુજે ॥
નામ લક્ષ્મી મુખે વાણી, તમહં ગૌતમં સ્તુવે ॥ ૪ ॥

---

## श्री नवकार मांगलिक रुप.

નમો અરિહંતાણં=કર્મરૂપી વેરીને જીત્યા છે તેને નમસ્કાર.
નમો સિદ્ધાણં=સકળ કાર્ય સિદ્ધ કર્યા તેને નમસ્કાર.
નમો ઉવજ્ઝાયાણં=પચીશ ગુણે કરી સહિત ભણે ને ભણાવે એવા ઉપાધ્યાજીને નમસ્કાર.

નમો લોએ સવ્વ સાહૂણં=લોકને વિષે જઘન્ય બે હજાર ક્રોડ સાધૂ ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધૂ તે સર્વેને નમસ્કાર. અક્ષર ૩૫.

એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો ॥ મંગલાણંચ સવ્વેસિં, પઢમં હવઈ મંગલં ॥ ઇતિ પંચ પરમેષ્ઠિ મંગલમ્ ॥

## अथ श्री अँतरिक पार्श्वनाथ स्तुति ॥

॥ છંદ ॥

પ્રભુ પાર્શ્વજી તમારૂં નામ મીઠું, ત્રિહૂં લોકમાં એટલું સાર દીઠું ॥ સદા સમરતાં સેવતાં પાપ નીઠું, મન માહરે તાહરૂં ધ્યાન બેઠું ॥ ૧ ॥ મન તુમ્હ પાસે વસે રાત દીસે, મુખ પંકજ નિરખવા હંસ હીસે ॥ ધન્ય તે ઘડી જે ઘડી નયણ દીસે, ભલી ભક્તિ ભાવે કરી વીન વીસે ॥ ૨ ॥ અહો એહ સંસાર છે દુઃખ દારી, ઈંદ્રિજાળમાં ચિત્ત લાગે ઠગોરી ॥ પ્રભુ માનિયે વિનતી એક મોરી, મુજ તાર તું તાર બલિહારી તોરી, ॥ ૩ ॥ સહી સુપન જંજાલમાં સર્વ મોહ્યો, ઘડીઆળમાં કાચ રમતો ન જોયો ॥ મુદ્રા એમ સંસારમાં જન્મ ખોયો, અહો ઘૃત તણે કારણે જળ વિલોયો ॥ ૪ ॥ એતો ભમરલો કેસુઆં ભ્રાંતિ ધાયો, જઈ શુક તણી ચંચુ માંહે ભરાયો ॥ શુકે જંબુ જાણી ગળે દુઃખ પાયો, પ્રભુ લાલચે જીવડો એમ વાહ્યો ॥ ૫ ॥ ભમ્યો ભર્મ્ય ભૂલો રમ્યો કર્મ્મ ભારી, દયા ધર્મની શર્મ મેં નવિ વિચારી ॥ તોરી નર્મ વાણી પરમ સુખકારી, ત્રિહું લોકના નાથ મેં નવિ સંભારી ॥ ૬ ॥ વિષય વેલડી સેલડી કરીય જાણી, ભજી મોહ તૃષ્ણા તજી તુજ વાણી ॥ એહવો ભલો ભૂંડો નીજ દાસ જાણી, ભજી પ્રભુ રાખીયેં બાંહિની છાંણી પ્રાણી ॥ ૭ ॥ મારા વિવિધ અપરાધની કોડિ સહિયેં, પ્રભુ શરણ આવ્યા તણી લાજ વહીયે ॥ વળી ઘણી ઘણી વીનતિ એમ કહિયેં, મુજ માન સરેં પરમહંસ રહિયેં ॥ ૮ ॥

॥ **કલસ** ॥ એ કૃપા મૂરતિપાસ સ્વામી, મુગતિ ગામી ધ્યાઇયેં ॥ અતિ ભક્તિ ભાવે વિત્તિ જાવે, પરમ સંપદ પાઇયેં ॥ પ્રભુ મહિમ સાગર ગુણ વિરાગર, પાસ અંતરિક જે સ્તવે ॥ તમ સકલ મંગલ જય જયારવ, આનંદ વર્દ્ધન વીનવે ॥

## ॥ अथ श्री सम्यक्त्तना सडसठ बोलनी सज्झाय॥

॥ દોહા ॥ સુકૃતવલ્લિ કાદંબિની, સમરી સરતિ માત ॥ સમકિત સડસઠ બોલની, કહિશું મધુરી વાત ॥ ૧ ॥ સમકિત દાયક ગુરૂતણો, પચ્ચુવયાર ન થાય ॥ ભવ કોડાકોડે કરી, કરતાં સર્વ ઉપાય ॥ ૨ ॥ દાનાદિક કિરિયા ન દિયેં, સમકિત વિણ

શિવશર્મ ॥ તે માટે સમકિત વડું, જાણોપ્રવચન મર્મ ॥ ૩ ॥ દર્શન મોહ વિનાશથી, જે નિર્મળ ગુણઠાણ ॥ તે નિશ્ચય સમકિત કહ્યું તેહનાં એ અહિઠાણ ॥ ૪ ॥

॥ ઢાળ ॥ દેઈ દેઈ દરિસણ આપણું ॥ એ દેશી ॥

ચઉ સદ્દહણા તિલિંગ છે, દશવિધ વિનય વિચારો રે ॥ ત્રિણ શુદ્ધિપણ દૂષણ, આઠ પ્રભાવિક ધારો રે ॥ ૫ ॥ ત્રુટક ॥ પ્રભાવિક અડ પંચ ભૂષણ, પંચ લક્ષણ જાણિયેં ॥ ષટ જયણા ષઠ આગાર ભાવના છવ્વિહા મન આણિયેં ॥ ષટ ઠાણ સમકિત તણા અડસઠ, ભેદ એહ ઉદાર એ ॥ એહનો તત્વવિચાર કરતાં, લહિજે ભવપાર એ ॥ ૬ ॥ ઢાલ ॥ ચઉવિહ સદ્દહણા તિહાં, જીવાદિક પરમત્થો રે ॥ પ્રવચનમાંહિજે ભાખિયા. લીજે તેહનો અત્થો રે ॥ ૭ ॥ ત્રુટક તેહનો અર્થ વિચાર કરિયેં, પ્રથમ સદ્દહણ ખરી ॥ બીજી સદ્દહણા તેહની જે જાણ મુનિ ગુણ જવહરી ॥ સંવેગ રંગ તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે બુધા ॥ તેહની સેવા કીજીયેં જીમ, પીજીયે સમતા સુધા ॥ ૮ ॥ ઢાલ ॥ સમકિત જેણે ગ્રહી વમ્યું, નિન્હવને અહાછંદા રે ॥ પાસત્થાને કુશીલિયા, વેષાવડંબક મંદારે ॥ ૯ ॥ ત્રુટક ॥ મંદા અનાણી દૂર છંડો, ત્રીજી સદ્દહણા ગ્રહી ॥ પરદર્શનનીનો સંગ તજીયેં, ચોથી સદ્દહણા કહી ॥ હીણા તણો જે સંગ ન તજે તેહનો ગુણ નવિ રહે ॥ જ્યૂં જલધિ જલમાં ભલ્યૂં ગંગા, નીર લૂણપણું લહે ॥ ૧૦ ॥

॥ ઢાળ ॥ કપૂર હોવે અતિ ઉજલો રે ॥ એ દેશી ॥

ત્રણ લિંગ સમકિત તણાં રે, પહેલો શ્રુત અભિલાષ ॥ જેહથી શ્રોતા રસ લહે રે, જેવો સાકર દ્રાખ રે ॥ પ્રાણી ધરિયે સમકિત રંગ જીમ લહિયે સુખ અભંગ રે ॥ પ્રાણી૦ ॥ એ ટેક ॥ ૧૧ તરૂણ સુખી સ્ત્રી પરિવરયો રે, ચતુર સુણે સુરગીત ॥ તેહથી રાગે અતિ ઘણો રે, ધર્મ સુણ્યાની રીત રે, ॥ પ્રાણી૦ ॥ ૧૨ ॥ ભૂખ્યો અટવી ઉતર્યો રે, જીમ દ્વિજ ઘેબર ચંગ ॥ ઇચ્છે તિમ જે ધર્મને રે, તેહિજ બીજૂં લિંગ રે, ॥ પ્રાણી૦ ॥ ૧૩ ॥ વૈયાવચ્ચ ગુરૂદેવનું રે, ત્રીજું લિંગ ઉદાર વિદ્યા સાધક તણી પરે રે, આળસ નવિય લગાર રે ॥ પ્રાણી૦ ॥ ૧૪ ॥ ઢાળ ॥ પ્રથમ ગોવાલાતણે ભવેજી ॥ એ દેશી ॥ અરિહંત તે જીન વિચરતા જી ॥ કર્મ ખપી હુઆ સિદ્ધ ॥ ચેઇય

જીણ પડિમાં કહી જી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ ॥ ચતુર નર સમજો વિનય પ્રકાર, જીમ લહિયેં સમકિત સાર ॥ ચતુર ॥ ૧૫ ॥ ધર્મ ખિમાદીક ભાખિઓ જી, સાધુ તેહના રે ગેહ ॥ આચાર્ય આચારના જી, દાયક નાયક જેહ ॥ ચતુર૦ ॥ ૧૬ ॥ ઉપાધ્યાય તે શિષ્યને જી, સૂત્ર ભણાવણ હાર ॥ પ્રવચન સંઘ વખાણિયે જી, દરિસણ સમકિત સાર ॥ ચતુર૦ ॥ ૧૭ ॥ ભગતિ બાહ્ય પ્રતિપત્તિથી જી, હૃદય પ્રેમ બહુમાન ॥ ગુણ શ્રુતિ અવગુણ ઢાંકવા જી, આશાતનની હાણ ॥ ચતુર૦ ૧૮ ॥ પાંચ ભેદ એ દશ તણો જી, વિનય કરે અનુકૂલ ॥ સીંચે તેહ સુધારસે જી, ધર્મ વૃક્ષનું મૂલ ॥ ચતુર૦ ॥ ૧૯ ॥ **ઢાળ** ॥ ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે ॥ એ દેશી ॥ ત્રણ શુદ્ધિ સમકિત તણી રે, તિહાં પહિલી મન શુદ્ધિ રે, શ્રી જીનને જીનમત વિના રે, જૂઠ સકલ એ બુદ્ધિ રે ॥ ચતુર વિચારો ચિત્તમાં રે ॥ એ આંકણી ॥ ૨૦ ॥ જીન ભકતે જે નવિ થયું રે' તે બીજાથી નવિ થાય રે ॥ એવું જે મુખ ભાખિયે રે, તે વચન શુદ્ધિ કહિવાય રે ॥ ચતુર૦ ॥ ૨૧ ॥ છેદ્યો ભેદ્યો વેદના રે, જે સહતો અનેક પ્રકાર રે ॥ જીવ વિણપર સુર નવિ નમે રે, તેની કાયા શુદ્ધ ઉદાર રે ॥ ચતુર૦ ॥ ૨૨ ॥ **ઢાળ** ॥ મુનિ જન મારગની દેશી ॥ સમકિત દૂષણ પરિહરો, તેમાં પહિલી છે શંકા ॥ તે જીન વચનમાં મત કરો ॥ જેહને સમ નૃપ રંકી સમકિત દૂષણ પરિહરો ॥ એ આંકણી ॥ ૨૩ ॥ કંખા કુમતની વાંછના, બીજું દૂષણ તજીયે ॥ પામી સુરતરૂ પરગડો કિમ બાઉલને ભજીયેં ॥ સમ૦ ॥ ૨૪ ॥ સંશય ધર્મના ફલતણો, વિત્તિગિચ્છા નામે ॥ ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામે ॥ સમ૦ ॥ ૨૫ ॥ મિથ્યામતિ ગુણ વર્ણનો, ટાલો ચોથો દોષ ॥ ઉન્મારગિ થુણતાં હુવે, ઉન મારગનો પોષ ॥ સમ૦ ॥ ૨૬ ॥ પાંચમું દોષ મિથ્યામતી, પરિચય નવિ કીજે ॥ ઇમ શુભ મતિ અરવિંદની ભલી વાસના કીજે ॥ સમ૦ ॥ ૨૭ ॥ **ઢાળ** ॥ ભોલિડા હંસારે વિષય ન રાચીયેં ॥ એ દેશી ॥ આઠ પ્રભાવિક પ્રવચનના કહ્યા, પાવયણી ધુરિ જાણ ॥ વર્ત્તમાન શ્રુતના જે અર્થનો, પાર લહે ગુણખાણ ॥ ધન ધન શાસન મંડન મુનિવરા ॥ એ આંકણી ॥ ૨૮ ॥ ધર્મ કથી તે બીજો જાણિયે, નંદિષેણ પરિજેહ ॥ નિજ ઉપદેશી રે રંજે લોકને, ભંજે હૃદયસંદેહ ॥ ધન૦ ॥ ૨૯ ॥ વાદી

ત્રીજોરે તર્ક નિપુણ ભણ્યો, મલ્લવાદી પરિજેહ ॥ રાજદ્વારે રે જયકમલા વરે, ગાજંતો જીમ મેહ ॥ ધન૦ ॥ ૩૦ ॥ ભદ્રબાહુ પરિ જેહ નિમિત્ત કહે, પરમતજીપણ કાજ ॥તેહ નિમિત્તીરે ચોથો જાણિયે. શ્રી જિનશાસન રાજ ॥ ધન૦ ॥ ૩૧ ॥ તપ ગુણ ઓપે રોપે ધર્મને; ગોપે નવિ જિન આણ ॥ આશ્રવ લોપેરે નવિ કોપે કદા, પંચમ તપાસી તે જાણ ॥ ધન૦ ॥ ૩૨ ॥ છઠો વિદ્યારે મંત્ર તણો બલિ, જિમ શ્રીવયર મુણિંદ ॥ સિદ્ધ સાત મોરે અંજન યોગથી, જિમ કાલિક મુનિચંદ ॥ ધન૦ ॥ ૩૩ ॥ કાવ્ય સુધારસ મધુર અર્થ ભરયા ધર્મ હેતુ કરે જેહ ॥ સિદ્ધ સેન પરે નરપતિ રીઝવે, અઠ્ઠમ વર કવિ તેહ ॥ ધન૦ ॥ ૩૪ ॥ જવ નવિ હોવે પ્રભાવિક એહવા, તવ વિધિ પૂરવ અનેક ॥ જાત્રા પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવિક છેક ॥ ધન૦ ॥ ૩૫ ॥ ઢાળ સતીય સુભદ્રાની દેશી ॥સોહે સમકિત જેહથી, સખી જિમ આ ભરણે દેહ ॥ ભુષણ પાંચ તે મન વસ્યાં, સખી મન વસ્યાં તેહમાં નહીં સંદેહ, મુઝ સમકિત રંગ અચલ હોજો ॥ એ આંકણી ॥ ૩૬ ॥ પહિલું કુશલપણું તિહાં, સખી વંદન ને પચ્ચખાણ ॥ કિરિયાનો વિધિ અતિ ઘણો, સખી આચારે તેહ સુજાણ ॥ મુઝ૦ ॥ ૩૭ ॥ બીજું તીરથ સેવના, સખી તીરથ તારે જેહ ॥ તે ગીતારથ મુનિવરા, સખી તેહસું કીજે નેહ ॥ મુઝ૦ ॥ ૩૮ ॥ ભગતિ કરે ગુરૂ દેવની, સખી ત્રીજું ભુષણ હોય ॥ કિણહિ ચલાવ્યો નવિ ચલે, સખી ચોથું ભૂષણ જોય ॥ મુજ૦ ॥ ૩૯ ॥ જિનશાસન અનુમોદના, સખી જેહથી બહુજન હુંત ॥ કીજે તેહ પ્રભાવના, સખી પાંચ ભુષણની ખંતા મુઝ૦ ॥ ૪૦ ॥ ઢાળ ॥ ઈમ નવિ કીજે હો ॥ એ દેશી ॥ લક્ષણ પાંચ કહ્યાં સમકિતતણાં ધુર ઉપશમ અનુકુલ ॥ સુગુણ નર ॥ અપરાધી શું પણ નવિ ચિતથકી, ચિંતવીયેં પ્રતિકુલ ॥ સુગુણ નર, શ્રી જિનભાષિત વચન વિચારિયેં ॥ એ આંકણી ॥ ૪૧ ॥ સુરનર સુખ જે દુઃખ કરિ લેખવે, વંછે શિવસુખ એક ॥ સુ૦ ॥ બીજું લક્ષણ તે અંગી કરે, સાર સંવેગ સુટેગ ॥ સુ૦ ॥ શ્રી જિન૦ ॥ ૪૨ ॥ નારક ચારક સમ ભવ ઉભગ્યો, તારક જાણિને ધર્મ ॥ સુ૦ ॥ ચાહે નિકલવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ ॥ સુ૦ ॥ શ્રી જિન૦ ॥ ૪૩ ॥ દ્રવ્ય થકી દુઃખિયાની જે દયા, ધર્મહીણાના રે

ભાવિ ॥ સુ૦ ॥ ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શક્તે મન લાવે ॥ સુ૦ ॥ શ્રી જિન૦ ॥ ૪૪ ॥ જે જિન ભાખ્યું તે નહિ અન્યથા, એહવો જે દૃઢ રંગ ॥ સુ૦ ॥ તે આસ્તિકતા લક્ષણ પાંચમું કરે કુમતિનો એ ભંગ ॥ સુ૦ ॥ શ્રી જિન૦ ॥ ૪૫ ॥ ઢાળ ॥ જિન જિન પ્રતિ વંદન દીસે ॥ એ દેશી ॥ પર તીર્થી પરનાસ્કર તેણે ચૈત્ય ગ્રહ્યા વળી જેહ વંદન પ્રમુખ તીહુ નવિ કરવું, તે જયણા ષટ ભેય રે' ભવિકા સમકિત યતના કીજે ॥ એ આંકણી ॥ ૪૬ ॥વંદન તે કરજોડન કહીયેં, નમન તે શીશ નમાડે ॥ દાન ઇષ્ટ અન્નાદિક દેવું ॥ ગૌરવ ભગતિ દેખાડે રે ॥ ભ૦ ॥ ૪૭ ॥ અનુપ્રદાન તે તેહને કહિયેં, વાર વાર જે દાન ॥ દોષ કુપાત્રે પાત્રમતિએ, નહિ અનુકંપા માન રે ॥ ભ૦ ॥ ૪૮ ॥ અણ બોલાવે જે ભાખવું, તે કહીયેં આલાપ ॥ વાર વાર આલાપ જે કરવો, તે કહિયેં સંલાપ રે ॥ ભ૦ ॥ ૪૯ ॥ એ જયણાથી સમકિત દીપે, વલિ દીપે વ્યવવાર ॥ એમાં પણ કારણથી જયણા, તેહ અનેક પ્રકાર રે ॥ ભ૦ ॥ ૫૦ ॥ ઢાળ ॥ લલનાની દેશી ॥ શુદ્ધ ધરમથી નવિ ચલે, અતિ દૃઢ ગુણ આધાર ॥ લલના ॥ તોપણ જે નવિ તેહવા, તેહને એહ આગાર ॥ લલના ॥ ૫૧ ॥ બોલ્યું તેહવું પાળીયેં ॥ દંતિ દંત સમ બોલ ॥લલના ॥ સજ્જનના દુર્જનતણા, કચ્છપ કોટિને તોલ ॥ લલના ॥ બોલ૦ ॥ ૫૨ ॥ રાજા નગરાદિક ધણી' તસ સાશન અભિયોગ ॥ લલના ॥ તેહથી કાર્તિકની પરે, નહિ મિથ્યાત્વ સંયોગ ॥ લલના ॥ બો૦ ॥ ૫૩ ॥ મેલો જનનો ગણ કહ્યો , ખલ ચોરાદિક જાણ ॥ લલના ॥ ખેત્ર પાલાદિક દેવતા, તાતાદિક ગુરૂ ઠાણ ॥ લલના ॥બો૦ ॥ ૫૪ ॥ વૃત્તિ દુર્લભ આજીવિકા, તે ભીષણ કંતાર॥ લલના ॥ તે હેતે દૂષણ નહીં કરતાં અન્ય આચાર ॥ લલના ॥ બો૦ ॥ ૫૫ ॥ ઢાળ ॥રાગ મલ્હાર ॥ ભાવિજેરે સમકિત જેહથી રૂઅડું, તે ભાવનારે ભાવો મન કરિ પરવડું ॥ જો સમકિતરે તાજું સાજું મૂલ રે, તો વ્રત તરૂરે દીયે શિવપદ અનુકૂલ રે ॥ ૫૬ ॥ ત્રુટક ॥ અનુકૂલ રસાલ સમકિત, તેહવિણ મતિ અંધ રે ॥ જે કરે કિરિયા ગર્વ ભરિયા, તેહ જુઠો ધંધ રે ॥ તે પ્રથમ ભાવના ગણો રૂઅડી, સુણો બીજી ભાવના ॥ બારણું સમકિત ધર્મપુરનું એહવી તે

૫૭ ॥ ઢાલ ॥ ત્રીજી ભાવના રે સમકિત પીઠ જો દૃઢ સહી' તો મોટો રે ધર્મ પ્રાસાદ્ર ડગે નહિ ॥ પાઈયે ખોટે રે મોટો મં-ડાણ ન શોભીયે, તેહ કારણ રે સમકિતશું ચિત્ત થોભિયે ॥ ૫૮ ॥ ત્રુટક ॥ થોભીયેં ચિત્ત નિંત એમ ભાવી, ચોથી ભાવના ભાવિયે ॥ સમકિત નિધાન સમસ્ત ગુણનું, એહવું મન લાવિયે ॥ તેહ વિણ છુટા રત્ન સરિખા, મૂલ ઉત્તર ગુણ સવે ॥ કિમ રહે તાકે જેહ હરવા, ચોર જોર ભવે ભવે ॥ ૫૯ ॥ ઢાલ ॥ ભાવો પંચમી રે ભાવના શમ દમ સાર રે, પૃથવી પરે રે સમકિત તસુ પધાર રે ॥ છઠ્ઠી ભાવના રે ભાજન સમકિત જો મલે, શ્રુત શીલનો રે તો રસ તેહમાં નવિ ઢલે ॥ ૬૦ ॥ ત્રુટક ॥ નવિ ઢલે સમકિત ભાવના રસ, અમિય સમ સંવરતણો ॥ ષટ ભાવના એ કહી એહમાં, કરો આદર અતિ ઘણો ॥ ઈમ ભાવતા પર માર્થ જલ-નિધિ, હોય નનુ ઝકઝોલ એ ॥ ઘન પવન પુણ્ય પ્રમાણ પ્રગટે ॥ ચિદાનંદ કલોલ એ ॥ ૬૧ ॥ ઢાળ ॥ જે મુનિવેષ શકે નવી છંડી ॥ એ દેશી ॥ ઠરે જીહાં સમકિત તે થાનક. તેહના ષટ વિધ કહિયેં રે ॥ તિહાં પહિલું થાનક છે ચેતન, લક્ષણ આતમ લહિયેં રે ॥ ખીર નીર પરેં પુદ્ગલ મિશ્રીત, પણ એહથી છે અલખો રે ॥ અનુભવ હંસ ચંચ જો લાગે, તો નવિ દીસે વલગો રે ॥ ૬૨ ॥ બીજું થાનક નિત્ય આતમા, જે અનુભૂત સંભારે રે ॥ બાલકને સ્તન, પાન વાસના, પૂરવ ભવ અનુસારે રે ॥ દેવ મનુજ નરકાદિક તેહના છે અનિત્યપર્યાય રે ॥ દ્રવ્ય થકી અવિચલિત અખંડિત, નિજ ગુણ આતમરાય રે ॥ ૬૩ ॥ ત્રીજું થાનક ચેતન કર્તા, કર્મ તણે છે યોગે રે ॥ કુંભકાર જીમ કુંભતણો જે, દંડાદિક સંયોગે રે ॥ નિશ્ચયથી નિજ ગુણનો કર્તા, અનુપચરિત વ્યવહારે ॥ દ્રવ્યકર્મનો નગરાદિકનો, તે ઉપચાર પ્રકારે રે ॥ ૬૪ ॥ ચોથું થાનક છે તે ભોકતા, પુણ્ય પાપ ફલ કેરો રે ॥વ્યવહારે નિશ્ચય નય દ્રષ્ટે, ભુંજે નિજ ગુણ નેરો રે ॥ પંચમ થાનક છે પરમ પદ, અચલ અનંત સુખ વાસો રે ॥ આધિ વ્યાધિ તન મનથી લહિયેં, તસુ અભાવે સુખ ખાસો રે ॥ ૬૫ ॥ છઠું થાનક મોક્ષતણું છે, સંયમ જ્ઞાન ઉપાયો રે ॥ જો સહિજે લહિયે તો સઘળે, કારણ નિઃફલ થાયો રે ॥ કહે જ્ઞાન નય જ્ઞાનજ સાચું, તે વિણ જૂઠી કિરિયા રે ॥ ન લહે રૂપું રૂપુંજાણી, સીપ ભણી જે ફિરિયા રે ॥ ૬૬ ॥ કહે

કિરિયાનય કિરિયાવિણુ જે, જ્ઞાન તેહ શું કરશેરે જલ પેસી કર પદ ન હલાવે, તારૂ તે કિમ તરશેરે ॥ દૂષણ ભૂષણ છે ઈહાં બહુલાં, નય એકેકને વાદે રે ॥ સિદ્ધાંતી તે બેહુ નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદે રે ॥ ૬૭ ॥ ઈણિપરે સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહે રે ॥ રાગ દ્વેષ ટાળી મન વાળી, તે સમસુખ અવગાહે રે ॥ જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઈ નહીં તસ તોલે રે ॥ શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચકજસ ઈમ બોલે રે ॥ ૬૮ ॥

ઈતિ શ્રી સમ્યકત્વના સડસઠ બોલની સજ્ઝાય સંપૂર્ણ. ॥

## अथ श्री नेम राजुलनी सज्जाय ॥

॥ નદી જમુનાકે તીર, ઉડે દોય પંખીયાં એદેશી.

પિયુજી પિયુજી રે નામ, જપું દિન રાતિયાં ॥ પિયુજી ચાલ્યા પરદેશ, તપે મોરી છાતીયાં ॥ પગ પગ જોતી વાટ, વાલેસર કબ મિલે ॥ નીર વિછાયાં મીન, કે તે જ્યું ટળવળે ॥ ૧ ॥ સુંદર મંદિર સેજ, સાહિબ વિણુ નવિ ગમે ॥ જિહાં રે વાલેસર નેમ, તિહાં મારૂં મન ભમે ॥ જો હોવે સજ્જન દુર, તો હી પાસેં વસે ॥ કિહાં પંકજ કિહાંચંદ, દેખી મન ઉલ્લસે ॥ ૨॥ નિઃસ્નેહીશું પ્રીત મ કરજો દો સહી ॥ પતંગ જલાવે દેહ, દીપક મનમેં નહી ॥ વાહાલા માણસનો વિજોગ, મ હોજો કેહનેં ॥ સાલેરે સાલ સમાન, હઈયામાં તેહને ॥ ૩ ॥ વિરહવ્યથાની પીડ, જોબન વય અતિ દહે ॥ જેનો પીયુ પરદેશ, છે માણસ દુઃખ સહે ॥ ઝુરી પંજર કીધ, કાયા કમલજ જિસી ॥ હજિઅ ન નયણે હસી ॥ ૪ ॥ જેહને જેહશું રાગ, ટાલ્યો તે નવિ ટલે ॥ ચકવા રયણી વિજોગ, તે તો દિવસે મલે ॥ આંબાકેરો સ્વાદ, લીંબૂ તે નવિ કરે ॥ જે નાહ્યા ગંગા નીર, તે છિલ્લર કિમ તરે ॥ ૫ ॥ જે રમ્યા માલતી ફુલ, ધંતૂરે કિમ રમે ॥ જેહને ઘૃતશું પ્રેમ, તે તેલે કિમ જિમે ॥ ॥ જે હને ચતુરશું નેહ તે અવરને શું કરે ॥ નવ જોબન તજી નેમ, વૈરાગી થઈ ફરે ॥ ૬ ॥ રાજુલ રુપનિધાન, પોહોતી સહસા વનેં ॥ જઈ વાંદ્યા પ્રભુ નેમ, સંજમ લઈ એક મનેં ॥ પામ્યાં

કેવલ જ્ઞાન, પોતી મનની રલી ॥ રુપવિજય પ્રભુ નેમ, ભેટે આસા ફલી ॥ ૭ ॥ ઈતિ નેમ રાજુલની સજ્ઝાય ॥

# અથ શ્રી નેમ રાજુલની સજાય ॥

હલકો હાંકોને સ્વામી હાથીયો હો લાલ, હું આવું તુમારી પાસરે ॥ નગીનાનેમ ॥ ત્યારે તમે ત્યાંથી ચાલજો હો લાલ, મુજને મળવાની ઘણી હોંશરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૧ ॥ ભેળા થઇને મુજને ભાવથી હો ,લાલ, વળતી વનમાંહે જાવરે ॥ નગીનાનેમ ॥ તોરણથી શું પાછા વળો હો લાલ, ભંગ કરીને ભાવરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૨ ॥ દયા જાણી તિર્યંચની હો લાલ, તેવી જાણી મુજ નાથરે ॥ નગીનાનેમ ॥ આશા પુરણ પાડો આ સમે હો લાલ, હેતે ગ્રહીને મારો હાથરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૩ ॥ દયાળ થઈને દીલમાં હો લાલ, દુર કરો મારૂં દુઃખરે ॥ નગીનાનેમ ॥ હુંશ ઘણી છે હૈયા વિશે હો લાલ, તુમશું ભોગવવા સુખરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૪ ॥ પોકી ચતુરા તીહાં ચોંપથી હો લાલ, કરતી અતી ઉચ્ચાટરે ॥ નગીનાનેમ ॥ આગળ આવી ઉભી રહી હો લાલ, રોકી રસીલાની વાટરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૫ ॥ પકડી કરને કોડે કરગરે હો લાલ, જુવંતી જોડીને હાથરે ॥ નગીનાનેમ ॥ અપરાધ શો અબળા તણો હો લાલ, નક્કી કહો તમે નાથરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૬ ॥ કહ્યું માન્યું નહિ કોઈનું હો લાલ, જ્યારે તમે જદુરાયરે ॥ નગીનાનેમ ॥ ત્યારે પડયું મારે આવવું હો લાલ, એકલા ચાલીને પાયરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૭ ॥ રાખોને રાજવી આહરો હો લાલ, આવ્યા તણો ઈતબારરે ॥ નગીનાનેમ ॥ ઘણી થઇ વાતો ગામમાં હો લાલ, કહું શું વારંવારરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૮ ॥ પરણો ને પેઉ પાછા વળી હો લાલ, અંદેશો તજી ઉરરે ॥ નગીનાનેમ ॥ દીન દારા દુભવો નહીં હો લાલ, અક જાવા દ્યો જરૂરરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૯ ॥ ના કે'તાં નહિ થાય છૂટકો હો લાલ, કર જોડીને કહું કંથરે ॥ નગીનાનેમ ॥ ઝાઝું કરો તો જાદવપતિ હો લાલ, આવું નહીં જાવા પંથરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૧૦ ॥ આઠ ભવની ગ્રીયુ પ્રીતડી હો લાલ, નવમે ભવ તજી નારરે ॥ નગીના-

નેમ ॥ ગિરિ ગિરનારપર પામીયા હો લાલ, ધર્મપસાયે ભવપારરે ॥ નગીનાનેમ ॥ હલકો૦ ॥ ૧૧ ॥

---

## ॥ પ્રથમ મિત્રાદષ્ટીની સઝાય. ॥

॥ ચતુર સનેહી મોહના ॥ એ દેશી. ॥

॥ શિવસુખકારણ ઉપદિશી, યોગતણિ અડદિઠ્ઠી રે ॥ તે ગુણ થુણી જિનવીરના, કરસ્યું ધર્મની પુઠ્ઠી રે ॥ વીરજિનેસર દેશના ॥ ૧ ॥ સઘન અઘન દિન રયણિમાં, બાલ વિકલને અનેરા રે ॥ અરથ જોયે જેમ જુજવા, તેમ ઓઘનજરના ફેરા રે ॥ વી૦ ॥ ૨ ॥ દર્શન જે થયાં જુજવાં, તે ઓઘનજરના ફેરા રે ॥ ભેદ થિરાદિક દૃષ્ટિમાં, સમકેતદૃષ્ટિને હેરે રે ॥ વી૦ ॥ ૩ ॥ દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજભાવે રે ॥ હિત કરી જનને સંજીવની, ચારો તેહ ચરાવે રે ॥ વી૦ ॥ ૪ ॥ દ્રષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણ ન ભાંજે રે ॥ રયણિ સહન જેમ શ્રમહરે, સુરનર સુખ તેમ છાજે રે ॥ વી૦ ॥ ૫ ॥ એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દૃષ્ટિ હવે કહિયે રે ॥ જિહાં મિત્રા તિહાં બોધ જે, તે તૃણ અગનિ સો લહિયે રે ॥ વી૦ ॥ ૬ ॥ વ્રતપણ યમ ઈહાં સંપજે, ખેદ નહીં શુભ કાજે રે ॥ દ્વેષ નહીં વળી અવરશું, એહ ગુણ અંગ વિરાજે રે ॥ વી૦ ॥ ૭ ॥ યોગનાં બીજ ઈહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામો રે ॥ ભાવાચારજ સેવના, ભવઉદ્વેગ સુઠામો રે ॥ વી૦ ॥ ૮ ॥ દ્રવ્યઅભિગ્રહ પાળવા, ઓષધપ્રમુખને દાને રે ॥ આદર આગમ આસરી, લિખનાદિક બહુ માને રે ॥ વી૦ ॥ ૯ ॥ લેખન પૂજન આપવું, શ્રુતવાચના ઉદગ્રાહો રે ॥ ભાવવિસ્તાર સજ્ઝાયથી, ચિંતન ભાવન ચાહો રે ॥ વી૦ ॥ ૧૦ ॥ બીજકથા ભલી સાંભળી, રોમાંચિંત હુઈ દેહ રે ॥ એહ અવંચક યોગથી, લહિયે ધરમ સ્નેહ રે ॥ વી૦ ॥ ૧૧ ॥ સદગુરૂ યોગે વંદનક્રિયા, તેહથી ફળ હોયે જેહો રે ॥ યોગક્રિયા ફલભેદથી, ત્રિવિધ અવંચક એહો રે ॥ વી૦ ॥ ૧૨ ॥ ચાહે ચકોર તે ચંદને, મધુકર માલતિ ભોગી રે ॥ તેમ ભવિ

સહજ ગુણે હોયે, ઉત્તમ નિમિત્ત સંયોગી રે ॥ વી૦ ॥ ૧૩ ॥ એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવર્ત્તે રે ॥ સાધુને સિદ્ધદશા સમો, બીજનું ચિત્ત પ્રવર્ત્તે રે ॥ વી૦ ॥ ૧૪ ॥ કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણઠાણું રે ॥ મુખ્યપણે તે ઇહાં હોયે, સુ-યશવિલાસનું ટાણું રે ॥ વી૦ ॥ ૧૫ ॥

## ॥ બીજી તારાદષ્ટિની સઝાય. ॥

॥ મન મોહન મેરે ॥ દેશી ॥

॥ દર્શન તારાદ્રષ્ટિમાં, મનમોહન મેરે ॥ ગોમય અગની સ-માન ॥ મ૦ ॥ શૌચ સંતોષને તપ ભલો ॥ મ૦ ॥ સજ્ઝાય ઈશ્વર ધ્યાન ॥ મ૦ ॥ ૧ ॥ નિયમપંચ ઈહાં સંપજે ॥ મ૦ ॥ નહી કિ-રિયા ઉદ્વેગ ॥ મ૦ ॥ જિજ્ઞાસા ગુણ તત્ત્વની ॥ મ૦ ॥ પણ નહી નિજહઠ ટેક ॥ ૨ ॥ એ દૃષ્ટે હોય વરતતાં ॥ મ૦ ॥ યોગકથા બહુ પ્રેમ ॥ મ૦ ॥ અનુચિત તેહ ન આચરે ॥ મ૦ ॥ વાલ્યો વલે જેમ હેમ ॥ મ૦ ॥ ૩ ॥ વિનય અધિક ગુણીનો કરે ॥ મ૦ ॥ દેખે નિ-જગુણ હાણ ॥ મ૦ ॥ ત્રાસ ધરે ભવભયથકી ॥ મ૦ ॥ ભવ માને દુઃખ ખાણ ॥ મ૦ ॥ ૪ ॥ શાસ્ત્ર ઘણાં મતિ થોડલી ॥ મ૦ ॥ શિષ્ટ કહે તે પ્રમાણ ॥ મ૦ ॥ સુયશ લહે એ ભાવથી ॥ મ૦ ॥ ન કરે જૂઠ ડફાણ ॥ મ૦ ॥ ૫

## ॥ ત્રીજી બલાદષ્ટિની સઝાય. ॥

॥ પ્રથમ ગોવાળા તણે ભવેજી ॥ એ દેશી ॥

॥ ત્રીજી દૃષ્ટિ બલા કહીજી, કાષ્ઠ અગનીસમ બોધ ॥ ક્ષેપ નહી આસન સધેજી, શ્રવણસમીહા સોધ રે ॥ જિનજી ॥ ધન ધન તુઝ ઉપદેશ ॥ ૧ ॥ તરુણસુખી સ્ત્રી પરિવર્યોજી, જેમ ચાહે સુરગીત ॥ સાંભલવા તેમ તત્ત્વનેજી, એ દ્રષ્ટિ સુવિનીત રે જિ-નજી ॥ ધન૦ ॥ ૨ ॥ સરિ એ બોધ પ્રવાહનીજી, એ વિણ શ્રુતથલ-કુપ ॥ શ્રવણસમીહા તે કિસીજી, શયિત સુણે જેમ ભૂપરે ॥ જિ૦ ॥ ધ૦ ॥ ૩ ॥ મન રીજે તનુ ઉલ્લસેજી, રીજે બુજે એકતાન ॥ તે ઇચ્છાવિણું ગુણકથાજી, બહિરા આગલ ગાન રે ॥ જિ૦ ॥ ધ૦ ॥ ૪ ॥ વિઘન ઈહાં પ્રાયે નહીંજી, ધર્મ હેતુમાં કોય ॥ અનાચર પરિહારથીજી, સુયશ મહોદય હોય રે ॥ જિ૦ ॥ ધ૦ ॥ ૫ ॥

## ॥ ચોથી દીપ્રાદ્રષ્ટિની સજ્ઝાય. ॥

॥ ઝાંઝરીયા મુનિવર ધન ધન તુમ અવતાર ॥ એ દેશી ॥

॥ યોગદષ્ટિ ચોથી કહીજી, દીપ્રા તિહાં ન ઉથાન ॥ પ્રાણાયામ તે ભાવથીજી, દીપપ્રભાસમ જ્ઞાન ॥ મનમોહન જિનજી, મીઠી તાહરી વાણ ॥ ૧ ॥ બાહ્યભાવ રેચક ઇહાંજી, પૂરક અંતરભાવ ॥ કુંભક થિરતાગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ ॥ મ૦ ॥ ૨ ॥ ધર્મ અરથે ઈહાં પ્રાણનેજી, છાંડે પણ નહીં ધર્મ ॥ પ્રાણ અરથે સંકટ પડેજી, જુઓ એ દૃષ્ટિનો મર્મ ॥ મ૦ ॥ ૩ ॥ તત્વશ્રવણ મધુરોદકેંજી, ઈહાં હોએ બીજપરોહ ॥ ખાર ઉદકસમ ભવ તજેજી, ગુરુભગતિ અદ્રોહ ॥ મ૦ ॥ ૪ ॥ સૂક્ષ્મબોધ તો પણ ઈહાંજી, સમકેત વિણ નવિ હોય ॥ વેદ્ય સંવેદ્યપદ કહિઉંજી, તે ન અવેદે જોય ॥ મ૦ ॥ ૫ ॥ વેદ્યબંધ શિવહેતુ છેજી, સંવેદન તસ નાણ ॥ નયનિક્ષેપે અતિ ભલુંજી, વેદ્યસંવેદ્ય પ્રમાણ ॥ મ૦ ॥ ૬ ॥ તે પદ ગ્રંથિવિભેદથી જી, છેહલી પાપપ્રવૃત્તિ ॥ ॥ તપ્તલોહ પદધૃતિ સમીજી, તિહાં હોય અંતનિવૃત્તિ ॥ મ૦ ॥ ॥ ૭ ॥ એહથકી વિપરીત છેજી, પદ તે અવેદ્ય સંવેદ્ય ॥ ભવ અભિનંદી જીવનેજી, તે હોય વજ્ર અભેદ ॥ મ૦ ॥ ૮ ॥ લોભી કૃપણ દયામણોજી, માચી મચ્છરઠાણ ॥ ભવ અભિનંદી ભય ભર્યોજી, અફલ આરંભ અયાણ ॥ મ૦ ॥ ૯ ॥ એહવા અવગુણ વંતનુંજી, પદ છે અવેદ્ય કઠોર ॥ સાધુસંગ આગમતણુંજી, તે જીતે ધરિ જોર ॥ મ૦ ॥ ૧૦ ॥ તે જીતે સહજે ટલેજી, વિષમ કુતર્ક પ્રકાર ॥ દૂર નિકટહાથી હણેજી, જેમ એ બઠર વિચાર ॥ મ૦ ॥ ૧૧ ॥ હું પામ્યો સંશય નહીંજી, મૂરખ કરે એ વિચાર ॥ આલસુઆ ગુરુ શિષ્યનોજી, તે તો વચનપ્રકાર ॥ મ૦ ॥ ૧૨ દીજે તે પતિ આવવુંજી, આપમવં અનુમાન ॥ આગમને અનુમાનથીજી, સાચું લહે સુજ્ઞાન ॥ મ૦ ॥ ૧૩ ॥ નહીં સર્વજ્ઞ તે જુજુઆજી, તેહના જે વલી દાસ ॥ ભગતિ દેવની પણ કહીજી, ચિત્ર અચિત્ર પ્રકાશ ॥ મ૦ ॥ ૧૪ ॥ દેવ સંસારી અનેક છેજી, તેહની ભક્તિ વિચિત્ર ॥ એક રાગ પર દ્વેષજી, એક મુગતિની અચિત્ર ॥ મ૦ ॥ ૧૫ ॥ ઇંદ્રિયાર્થગત બુદ્ધિ છે જી, જ્ઞાન છે આગમહેત ॥ અસંમોહ શુભકૃતિ ગુણેજી, તેણે ફલ ભેદ સંકેત ॥ મ૦ ॥ ૧૬ ॥ આદર કિરિયા રતિ વણીજી, વિઘન ટલે મિલે લચ્છિ ॥ જિજ્ઞાસા

બુધસેવનાજી, શુભકૃતિ ચિન્હ પ્રત્યચ્છિ ॥ મ૦ ॥ ૧૭ ॥ બુદ્ધિ ક્રિયા ભવફલ દીયેજી, જ્ઞાન ક્રિયા શિવઅંગ ॥ અસંમોહ કિરિયા દિયેજી, શીઘ્ર મુગતિફલ ચંગ ॥ મ૦ ॥ ૧૮ ॥ પુદ્દગલ રચના કારમીજી, તિહાં જસ ચિત્ત ન લીન ॥ એક માર્ગ તે શિવતણોજી, ભેદ લહે જગ દીન ॥ મ૦ ॥ ૧૯ ॥ શિષ્ય ભણી જિનદેશનાજી, કઇ જન પરિણતિ ભિન્ન ॥ કઈ મુનિની નયદેશનાજી, પરમાર્થથી અભિન્ન ॥ મ૦ ॥ ૨૦ ॥ શબ્દભેદ ઝગડો કિસ્યોજી પરમારથ જો એક ॥ કહો ગંગા કહો સુરનદીજી, વસ્તુ ફિરે નહી છેક ॥ મ૦ ॥ ૨૧ ॥ ધર્મ ક્ષમાદિક પણ મીટેજી, પ્રગટે ધર્મ સંન્યાસ ॥ તો ઝગડા ખોટા તણોજી, મુનીને કવણ અભ્યાસ ॥ મ૦ ॥ ૨૨ ॥ અભિનિવેશ સઘળો ત્યજીજી, ચાર લહી જેણે દૃષ્ટિ ॥ તે લેસે હવે પાંચમીજી, સુયશ અમૃત ઘનવૃષ્ટિ ॥ મ૦ ॥ ૨૩ ॥

## ॥ પાંચમી થિરાદષ્ટીની સઝાય. ॥

॥ ધન ધન સંપ્રતિ સાચો રાજા ॥ એ દેશી ॥

॥ દૃષ્ટિ થિરામાંહે દર્શન નિત્યે રતનપ્રભાસમ જાણો રે ॥ ભ્રાંતિ નહી વળી બોધ તે સૂક્ષ્મ, પ્રત્યાહાર વખાણો રે ॥ ૧ ॥ એ ગુણ વીરતણો ન વીસારૂં, સંભારૂં દિનરાત રે ॥ પશુ ટાલી સુરરૂપ કરે જે, સમકેતરે અવદાત રે ॥ એ ગુણ૦ ॥ ૨ ॥ બાલ-ધુલિ ઘરલીલા સરિખી, ભવચેષ્ટા ઈહાં ભાસે રે ॥ રિદ્ધિ વૃદ્ધિ ઘટમાં સવિ પ્રગટે, અષ્ટ મહાસિદ્ધિ પામે રે ॥ એ ગુણ૦ ॥ ૩ ॥ વિષયવિકારે ન ઇંદ્રિય જોડે, તે ઈહાં પ્રત્યાહારોરે ॥ કેવલજ્યોતિ તે તત્વ પ્રકાશે, શેષ ઉપાય અસારો રે ॥ એ ગુણ૦ ॥ ૪ ॥ શીતલ ચંદનથી પણ ઉપનો, અગની દહે જેમ વનને રે ॥ ધરમ જનિતપણ ભોગ ઈહાં તિમ, લાગે અનિષ્ટ તે મનને રે ॥ એ ગુણ૦ ॥ ૫ ॥ અંશે હોય ઈહાં અવિનાશી, પુદ્દગલ જાલ તમાસી રે ॥ ચિદાનંદઘન સુયશવિલાસી, કેમ હોય જગનો આસી રે ॥ એ ગુણ૦ ॥ ૬ ॥

## ॥ છઠ્ઠી કાંતાદષ્ટીની સઝાય, ॥

ભોલીડા હંસારે વિષય ન રાચીયેં ॥ એ દેશી ॥

॥ અચપલ રોગરહિત નિંઠુર નહી, અલ્પ હોય દોય નીતિ ॥ ગંધ તે સારો રે કાંતિ પ્રસન્નતા, સુસ્વર પ્રથમ પ્રવૃત્તિ ॥ ૧ ॥

ધન ધન શાસન શ્રી જિનવર તણું ॥ એ આંકણી ॥ ધીર પ્રભાવી રે આગલે યોગથી, મિગાદિક ન્યુચિત ॥ લાભ ઇષ્ટનો રે દ્વંદ્વ અધૃષ્યતા, જનપ્રિયતા હોય નિત્ય ॥ ધ૦ ॥ ૨ ॥ નાશ દોષનો રે તૃપતિ પરમ બલે, સમતા ઉચિત સંયોગ ॥ નાશવયરનો રે બુદ્ધિ સંતંભરા, એ નિષ્પન્નહ યોગ ॥ ધ૦ ॥ ૩ ॥ ચિન્હયોગના રે જે પરગ્રંથમાં, યોગાચારજ દિઠ્ઠ ॥ પંચમદૃષ્ટીથકી તે જોડીયે, એહવા તેહ ગરિઠ્ઠ ॥ ધ૦ ॥ ૪ ॥ છઠ્ઠિ દિઠ્ઠિ રે હવે કાંતા કહું, તિહાં તારભ પ્રકાશ ॥ તત્વમીમાંસારે દૃઢ હોયે ધારણા, નહી અન્ય શ્રુતવાશ ॥ ધ૦ ॥ ૫ ॥ મન મહિલાનું રે વાહલા ઊપરે, બીજા કામ કરંત ॥ તેમ શ્રુતધર્મે રે એહમાં મન ધરે, જ્ઞાનાક્ષેપવંત ॥ ધ૦ ॥ ૬ ॥ એહવે જ્ઞાને રે વિઘન નિવારણે, ભોગ નહી ભવહેત ॥ નવિ ગુણ દોષ ન વિષયરૂપથી, મનગુણ અવગુણખેત ॥ ધ૦ ॥ ૭ ॥ માયા પાણી રે જાણી તેહને, લંઘી જાય અડોલ ॥ સાચું જાણી રે તે બીહતો રહે, ન ચળે ડામાડોલ ॥ ધ૦ ॥ ૮ ॥ ભોગતત્વને રે એમ ભય નવિ ટળે, જુઠા જાણે રે ભોગ ॥ તે એ દૃષ્ટિરે ભવસાગર તરે, લહે વળી સુયશ સંયોગ ॥ ધ૦ ॥ ૯ ॥

## ॥ સાતમી પ્રભાદષ્ટીની સઝાય, ॥

॥ એ છિંડિ કિહાં રાખી ॥ એ દેશી ॥

॥ અર્કપ્રભાસમ બોધ પ્રભામાં, ધ્યાનપ્રિયા એ દિઠી ॥ તત્વતણી પ્રતિપત્તિ ઈહાં વસી, રોગ નહી સુખ પુઠી રે ॥ ભવિકા વીરવચન ચિત્ત ધરિયે ॥ ૧ ॥ એ આંકણી ॥ સઘળું પરવશ છે દુઃખલક્ષણ, નિજવશ તે સુખ લહિયે ॥ એ દૃષ્ટે આતમગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહિયે રે ॥ ભવિ૦ ॥ ૨ ॥ નાગરસુખ પામર નવિ જાણે, વલ્લભસુખ ન કુમારી ॥ અનુભવ વિણ તેમ ધ્યાન તણું સુખ, કુણ જાણે નરનારી રે ॥ ભ૦ ॥ ૩ ॥ એહ દૃષ્ટિમાં નિર્મલબોધે, ધ્યાન સદા હોયે સાચું ॥ દૂષણરહિત નિરંતર જ્યોતિ, રતન તે દીપે, જાચું રે ॥ ૪ ॥ વિષભાગ ક્ષય શાંત વાહિતા, શિવમારગ ધ્રુવનામ ॥ કહે અસંગ ક્રિયા ઈહાં યોગી, વિમલસુયશ પરિણામ રે ॥ ભ૦ ॥ ૫ ॥

---

## ॥ આઠમી પરાદ્રષ્ટીની સજઝાય, ॥

॥ તુજ સાથે નહીં બોલું મ્હારા વાલા તેં મુજને વીસારીજી ॥ એ દેશી ॥

॥ દૃષ્ટિ આઠમી સારસમાધે, નામ પરાતસ જાણુંજી ॥ આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશિસમ બોધ વખાણુંજી ॥ નિરતિચાર પદ એહમાં યોગી, કહિયે નહિ અતીચારીજી ॥ આરોહે આરૂઢે ગિરિને, તેમ એહની ગતિ ન્યારીજી ॥ ૧ ॥ ચંદનગંધ સમાન ખિમા ઈહાં, વાસકને નગવેષેજી ॥ આસંગ વર્જિત વસી એહમાં, કિરિયા નિજગુણ લેખેજી ॥ શિક્ષાથી જેમ રતનનિયોજન, દૃષ્ટિ ભિન્ન તેમ એહોજી ॥ તાસ વિયોગે કરણ અપૂરવ, લહે મુનિ કેવળ ગેહોજી ॥ ૨ ॥ ક્ષીણદોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ ફલ ભોગીજી ॥ પરઉપગાર કરી શિવસુખ તે, પામે યોગ અયોગીજી ॥ સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિલય, પૂરણ સર્વ સમીહાજી ॥ સર્વ અરથયોગે સુખ તેહથી, અનંત ગુણ નિરિહાજી ॥ ૩ ॥ એ અડદિઠ્ઠી કહી સંક્ષેપે, યોગશાસ્ત્ર સંકેતેજી ॥ કુલ યોગીને પ્રવૃત્ત ચક્ર જે તેહતણે હિતહેતેજી ॥ યોગી કુલે જાયા તસ ધર્મે, અનુગત તે કુલયોગીજી ॥ અદ્વેષી ગુરૂદેવદ્વિજ પ્રિય, દયાવંત ઉપયોગેજી ॥ ૪ ॥ શુશ્રુષાદિક અડગુણ સંપૂરણ, પ્રવૃત્તચક્ર તે કહિયે જી ॥ યમદ્રય લાભી પરદુગ અર્થી, આદ્ય અવંચક લહિયેજી ॥ ચાર અહિંસાદિક યમ ઈચ્છા, પ્રવૃત્તિ થિર સિદ્ધિ નામોજી ॥ શુદ્ધ રૂચે પાળે અતિચારહ, ટાળે ફળ પરિણામેજી ॥ ૫ ॥ કુલયોગીને પ્રવૃત્તચક્રને, શ્રવણશુદ્ધિ પક્ષપાતેજી ॥ યોગદૃષ્ટિ ગ્રંથે હિત હોવે, તેણે કહ્યું એ વાતોજી ॥ શુદ્ધ ભાવને સુની કિરિયા બેહુમાં અંતર કેતોજી ॥ જલહલતો સૂરજને ખજુઓ, તાસ તેજમાં તેતો જી ॥ ૬ ॥ ગુહ્યભાવ એ તેહને કહિયે, જેહસું અંતર ભાંજેજી ॥ જેહસું ચિત્ત પટંતર હોવે, તેહસુ ગુહ્ય ન છાજેજી ॥ યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો, કરશે મોટી વાતો જી ॥ ખમસે તે પંડિત પરિષદમાં, મુષ્ટિ પ્રહારને લાતો જી ॥ ૭ ॥ સભા ત્રણ શ્રોતાગુણ અવગુણ, નંદિસૂત્રે દીશેજી ॥ તે જાણિએ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી ॥ લોકપૂરયો નિજ નિજ ઈચ્છા, યોગ ભાવ ગુણરયણેજી ॥ શ્રી નવવિજય વિબુધપય સેવક, વાચક યશને વયણેજી ॥ ૮ ॥

---

## ॥ श्री यशोविजयजी कृत अढारपापस्थानकनी १८ अढार सज्झायो ॥

### ॥ પ્રથમ પ્રાણાતીપાતની સઝાય, ॥

કપુર હોયે અતિ ઉજળું રે ॥ એ દેશી ॥

પાપસ્થાનક પહિલું કહ્યુંરે, હિંસા નામે દુરંત ॥ મારે જે જગ જિવનેરે ॥ તે લહે મરણ અનંતરે ॥ પ્રાણી જિનવાણી ધરો ચિત્ત ॥ ટેક. ॥ ૧ ॥ માત પિતાદિ અનંતનારે, પામે વિયોગે તે મંદ ॥ દારિદ્ર દોહગ નવી ટળેરે, મિલે ન વલ્લભ વૃંદરે ॥ પ્રા૦ ॥ ૨ ॥ હોય વિપાકે દશ ગુણુંરે, એક વાર કિયું કર્મ ॥ સતસહસ્રકોડી ગમેરે, તિવ્રભાવનાં મર્મરે ॥ પ્રા૦ ॥ ૩ ॥ મેર્યં કહેતાં પણ દુખ હુવેરે, મારે કિમ નવિ હોય ॥ હિંસા ભગીનિ અતિ બુરિરે, વિશ્વાનરની જોયરે ॥ પ્રા૦ ૪ ॥ જેહને જોરે જે હુઆરે, રૌદ્રધ્યાન પ્રમત્ત ॥ નરક અતિથી તે નૃપ હુઆરે, જિમ સુભૂમ બ્રહ્મદત્તરે ॥ પ્રા૦ ॥ ૫ ॥ રાય વિવેક કન્યાપિમારે, પરાણાવિ જશ સાંઈ ॥ તેહ થકી દૂરે ટળે રે. હિંસા નામે બલાયરે ॥ પ્રા૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૧ ॥

### ॥ બીજી મૃષાવાદની સઝાય. ॥

લાછલદે માત મલ્હાર ॥ એ દેશી ॥

બીજુંયે પાપનું સ્થાન, મૃષાવાદ દૂર ધ્યાન ॥ આજ હો છંડોરે ભવિ મંડો ધર્મશ્યું પ્રીતડીજી ॥ ૧ ॥ વૈર ખેદ અવિસ્વાસ, એહુથી દોષ અભ્યાસ ॥ આજ હો થાયેરે નવિ જાયે વ્યાધિ અપથ્યથીજી ॥ ૨ ॥ રહેવું કાલિક સૂરી, પરિજન વચન તે ભૂરિ ॥ આજહો સેહેવુંરે નવિ કહેવું જુઠ ભયાદિકેજી ॥ ૩ ॥ આશાન ધરત આકાશ, વસુનૃપ હુઓ સુપ્રકાશ ॥ આજહો જુઠેરે સૂર રૂઠે ઘાલ્યો રસાતળેજી ॥ ૪ ॥ જે સત્યવ્રત ધરે ચિત્ત, હોયે જગમાંહિ પવિત્ત ॥ આજહો તેહનેરે નવિ ભયસૂર, વ્યંતર યક્ષથી જી ॥ ૫ ॥ જે નવિ ભાખે અલિક, બોલે ઠાવું ઠીક ॥ આજહો ટેકેરે, સુવિવેકે સુજસ તે સુખ વરેજી ॥ ૬ ॥ ઇતિ ॥ ૨ ॥

### ॥ તૃતીય અદત્તાદાનની સઝાય. ॥

નીંદડી વેરણ હુઈ રહીરે ॥ એ દેશી ॥

ચોરિ વ્યસન નીવારીયે, પાપસ્થાનક હો ત્રીજું કહ્યું ઘોર કે ॥ ઈહભવ પરભવ દુઃખ ઘણાં, એહ વ્યસને હો પામે જગિં

ચોરકે ॥ ચો૦ ॥ ૧ ॥ ચોર તે પ્રાયે દરિદ્રી હુએ, ચોરિથી હો ધન ન ઠરે નેટકે ॥ ચોરનો કોઇ ધણી નહિ, પ્રાયે ભૂખ્યો હો રહે ચોરનો પેટકે ॥ ચો૦ ॥ ૨ ॥ જિમ જળમાંહિ નાંખિઉં, તળે જોયે હો જળની [1]અયગોલકે ॥ ચોર કઠોર કરમ કરી, જાયે નરકે હો તિમ નિપટ નિટોલકે ॥ ચો૦ ॥ ૩ ॥ નાઠું પડયું વળી વીસર્યું, રહ્યું રાખ્યું હો થાપણ કર્યું જેહકે ॥ તૃણ [2]તુશમાત્ર ન લિજીયે, અણદિધું તિહાં કોઈનું તેહકે ॥ ચો૦ ॥ ૪ ॥ દુર અનર્થ સકળ ટળે, મિલે વાહાલાં હો સઘળે જશ થાયકે ॥ સૂર સુખનાં હુએ ભેટણાં, વ્રત બીજું હો આવેજ સવાય કે ॥ ચોર૦ ॥ ૫ ॥ તજી ચોરપણું જે ચોરટા, હોયે દેવતા હો રોહિણીઓ જેમકે ॥ એ વ્રતથી જસ સુખ લહે, વળી પ્રાણીહો વહે પુન્યશું પ્રેમકે ॥ ચો૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ ચતુર્થ મૈથુનવ્રતની સઝાય. ॥

॥ તુંમે બહુ મિત્રીરે સાહિબા ॥ એ દેશી ॥

પાપસ્થાનક ચોથું વરજીએ, દુરગતિ મુળ અબંભ ॥ જગ સવિ મુઝયો છે એહમાં, છાંડિ તેહ અચંભ ॥ પાપસ્થાનક ચોથું વરજીએ ॥ ટેક ॥ ૧ ॥ રૂડું લાગેરે એ ધુરે, પરિણામે અતિ કૂર ॥ ફળ કિંપાકની સારિખાં, વરજે સજ્જન દૂર ॥ પા૦ ॥ ૨ ॥ અધર વિદ્રુમ સ્મિત ફૂલડાં, કુચફળ કઠિન વિસાળ ॥ રામા દેખી ન રાચિયે, એ વિષવેલિ રસાળ ॥ પા૦ ॥ ૩ ॥ પ્રબળ જ્વલિત અય પૂતળી, આલિંગ ભલું તંત ॥ નરક દુઆર નિતંબનિ, જઘન સેવક એ દૂરંત ॥ પા૦ ॥ ૪ ॥ દાવાનલ ગુણ વન તણો કુલમસિ કુચર્ક એહ ॥ રાજ્યધાની મોહરાયની, પાતક કાનને મેહ ॥ પા૦ ॥ ૫ ॥ પ્રભુતાયે હરિ સારિખો, રૂપે મયણ અવતાર ॥ સીતાયેરે રાવણ યથા, છંડો પરનરનારિ ॥ પા૦ ॥ ૬ ॥ દસ શિર રણમાંહિ રોળાવ્યા, રાવણ વિવસ અચંભ ॥રામે ન્યાયેરે આપણો, રોપ્યા જગજય થંભ ॥ પા૦ ॥ ૭ ॥ પાપ બંધાયેરે અતિ ઘણાં, સુકૃત સકળ ક્ષય જાય ॥ અબ્રહ્મચારિનું ચિંતવ્યું, કદિય સફળ નવિ થાય ॥ પા૦ ॥ ૮ ॥ મંત્ર ફળે જગ જસ વધે, દેવ કરેરે સાનિધ્ય ॥ બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનિધિ ॥ પા૦ ॥ ૯ ॥ શેઠ સુ-

૧ લોઢાનો ગોળો, ૨ ફોતરા.

દર્શનને ટળિં, સુળી સિંહાસન હોય ॥ ગુણ ગાયે ગગનેરે દેવતા, મહિમા શિથિલનો જોય ॥ પા૦ ॥ ૧૦ ॥ મુળ ચારિત્રનું એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન ॥ સીલ સલિલ ધરિજીકે, તસ હોય સુજસ વખાણ ॥ પા૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥ ૪ ॥

## ॥ પંચમ પરિગ્રહની સઝાય. ॥

॥ સુમતિ સદા દીલમાં ધરો. ॥ એ દેશી ॥

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂળ ॥ સલુણે ॥ પરિગ્રહ જેહ ધરે ઘણો, તસ તપ જપ સવિ પ્રતિકુળ ॥ સ૦ ॥ પ૦ ॥ ૧ ॥ નવિ પલટાયે મુળ રાશીથી, માર્ગિ કહિય ન હોય ॥ સ૦ ॥ પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુ નિંધ દૂષણ સોય ॥ સ૦ ॥ પ૦ ॥ ૨ ॥ પરિગ્રહ મદ ગરૂઅત્તણે, ભવમાંહિ પડી જંત ॥ સ૦ ॥ યાનપાત્ર જેમ સાયરે, ભારાક્રંત અત્યંત ॥ સ૦ ॥ પ૦ ॥ ૩ ॥ ગ્યાન ધ્યાન હયગય વરે, તપ જપ શ્રુત પરીતંત ॥ સ૦ ॥ છાંડિ રામ પ્રભુતા લહે, મુનિપણે પરિગ્રહવંત ॥ સ૦ ॥ પ૦ ॥ પરિગ્રહ ગ્રહ વસે લિંગીયા, લેઈ કુમતિ રજસિસ ॥ સ૦ ॥ જિમ તિમ જગે લવતા ફિરે, ઉનમત હુએ નિશદિન ॥ સ૦ ॥ પ૦ ॥ ૫ ॥ તૃપતિ ન જિવ પરિગ્રહી, યેંધણથી જિમ આગ ॥ સ૦ ॥ તૃષ્ણા દાહ તે ઉપસમે, જળ સમ જ્ઞાન વૈરાગ ॥ સ૦ ॥ પ૦ ॥ ૬ ॥ તૃપતો સગર સુતે નહિ, ગોધનથી કુચીકર્ણ ॥ સ૦ ॥ તિલક શેઠ વળી ધાનથી કનકે નંદ સકર્ણ ॥ સ૦ ॥ સુખી એક અપરિગ્રહિ, સાધુ સુજશ સમ કંદ ॥ સ૦ ॥ પ૦ ॥ ૮ ॥ ઈતિ,

## ॥ ષષ્ઠમ ક્રોધ સ્થાનકની સઝાય. ॥

॥ ઋષભનો વંશ રયણાયરૂ ॥ એ દેશી. ॥

ક્રોધ તે બોધ નિરોધ છે, ક્રોધ તે સંજમ ઘાતિરે ॥ ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ તે દૂરિત પક્ષપાતિરે ॥ ૧ ॥ પાપસ્થાનક છઠું પરિહરો ॥ મન ધરો ઉત્તમ ખાતિરે ॥ ક્રોધ ભુજંગની જાંગુલી, એહ કહિ જયવંતિરે ॥ પા૦ ॥ ૨ ॥ પૂરવ કોડિ ચરણ ગુણે, ભાગ્યો છે આત્તમ જેણેરે ॥ ક્રોધ વિવશ હુતા દોય ઘડી, હારિયે સવિ ફળ તેણેરે ॥ પા૦ ॥ ૩ ॥ બાળે તે આશ્રમ આપણો, ભજના અન્યને દાહિરે ॥ ક્રોધ કસાનું સમાન છે, ટાળિયે પ્રસમ પ્રવાહરે ॥ પા૦ ॥ ૪ ॥ આક્રોશ તર્જના ઘાતના, ધર્મ

ભંશમાં ભાવિરે ॥ અગ્નીમ અગ્નીમ વીહરથી, લાભ તે શુદ્ધ સ્વભાવરે ॥ પા૦ ॥ ૫ ॥ નહોયે હોઇતો ચિર નહિ, ચિર રહેતો ફળ છેહોરે ॥ સજ્જન ક્રોધ તે એહવો, જેહવો દુરિજન નેહોરે ॥ પા૦ ॥ ૬ ॥ ક્રોધિ મુખે કટુ બોલણાં, કંટકિયા કૂર શાખિરે ॥ અદિઠ કલ્યાણ કરા કહ્યા, દોષના તરુ સત શાખિરે ॥ પા૦ ॥ ૭ ॥ કુરગડૂ ચઉ તપ કરી, ચરીત સુણી સમ આણો રે ॥ ઉપસમ સાર છે પ્રવચને, સુજસ વચન એ પ્રમાણોરે ॥ પા૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ સપ્તમ પાપસ્થાનકની સઝાય. ॥

નદી જમુનાંકે તીર ઉડે દોય પંખીયાં. ॥ એ દેશી ॥

પાપસ્થાનક કહે સાતમું શ્રી જિનરાજાએ, માન માનવ ને હોય દુરિત શીરતાજએ ॥ આઠ સિખર ગિરીરાજ તણાં આડાંવળે, નાવે વિમલાં લોક તિહાં કિમ તમ ટળે ॥ ૧ ॥ પ્રજ્ઞામદ તપમદ વળિ ગોત્રમદે ભર્યા, આજિવિકામદવંત ન મુગતી અંગીકર્યા ॥ ક્ષયોપશમ અનુસારે જો એહ ગુણ વહે, સ્યો મદ કરવો એહમાં નિર્મદ સુખ લહે ॥ ૨ ॥ ઉચ્ચભાવ દ્રગ દોષ મદજવર આકરો, હુએ તેહનો પ્રતિકાર કહે મુનિવર ખરો ॥ પુરવ પૂરૂષ સિંધુરથી લઘુતા ભાવનું, શુદ્ધ ભાવન તે પાવન સીવ સાધન નવું ॥ ૩ ॥ માને ખોયું રાજ્ય લંકાનું રાવણે, નરનું માન હર્યું હરી આવી ઐરાવણે ॥ થુલિભદ્ર શ્રુતમદથી પામ્યા વિકાર એ, માને જીવને આવે નરક અધિકાર એ ॥ ૪ ॥ વિનય શ્રુત તપશિલ ત્રિવર્ગ હણે સવે, માન તે જ્ઞાનનો ભંજક હોયે ભવે ભવે ॥ લુંપક છેક વિવેક નયણનો માન છે, એહ જે છાંડે તાસ ન દુઃખ રહે પછે ॥ ૫ ॥ માને બાહુબળી સંવત્સર એક કાઉસંગ રહ્યા, નિર્મદ ચક્રિ સેવક દોઈ મુનિ સમ કહ્યા ॥ સાવધાન તજિ માન જે ધ્યાન ધવળ ધરે, પરમ સુજસ રામા તસ આલિંગન કરે ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ અષ્ટમ પાપસ્થાનકની સઝાય. ॥

॥ રાય કહે રાણી પ્રતે. ॥ એ દેશી. ॥

પાપસ્થાનક આઠમું કહ્યું સુણો સંતાજી, છાંડો માયા મુળ ગુણવંતાજી ॥ કષ્ટ કરી વ્રત આદરી ॥ સુ૦ ॥ માયા તે પ્રતીકૂળ

॥ ગુ૦ ॥ ૧ ॥ નગન માસ ઉપવાસીયા ॥ સુ૦ ॥ સિથલિયે કૃશ અન્ન ॥ ગુ૦ ॥ ગર્ભ અનંતા પામસ્યે ॥ સુ૦ ॥ જો છે માયા મન ॥ ગુ૦ ॥ ૨ ॥ કેશ લોચમલ ધારણા ॥ સુ૦ ॥ ભૂમી શય્યા વ્રત પાગ ॥ ગુ૦ ॥ સુકર સકળ છે સાધુને ॥ સુ૦ ॥ દુઃક્કર માયા ત્યાગ ॥ ગુ૦ ॥ ૩ ॥ નયન વચન આકારનું ॥ સુ૦ ॥ ગોપન માયા વંત ॥ ગુ૦ ॥ જેહ કરે અશતિ પરે ॥ સુ૦ ॥ તે નહિ હિત કરતંત ॥ ગુ૦ ॥ ૪ ॥ કુસમપુરે ઘર શેઠને ॥ સુ૦ ॥ હેઠે રહ્યો સંવિગ્ન ॥ ગુ૦ ॥ ઉપરે તશ બીજો રહ્યો ॥ સુ૦ ॥ મુત્કલપીંણ સુગુણજ્ઞ ॥ ગુ૦ ॥ ૫ ॥ દંભિ એક નિંદા કરે ॥ સુ૦ ॥ બીજો ધરે ગુણરાય ॥ ગુ૦ ॥ પહિલાના ભવ દુસ્તર કહ્યા ॥ સુ૦ ॥ બીજાને કેવળ ત્યાગ ॥ ગુ૦ ॥ ૬ ॥ વિધી નિષેધ નવિ ઉપદિસે ॥ સુ૦ ॥ એકાંતે ભગવંત ॥ ગુ૦ ॥ કારણી નીઃકપટી હુવું ॥ સુ૦ ॥ એ આણા છે તંત ॥ ગુ૦ ॥ ૭ ॥ માયાથી અળગા રહો ॥ સુ૦ ॥ જિમ મિલો મુગતિસ્યું રંગ ॥ ગુ૦ ॥ સુજશ વિલાશ સુશી રહો ॥ સુ૦ ॥ લક્ષણ આવે અંગ ॥ ગુ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ નવમ પાપસ્થાનક લોભની સઝાય. ॥

॥ જિરે મારે જાગ્યો કુમર જાંમ. ॥ એ દેશી. ॥

જિરે મારે લોભ તે દોષ અથોભ ॥ પાપસ્થાનિક નવમું કહ્યું જીરેજી ॥ જિ૦ એ છે સર્વ વિનાશનું મુળ, એહથી કિહું ણે ન સુખ લહ્યુંજી ॥ ૧ ॥ જિ૦ સુણીયેરે બહુ લોભાર્ત, ચક્રવર્તિ હરિનીકથાજી ॥ જિ૦ પામ્યા તે કટુક વિપાક, પીવત રક્ત જલોયથાજી ॥ ૨ ॥ જિ૦ નિરધનને શત ચાહ, સહસ લહેસત લોભિ યોજી ॥ જિ૦ સહસ લહે લખ લોભ, લખ લાભે રસ કોડિયેજી ॥ ૩ ॥ જિ૦ કોટિસર નૃપ રિદ્ધિ, નૃપ ચાહે ચક્રિપણુંજી ॥ જિ૦ ચક્રી ચાહે સૂર ભોગ, સુર ચાહે સૂરપતિ સુખ ઘણું જી ॥ ૪ ॥ જિ૦ મૂલ લઘુપણિ લોભ, વાધે સરાવતણિ પરે જી ॥ જિ૦ ઉત્તરાધ્યાયને અનંત, ઇચ્છા આકાશ સમિ કહિજી ॥ ૫ ॥ જિ૦ સ્વયંભૂરમણ સમૂદ્ર, કોઇ જે અવગાહિ સકેજી ॥ જિ૦ તો પીણ લોભ સમૂદ્ર પાર ન પામે બળ થકેજી ॥ ૬ ॥ જિ૦ કોઈ લોભ મદ હેતિ, તપ શ્રુત હરે જે જડાજી ॥ જિ૦ કાગ ઉડાવણ હેતિ, સૂરમણી તે નાંખી પંડાજી ॥ ૭ ॥ જિ૦ લોભ તજે તે વિર, તશ

સવિ સંપતિ કિંકરીજી ॥ જિ૦ સુજસ તે પુન્ય વિલાશ, ગાવે તસ સૂરસુંદરીજી ॥ ૮ ॥ ઇતિ ॥ ૯ ॥

## ॥ દશમ પાપસ્થાનકની સઝાય. ॥

॥ સુણ મોરિ સજની રજની ન જાયેરે ॥ એ દેશી ॥

પાપસ્થાનિક દશમું કહ્યું રાગરે, કુણહિ ન પામ્યો તેહનો તાગરે ॥ રાગે વાહ્યા હરિહર બંભરે, રાચે નાચે કરિ અચંભરે ॥ ૧ ॥ રાગે તે કેસરી છે વડરાજારે, વિષયાભિલાષ તે મંત્રી તાજારે ॥ જેહનાં છોરૂ ઈંદ્રી પંચોરે, તેહનો કીધો એ સકલ પ્રપંચોરે ॥ ॥ ૨ ॥ જેહ [1]સદાગમ વશ્ય હુઈ જાશ્યેરે, અપ્રમત્તતા સિખરે વાશ્યેરે ॥ ચરણ ધરમ નૃપ શૈલ વિવેકેરે, તેહશ્યું ન ચળે રાગિ ટેકેરે ॥ ૩ ॥ બીજા તો સવિ રાગે વાહ્યારે, એકાદશ ગુણઠાણે ઉભાહ્યારે ॥ રાગે પિડિયા તે સવિ સુતારે, નરયનિગોદ મહાદૂખ જૂતારે ॥ ૪ ॥ રાગ હરણ તપ જપ શ્રુત ભાખ્યાં રે, તેહથિ પણ જેણે ભવફળ ચાખ્યાં રે ॥ તેહનો કોઈ ન છે પ્રતિકારોરે, [2]અમિય હોયે વિષ તિહાં સ્યો [3]ચારોરે ॥ ૫ ॥ તપ બળ છુટા તરણું તાણિરે, કંચન કોડિ અષાઢભૂતિ નાંણિરે ॥ નંદીષેણ પણ રાગે નડિયારે, શ્રુતનિધી પણ વેશ્યા વશ પડિયારે ॥ ૬ ॥ બાવિસ જિન પણ રહે ઘરવાસેરે, વરતતા પૂરવ રાગ અભ્યાસેરે ॥ વજૂબંધ પણ જસબળે ત્રુટેરે, નેહતંતુથી તેહ ન છુટેરે ॥ ૭ ॥ દેહ ઉચ્ચાટને અગ્નિનું દહવુંરે, ઘણકુટ્ટન એ સવિ દૂખ સહેવુંરે ॥ અતિ ઘણું રાતિ જે હોયે મજિઠરે, રાગ તણો ગુણ એહજ વિઠરે ॥ ૮ ॥ રાગ ન કરજ્યો કોઇ કુણ નરશ્યુંરે, નવિ રહેવાયતો કરજ્યો મુનિશ્યુંરે ॥ મણિ જિમ ફણિ વિષનું તિમ નેહોરે, રાગનું ભેષજ સુજન સનેહોરે ॥ ૯ ॥ ઈતિ ॥ ૧૦ ॥

## ॥ અગ્યારમા પાપસ્થાનકની સઝાય. ॥

॥ લાલનનિ દેશી ॥

દ્વેષ ન ધરિયે લાલન દ્વેષ ન ધરિયે, દ્વેષ તજ્યાથી લાલન શિવસુખ વરિયે ॥ લા૦ ॥ પાપસ્થાનક અગ્યારમું કુડું; દ્વેષરહિત ચિત હોયે સવિ રૂડું ॥ લા૦ ॥ હોયે સ૦ ॥ ૧ ॥ ચરણ કરણ ગુણ બનિ ચિત્રશાલિ, દ્વેષ ધ્રુમ્રેરે હોયે તે કાળી ॥ લા૦ ॥ હો૦ ॥ દોષ બેંતાળીસ શુદ્ધ આહારે, ધૂમ્ર દોષ તો પ્રબળ વિકારો ॥ લા૦ ॥

૧ સતશાસ્ત્ર, ૨ અતિધણું, ૩ ઉપાય.

પ્ર૦ ॥ ૨ ॥ ઉઅવિહારિ ને તપજપ કરિયા, કરતા દ્વેષે તે ભવમાંહિં ફિરિયા ॥ લા૦ ॥ ભ૦ ॥ યોગનું અંગ અદ્વેષ છે પહેલું, સાધન સવિ લહે તેહથી વહેલું ॥ લા૦ ॥ તે૦ ॥ ૩ ॥ નિરગુણ તે ગુણવંતની જાણે, ગુણવંત તે ગુણ દ્વેષમાં તાણે ॥ લા૦ ॥ દ્વેષ ॥ આપ ગુણિને વળી ગુણરાગી, જગમાંહિં તેહની કિરતિ જાગી ॥ લા૦ ॥ કિ૦ ॥ ૪ ॥ રાગ ધરિજે તિહા ગુણ લહિજે, નિરગુણ ઉપરે સમચિત રહિજે ॥ લા૦ ॥ સ૦ ॥ ભવથિતિચિંતન સુજશ વિલાસે, ઉત્તમના ગુણ એમ પ્રકાસે ॥ લા૦ ॥ એ૦ ॥ ૫ ॥ ઇતિ ॥૧૧॥

## ॥ બારમા પાપસ્થાનકની સઝાય. ॥

રાગ બંગાલો ॥ કિસકે ચેલે બે કિસકે પુત્ત ॥ એ દેશી ॥

કલહ તે બારમું પાપનું સ્થાન, દુરગતિ વનનું મૂળ નિદાન સાજન સાંભળો ॥ મોટો રોગ કલહ કાચ કાંમળો ॥ એ આંકણી ॥ દંતકલહ જે ઘરમાંહિ હોય, લછિ નિવસે તિહાં નવિ જોય ॥ સા૦ ॥ મો૦ ॥ ૧ ॥ સ્યું સુંદરિ તું ન કરે સાર, ન કરે આપે કાંરે ગમાર ॥ સા૦ ॥ ક્રોધમુખિ તું તું ધિકાર, તુજથી અધિકો કુણ કળિકાળ ॥ સા૦ ॥ મો૦ ॥ ૨ ॥ સાહમું બોલે પાપણી નીતિ, પાપી તુજ પિતા જોઉ ચિત ॥ સા૦ ॥ દંસકલહ એમ જેહને થાય, તે દંપતિને સુખ કુણ ઠાય ॥ સા૦ ॥ મો૦ ॥ ૩ ॥ કાંટે કાંટે થાયે વાડિ, બોલે બોલે વાધે રાડિ ॥ સા૦ ॥ જાણી મોન ધરે ગુણવંત, સો સૂખ પામે અતુલ અનંત ॥ સા૦ ॥ મો૦ ॥ ૪ ॥ નિત્તિ કલહણ કોહણ સીલ, ભંડણ સીસ વિવાદ સસીલ ॥ સા૦ ॥ ચિત્ત ઉતાપ ધરે જે એમ, સંયમ કરે નિરર્થક તેમ ॥ સા૦ ॥ મો૦ ॥ ૫ ॥ કલહ કરીને ખમાવે જેહ, લઘુ ગુરૂ આરાધન હુએ તેહ ॥ સા૦ ॥ કલહ સમાવે તે ધન્ય ધન્ય, ઉપસમ સાર કહ્યો સામાન્ય ॥ સા૦ ॥ મો૦ ॥ ૬ ॥ નારદ નારિ નિર્દય ચિત્ત, કલહ ઉદીરે ત્રિણે નિત્ત ॥ સા૦ ॥ સજ્જન સુજશ સીલ મહંત્ત, વારે કલહ સ્વભાવે સંત ॥ સા૦ ॥ મો૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૧૨ ॥

## ॥ તેરમા પાપસ્થાનકની સઝા. ॥

॥ અરણીક મુનિવર ચાલ્યા ગોચરી ॥ એ દેશી ॥

પાપસ્થાનિક તેરમું છાંડિયે, અભ્યાખ્યાન દૂરંતોજી ॥ આળ તા આળ જે પરનાં ઉચ્ચરે, દુઃખ પામે તે અનંતોજી ॥ ૧ ॥ ધન્ય

ધન્ય તે નર જે જિનમત ધરે ॥ એ આંકણી ॥ અછતે દોષરે અ-ભ્યાખ્યાન જે, કરે ન પુરે ઠાણોજી ॥ તે તે ચોખેરે તેહને દૂખિયે, એમ ભાખે જિન ભાણોજી ॥ ધ૦ ॥ ૨ ॥ જે બહુ મુશરીરે જે ગુણમચ્છરી, અભ્યાખ્યાનિ તેહોજી ॥ પાતિક લાગેરે અણકિધાં સહી, તે કીધું સવિ ખેરેજી ॥ ધ૦ ॥ ૩ ॥ મિથ્યા મતિનારે દસ સંજ્ઞાજિકે, અભ્યાખ્યાનના ભેદોજી ॥ ગુણ અવગુણનોરે જે કરે પાલટો, તે પામે બહુ દોષજી ॥ ધ૦ ॥ ૪ ॥ પરને દોષ ન અછતા દિજીયે, પીજીયે જો જિનવાણીજી ॥ ઉપસમરસસયુરે ચિતમાં ભિ-જીયે, કિજિયે સુજસ કમાણીજી ॥ ધ૦ ॥ ૫ ॥ ઇતિ ॥ ૧૩ ॥

## ॥ ચૌદમા પાપસ્થાનકની સઝાય. ॥

॥ સીરોઇનો સાળુ હોકે ઉપર યોધપુરી ॥ એ દેશી ॥

પાપસ્થાનક કહોકે ચૌદમું આકરૂં, પીશુનપણાનું હોકે વ્ય-સને છે અતિ બુરૂં ॥ અશાનમાત્રના હોકે શુનગ કૃતજ્ઞ છે, તેહથી ભુંડું હોકે પિશુન લવેપ છે ॥ ૧ ॥ બહુ ઉપરે હોકે પીશુનની પરે પરે, કલહનો દાતો હોકે હોયે તે ઉપરે ॥ દૂધે ધોયો હોકે વાયશ ઉજળો, કિમ હોયે પ્રકૃતિ હોકે જેહ છે શામળો ॥ ૨ ॥ તિલહતિ ત્રણ હોકે નેહ છે જિહાંલગે, નેહ પણઠે હોકે ખલ ક હિયે જગે ॥ મની સનેહી હોકે નિરદય હૃદયથી, પીસુનની વાર્તા હોકે નવિ જાયે કથી ॥ ૪ ॥ ચાડી કરતાં હોકે વાડી ગુણતણી, સુકે ચૂકે હોકે ખેતી તે પુન્ય તણી ॥ કોઈ ન દેખે હોકે વદન તે પીશુનતણું, નિરમળ કુળને હોકે દીયે તે કલંક ઘણું ॥ ૪ ॥ જિન સજ્જન ગુણ હોકે પીશુન તે દૂખિયે, તિમ તિણે સહજે હોકે ત્રિભુવન ભુસિયે ભસ્મે માંજ્યો હોકે, દર્પણ હોઈ ભલો સુ-જસ સવાઈ હોકે સજ્જન કૂલતિલો ॥ ૫ ॥ ઇતિ ૧૪ ॥

## ॥ પંદરમા પાપસ્થાનકની સઝાય. ॥

॥ પ્રથમ ગોવાળા તણે ભવેજી ॥ એ દેશી ॥

જિહાં રતિ કોઈ કારણેજી, અરતિ તિહાં પણ હોય ॥ પાપ સ્થાનક તે પન્નરમુંજી, તિણે એ એકજ જોઇ ॥ ૧ ॥ સુગુણનર સમજો ચિત્ત મઝાર ॥ ચિંતન અરતિ રતિ પાંખસ્યુંજી, ઉડે પંખીરે ચિત ॥ પંજર શુદ્ધ સમાધિનિજી, રૂંધ્યો રહે તે મીત્ત ॥સુ૦॥ સ૦ ॥ ૨ ॥ મનપારદ ઉડે નહિજી, પામે અરતિ રતિ અંગ ॥ તો હુયે

સિદ્ધિ કલ્યાણનીજી, ભાવઠ જાયે ભાગિ ॥ સુ૦ ॥ સુ૦ ॥ ૩ ॥ પર-વરસે અરતિ રતિ કરીજી, ભૂતારથ હુયે જેહ ॥ તશ વિવેક આવે નહિજી, હોયે ન દૂખનો છેહ ॥ સુ૦ ॥ સ૦ ॥ ૪ ॥ નહિ રતિ અ-રતિ છે વસ્તુથીજી, જે ઉપજે મનમાંહિં ॥ અંગજ વલ્લભ સુત હુઓ જી, જૂકાદિક નહિં કાંઈ ॥ સુ૦ ॥ સ૦ ॥ ૫ ॥ મનકલ્પિત રતિ અરતિ છેજી, નહિ સત્ય પર્યાય ॥ નહિં તો વેચી વસ્તુમાંજી, કિંમતે સવિ મેટિ જાય ॥ સુ૦ ॥ સ૦ ॥ ૬ ॥ જેહ અરતિ રતિ નવિ ગણેજી, સુખ દુખ હેતુ સમાન ॥ તે પામે જસ સંપાદજી, વાધે જગે તસ વાન ॥ સુ૦ ॥ સ૦ ॥ ૭ ઇતિ ॥ ૧૫ ॥

## ॥ સોળમા પાપસ્થાનકની સઝાય.॥

॥ સાહિબ બાહુ જિણેસર વિનવું ॥ એ દેશી ॥

સુંદર પાપસ્થાનક તજો સોળમું, પરનિંદા અસરાલ હો ॥ સુંદર નિંદક જે મૂખરી હુવે, તે ચોથો ચંડાળ હો ॥ સુંદર પાપસ્થાનક તજો સોળમું ॥ એ ટેક ॥ સુંદર જેહને નિંદાનો ઢાળ છે, તપ કિરિયા તસ ફોક હો ॥ સું૦ દેવ કિલવિશ તે ઉપજે એહ ફળ રોકા રોક ॥ સું૦ ॥ ૨ ॥ સુંદર ક્રોધ અજીરણ તપ તણું, જ્ઞાન તણો અહંકાર હો ॥ સું૦ પરનિંદા કિરિયા તણો વમન અજીરણ આહાર હો ॥ સું૦ ॥ ૩ ॥ સુંદર નિંદકનો જે સ્વભાવ છે, તાસ કથન નવિ નંદ હો ॥ સું૦ નામ ધરિને નિંદા કરે, તે મહા મતિમંદ હો ॥ સું૦ ॥ ૪ ॥ સુંદર રૂપ ન કોય ધરિયે, દાખિયે નિજ નિજ રંગો હો ॥ સુ૦ તે માંહિં કાંઈ નિંદા નહીં, બોલે બીજો અંગ હો ॥ સુ૦ ॥ ૫ ॥ સુંદર એહ કુશિલને ઇમ કહે, કોપ હુયે જે ભાખે હો ॥ સુ૦ તેહ વચન છે નિંદા તણો, દશ વૈકાલિક શાખી હો ॥ સુ૦ ॥ ૬ ॥ સુંદર દોષ નિજ રથી નિંદા હુવે, ગુણ નજરે હુયે રાગે હો ॥ સુ૦ જગ સવિ ચાલે માદલ મઢયો, સર્વ ગુણી વિતરાગ હો ॥ સુ૦ ॥ ૭ ॥ સુંદર નિજમુખ કનક કચોલડે, નિંદક પરિમલ લેઈ હો ॥ સુ૦ તેહ ઘણા પરગુણ ગ્રહે, સંત તે વિરલા કોઈ હો ॥ સુ૦ ॥ ૮ ॥ સુંદર પરપરિવાદ વ્યસન તજો, મ કરો નિજ ઉતકર્ષ હો ॥ સુ૦ પાપકરમ ઇમ સવિ ટળે, પામે સુજસ તે હર્ષ હો ॥ સુ૦ ॥ ૯ ॥ ઈતિ ॥

## ॥ સત્તરમા પાપસ્થાનકની સઝાય. ॥

॥ સખી ચઈતર મહિને ચાલ્યા. ॥ એ દેશી. ॥

સતરમું પાપનું ઠામ, પરિહરજ્યો સદગુણ ધામ ॥ જિમ વાધે જગમાં મામ હો લાલ ॥ માયા મોસન કિજે ॥ ૧ ॥ એ તો વિષને વળિય વધાર્યું, એતો સહસ્રને અવળું ધાર્યું ॥ એતો વાઘનું બાળ વકાર્યું હો લાલ ॥ મા૦ ॥ ૨ ॥ એતો માઇને મુંશાવાઈ, થઈ મોટા કરે ઠગાઇ ॥ તસ હેઠી ગઈ ચતુરાઈ હો લાલ ॥ મા૦ ॥ ૩ ॥ બગલાં પરે પગલાં ભરતાં, થોડું બોલે જાણે મરતાં ॥ જગ ધંધે ધાસે ફીરતા હો લાલ ॥ મા૦ ॥ ૪ ॥ જે કપટી બોલે જુઠું, તસ લાગે પાપે અપૂંઠું ॥ પંડિતમાં હોયે મુખ ભૂંડું હો લાલ ॥ મા૦ ॥ ૫ ॥ દંભિનું જુઠું મીઠું, પણ નારિ ચરિત્રે દીઠું ॥ પીણ તે છે દુર્ગતિ ચીઠું હો લાલ ॥ મા૦ ॥ ૬ ॥ જે જુઠો દે ઉપદેશ, જનરંજન ને ધરે વેશ ॥ તેહનો જુઠો સકલ કલેસ હો લાલ ॥ મા૦ ॥ ૭ ॥ તિણે ત્રીજો મારગ ભાખ્યો, વેશ નિંદે દંભે રાખ્યો ॥ શુદ્ધ ભાષિસમ સુખ ચાખ્યો હો લાલ ॥ મા૦ ॥ ૮ ॥ જુઠું બોલી ઉદર જે ભરવું, કપટિને વેષે ફીરવું તે તો જમવારે સ્યું કરવું હો લાલ ॥ મા૦ ॥ ૯ ॥ પંડયે જાણે તોપિણ દંસે, માયા મોષને અધિક અચંભે ॥ સમકિતદૃષ્ટિ મન થંભો હો લાલ ॥ મા૦ ॥ ૧૦ ॥ શ્રુત મર્યાદા નિરધારી, રહ્યા માયા મોષ નિવારી ॥ સુશ્ર ભાષકની બલિહારી હો લાલ ॥ મા૦ ॥ ૧૧ ॥ જે માયાએ જુઠું ન બોલે, જગ નહિં કોઈ તેહની તોલે ॥ તે રાજે સુજશ અમોલે હો લાલ ॥ મા૦ ॥ ૧૨ ॥ ઇતિ ॥

## ॥ અઢારમા પાપસ્થાનકની સઝાય. ॥

॥ ઉત્સર્પિણી અવસર્પિણી આરા. ॥ એ દેશી. ॥

અઢારમું પાપનું સ્થાનિક, તે મિથ્યાત્વ પરિહરિયેજી ॥ સત્તરથિ પિણ એ એક ભારે ॥ હોઈ તુલાઈજો ધરિયેજી ॥ કષ્ટ કરો પરિં પરિંદમો અપ્પા, ધર્મ અર્થે ધન ખરચોજી ॥ પણ મિથ્યાત્વ છતે તે જુઠું, તિણે તેહથી તુમ્હે વિરચોજી ॥ ૧ ॥ કિરિયા કરતો ત્યજતો પરિજન, દુખ સહે તો મનમ રિઝેજી ॥ અંધ ન જીતે પરની સેના, તિમ મિથ્યાદૃષ્ટિ ન સિઝેજી ॥ વિરસેન સુરસેન દૃષ્ટાંતે, સમકિતનીતિયુક્તિજી ॥ જોઇને ભલિ પરે મન ભાવો,

એહુ અરથ વર સુક્તિજી ॥ ૨ ॥ ધર્મે અધર્મ અધર્મે ધર્મહ, સન્ના મગ્ગિ ઉંમગ્ગાજી ॥ ઉનમાર્ગે મારગની સન્ના, સાધુ કુસાધુ સલગાજી ॥ અસાધુમાં સાધુની મતિ, જિવ અજિવે જિવ વેદાજી ॥ મુત્તિ અમુત્તે અમુત્તે મુત્તહ, સન્ના એ દશ ભેદાજી ॥ ૩ ॥ અભિગ્રહીક નિજ નિજમતે અભિગ્રહ, અનભિગ્રહીક સહુ સરિખાજી ॥ અભીનીવેસિક જાંણતો કહે જુઠો, કરી ન તત્વની પરિખ્યાજી ॥ શંસય જીન વચનની શંકા, અવ્યક્તિ અન્ના ભોગીજી ॥ એ પણ પાંચ ભેદ છે વિશ્રુત, જાણે સમજુ લોકજી ॥ ૪ ॥ લોક લોકોતર ભેદ એ ખટવિધ, દેવ વળી ગુરૂ પર્વજી, સગતિ તિહાં લૌકિક ત્રીણ આદર, કરતાં પ્રથમ નિગર્વજી ॥ લોકોત્તર દેવ માનીનિયાંણે, ગુરૂ તે લક્ષગુ હિંણાજી, પર્વનિષ્ટે ઇહ લોકની કાજે, માને ગુરૂ પદ લીનાજી ॥ ૫ ॥ એ એકવીસે મિથ્યાત્વ ત્યજે વળી, ભજે ચરણ ગુરૂ કેરાજી ॥ સજે ન પાપિ રજે ન રાખે, મત્સર દ્રોહ અનેરાજી ॥ તેમ સમક્તિધારિ શુભ ચારિ, તેહને જગે બલિહારિજી ॥ શાસન સમક્તિ આરાધે, તેહની કરો મનોહારિજી ॥ ૬ ॥ મિથ્યાત્વ તે જગિ પરમ રોગ છે, વળીય મહા અંધકારોજી ॥ પરમ શત્રુને પરમ શસ્ત્ર તે, પરમ નરક સંચરોજી ॥ પરમ દોહગ ને પરમ દલીદ્ર તે, પરમ સંકટ તે કહિયેજી ॥ પરમ કંતાર પરમ દુર્ભિક્ષ, તે છાંડયે સુખ લહિયેજી ॥ ૭ ॥ તે મિથ્યાત્વ લવલેશ ન રાખે, શુદ્ધા મારગ ભાખેજી ॥ તે સમક્તિ સુરતરૂ ફળ ચાખિ, વળી રહે અણીએ આખીજી ॥ મોટાઇ શી હોયે ગુણ [1]પાખિ, ગુણ પ્રભુ સમક્તિ દાખિજી ॥ શ્રી નયવિજયવિબુધ પય સેવક, વાચકજશ ઇમ આખીજી ॥ ૮ ॥

॥ ઇતિ શ્રી અષ્ટાદશ પાપસ્થાનક સઝાય સંપૂર્ણ ॥

---

# ॥ श्री बिनयविजयजिकृत भगवतिसूत्रनी सज्झाय ॥

॥ કપૂર હોયે અતિ ઉજળો રે ॥ એ દેશી ॥

॥ વંદિ પ્રણમી પ્રેમશું રે, પૂછે ગોતમ સ્વામ ॥ વિરજિનેસર હિતકારી રે અરથ કહે અભિરામ રે ॥ ભવિકા સુણજો ભગવઇ અંગ ॥ મન આણિ ઉછરંગ રે ॥ ભ૦ ॥ સુ૦ ॥ ૧ ॥ ગોત-

---

૧ વિના.

મસ્વામીયે પૂછીયાં રે, પ્રશ્ન સહુસ છત્રીશ ॥ તેહના ઉત્તર એહમાં રે, દીધા શ્રી જગદીશ રે ॥ ભ૦ ॥ ૨ ॥ એક સુઅખંધ એહનો રે, શતક એક ચાલીશ ॥ શતકે શતકે અતિઘણા રે, ઉદ્દેશા જગદીશ રે ॥ ભ૦ ॥ ૩ ॥ વાંચ્યુ [1]સૂઝે તેહને રે, જેણે છમાસી યોગ ॥ વાંચ્યો હોય ગુરૂ આગળે રે, તપ કિરિયા સંજોગ રે ॥ ભ૦ ॥ ૪ ॥ સાંભળનાર એકાસણું રે, પચખી કરે ત્રિવિહાર ॥ બ્રહ્મચારિ ભુંઇ સુવે રે, કરે સચિત પરિહાર રે ॥ ભ૦ ॥ ૫ ॥ દેવ વંદે ત્રિણ ટંકના રે, પડિક્કમણું બે વાર ॥ કઠિણ બોલ નવિ બોલીયે રે, રાગ દ્વેષ નિવાર રે ॥ ભ૦ ॥ ૬ ॥ કલહ ન કીજે કેહશું રે, પાપસ્થાનક અઢાર ॥ યથાશક્તિ એમ વરજીયે રે, ધરમધ્યાન મન ધાર રે ॥ ભ૦ ॥ ૭ ॥ ઉંડે મન આલોચિયેં રે, એહના અર્થ વિચાર ॥ વળી વળી એહ સંભારિયે રે, જાણી જગમે સાર રે ॥ ભ૦ ॥ ૮ ॥ પંચવીશ લોગસ્સ તણો રે, કીજીયે કાઉસગ્ગ ॥ એહ સૂત્ર આરાધવું રે, સ્થિર કરી ચિત્ત અભંગ રે ॥ ભ૦ ॥ ૯ ॥ નામ ત્રિણ છે એહનાં રે, પહિલું પંચમું અંગ ॥ વિવાહ પન્નતી એ ભલું રે, ભગવઇસૂત્ર સુરંગ રે ॥ ભ૦ ॥ ૧૦ ॥ જિણ દિન સૂત્ર મંડાવિયે રે, તિણ દિન ગુંરૂની ભક્તિ ॥ અંગ પૂજાણું કીજીયે રે, પ્રભાવના નિજ શક્તિ રે ॥ ભ૦ ॥ ૧૧ ॥ ગૌતમને નામે કરો રે, પૂજા ભકિત ઉદાર ॥ લખમીનો લાહો લીયો રે, શક્તિતણે અનુસાર રે ॥ ભ૦ ॥ ૧૨ ॥ માંડવના વ્યવહારિયા રે, ધન સોની સંગ્રામ ॥ જેણે સોનૈયે પૂજીયું રે, ગુરૂ ગૌતમનું નામ રે ॥ ભ૦ ॥ ૧૩ ॥ સોનઇયા અવિચલ થયા રે, તે છત્રીશ હજાર ॥ પુસ્તક સોવન અક્ષરે રે, દીસે ઘણા ભંડાર રે ॥ ભ૦ ॥ ૧૪ ॥ જપિયે ભગવતીસૂત્રની રે, નોકારવાલી વીશ ॥ જ્ઞાનાવરણી ત્રુટિયેરે, એહથી વીસવાવીસ રે ॥ ભ૦ ॥ ૧૫ ॥ સર્પઝેર જેમ ઉતરે રે, તે જિમ મંત્રપ્રયોગ ॥ તિમ એ અક્ષર સાંભળે રે, ટાળે કરમના રોગ રે ॥ ભ૦ ॥ ૧૬ ॥ સૂત્ર એ પૂરૂં થઇ રહે રે, ઓછવ કરો અનેક ॥ ભકિત સાધુ સાહમી તણી રે, રાતીજગા વિવેક રે ॥ ભ૦ ॥ ॥ ૧૭ ॥ વિધિકરી ઇમ સાંભળે રે, જે અગ્યારે અંગ ॥ થોડા ભવમાંહે લહે રે, તે શિવરમણી સંગ રે ॥ ભ૦ ॥ ૧૮ ॥ સંવત સત્તર અડત્રિસમે રે, રહ્યા રાંદેર ચોમાસ ॥ સંઘે સુત્ર એ સાંભળ્યું રે, આણી મન ઉલ્લાસ રે ॥ ભ૦ ॥ ૧૯ ॥ પૂજાભકિત

[1] વાંચવું કલ્પે.

પ્રભાવના રે, તપ કિરિયા સુવિચાર ॥ વિધિ ઈમ સઘળો સાચવ્યો રે, સમય તેણે અનુસાર રે ॥ ભ૦ ॥ ૨૦ ॥ કીર્ત્તિવિજય ઉવઝાયનો રે, સેવક કરે સજ્ઝાય ॥ ઇણિપરે ભગવતિ સૂત્રનો રે, વિનય વિજય ઉવજ્ઝાય રે ॥ ભ૦ ॥ ૨૧ ॥ ઇતિ. ॥

## श्रीमद् यशोविजयजीकृत अगियार अंगनी सज्झाय॥

॥ तत्र प्रथम ॥

## ॥ आचारांग सूत्रनी सज्झाय ॥

॥ કોઈ લો પરવત ધુંધલો રે લો ॥ એ દેશી ॥

આચારાંગ પહેલું કહ્યું રે લો, અંગ ઇગ્યાર મઝારરે ॥ ચતુર નર ॥ અઢાર હજાર પદે જિહાંરે લો, દાખ્યો મુનિ આચાર રે ॥ ચ૦ ॥ ૧ ॥ ભાવ ધરીને સાંભળોરે લો, જિમ ભાજે ભવ ભીતિ રે ॥ ચ૦ ॥ પૂજા ભક્તિ પ્રભાવનારે લો, સાચવિએ સવિ રીતિ રે ॥ ચ૦ ॥ ભાવ૦ ॥ એ આંકણી ॥ દો સુઅખંડ સુહામણાંરે લો, અજ્ઝયણાં પણવીસ રે ॥ ચ૦ ॥ શાશ્વતાઅર્થે ઈહાં કહેરે લો, યુક્તિ શ્રી જગદીશ રે ॥ ચ૦ ॥ ભા૦ ॥ ૨ ॥ મીઠડે વયણે ગુરૂ કહ્યુંરે લો, મીઠડું અંગજ એહ રે ॥ ચ૦ ॥ મીઠડી રીતે સાંભળેરે લો, સુખ લહે મીઠડાં તેહ રે ॥ ચ૦ ॥ ભા૦ ॥ ૩ ॥ સુરતરૂ સુરમણિ સુરગવીરે લો, સુરઘટ પૂરે કામ રે ॥ ચ૦ ॥ સાંભળવું સિદ્ધાંતનુંરે લો, તેહથી અતિ અભિરામ રે ॥ ચ૦ ॥ ભા૦ ॥ ૪ ॥ શ્રી નયવિજય વિબુધતણોરે લો, વાચક જસ કહે શીશ રે ॥ ચ૦ ॥ તુમને પહિલા અંગનોરે લો, શરણ હોયો નિશદિશ રે ॥ ચ૦ ॥ ભા૦ ॥ ૫ ॥ ઇતિ ॥ ૧ ॥

## ॥ कलियुगनी सज्झाय ॥

સરસતી સામિની પાય નમોને, ઉલટ મનમાંહે આણો ॥ તીરથ નહીં કોઇ ઇણ સંસારે, તેણે એ કલયુગ આયો ॥ દેખો બે યારો કુડો કલયુગ આયો ॥ એ આંકણી ॥ બાપો કહે મારી નાનડી

બેટી, દિન દિન મૂલ્ય સવાયો ॥ બે યારો કુડો કલિયુગ આયો ॥ ૧ ॥ રાજા તે પરજાને પીડે, કુનર કામ ભળાયો ॥ બોલ બંધ નહિ મંત્રીને, ગોચર ખેત્ર ખેડાયો ॥ બે યારો૦ ॥ ૨ ॥ ગુરૂને ગાળ દિયે નિજ ચેલો, વેદ પુરાણ પઢાયો ॥ સાસુ ચુલે ને વહુ ખાટ-લડે, ફુંકે શરીર જલાયો ॥ બે યારો૦ ॥ ૩ ॥ એંશી વરસનો હીંડે હોંશે, મૂછે હાથ ઘલાયો ॥ પંચ તણી સાખે પરણીને, અબળા અર્થ ગમાયો ॥ બે યારો૦ ॥ ૪ ॥ જોગી જંગમને સન્યાસી, ભાંગ ભખે મદવાયો ॥ ચોર ચાડ પરધનને ખાયે, સાધુ જન સીદાયો ॥ બે યારો૦ ॥ ૫ ॥ નિર્ધનને બહુ બેટા બેટી, ધનવંત એક ન પાયો ॥ નીચ તણે ઘર અતિ ઘણી લખમી, ઉત્તમ જન સીદાયો ॥ બે યારો૦ ॥ ૬ ॥ ન મળે બાપ સંગાથે બેટો, ઘણેરે મનોર્થે જાયો ॥ હાથ ઉપાડે માયને મારે, પરણી શું ઉમાહ્યો ॥ બે યારો૦ ॥ ૭ ॥ ઘરડાને ઘેલો કહે બેટો, આપ તણો મદ વાહ્યો ॥ વહુ સૂતીને વર હીંડોળે, સાસરે સુવાને ધાયો ॥ બે યારો૦ ॥ ૮ ॥ હળ ખેડે બ્રાહ્મણ ગો જુત્તિ, નિર્દય નાક ફેડાયો ॥ મા બાપે બેટી વેચીને, બેટાને પરણાયો ॥ બે યારો૦ ॥ ૯ ॥ રાગ તણે વશ ગુરૂને ગુરૂણી, કામ કરે પરાયો ॥ કાંગાની પેરે કલહો માંડી, કુળ ગુરૂ નામ ધરાયો ॥ બે યારો૦ ॥ ૧૦ । બૈયર બાર વરસનીને બેટો દીઠો ગોદ ખેલાયો ॥ માગ્યા મેહ ન વરસે મહીયલ, લાભે ધખ્યો સ-વાયો ॥ બે યારો૦ ॥ ૧૧ ॥ કૂડા કલિયુગની એ માયા, દેખી ગીત ગવાયો ॥ પભણે પ્રીતિ વિમળ પરમારથ, જીન વચને સુખ પાયો ॥ બે યારો કૂડો૦ ॥ ૧૨ ॥

## ॥ શિયળની સજ્ઝાય ॥

॥ ધન્ય ધન્ય તે દિન માહરો ॥ એ દેશી ॥

શિયળ સમું વ્રત કો નહિ, શ્રી જીનવર ભાખેરે ॥ સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતા રાખેરે ॥ શિયળ૦ ॥ ૧ ॥ વ્રત પચ્ચખ્ખાણ વિના જુઓ, નવ નારદ જેહરે ॥ એકજ શિયળ તણે બળે, ગયા મુક્તે તેહરે ॥ શિયળ૦ ॥ ૨ ॥ સાધુ અને શ્રાવક તણા વ્રત છે સુખદાયીરે ॥ શિયળ વિના વ્રત જાણજો, કુશકાસમ ભાઇરે ॥ શિયળ૦ ॥ ૩ ॥ તરૂવર મૂળ વિના જિસ્યો, ગુણ વિણ લાલ કમાનરે ॥ શિયળ વિના વ્રત એહવું, કહે વીર ભગવાનરે ॥

શિયળ૦ ॥ ૪ ॥ નવ વાડે કરી નિર્મળું, પહેલું શીળજ ધરજોરે ॥ ઉદયરત્ન કહે તે પછી, વ્રતનો ખપ કરજોરે ॥ શિયળ૦ ॥ ૫ ॥

## ॥ निंद्रडीनी सझ्झाय ॥

નિંદ્રડી વેરણ હુઈ રહી, કીમ કીજે હો સા પુરૂષ નિદાનકે ॥ ચોર ફરે ચિહું પાસથી, કિમ સૂતા હો કાંઇ દિનને રાત કે ॥ નિ૦ ॥ ૧ ॥ વીર કહે સૂણો ગાયમા, મત કરજો હો એક સમય પ્રમાદકે ॥ જરા આવે યોવન ગલે, કિમ સુતા હો કાંઇ કવણ સવાદકે ॥ નિ૦ ॥ ૨ ॥ ચઉદ પૂરવધર મુનિવરા, નિદ્રા કરતા હો ગયા નરક નિગોદ કે ॥ અનંતો અનંત કાલ તિહાં રહે, ઈમ બગડો હો, કાંઈ ધરમનો મોદકે ॥ નિ૦ ॥ ૩ ॥ જોરાવર ઘણા જાલમી, યમ રાજા હો કાંઇ સબલ કરૂરકે ॥ નીજ સેન્યાં લઈ ચિહું દિશે, કિમ જાગતા હો નર કહિયે શૂર કે ॥ નિ૦ ॥ ૪ ॥ જાગતડાં ગંજે નહિ, છેતરાયે હો નર સુતો નેટકે ॥ સૂનારીણી પાડા જણ્યા, કિમ કીજે હો શા પુરૂષની ભેટકે ॥ નિ૦ ॥ ૫ ॥ શ્રી વીરે ઈમ ભાખીયું, પંખી ભારંડ હો ન કરે પરમાદ કે ॥ તેહ તણી પરે વિચારજો, પરિહરજો હો ગાયમ પરમાદ કે ॥ નિ૦ ॥ ૬ ॥ વીર વચન ઇમ સાંભળી, પરિહરીયો હો ગાયમ પરમાદકે ॥ લીલા સુખ લીધાં ઘણાં, થીર રહિયો હો જગમાં જસવાદ કે ॥ નિ૦ ॥ ૭ ॥ નિંદા નિંદ્રડી મત આણજો, સૂઇ રહેજો હો સાવધાન કે ॥ ધ્યાન ધરમ હિયે ધારજો, ઇમ ભાખે હો મુનિ કનક નિદાન કે ॥ નિ૦ ॥ ૮ ॥

## ॥ आत्मबोध सझ्झाय ॥

જીવ ક્રોધ મ કરજે, લોભ મ ધરજે, માન મ લાઇશ ભાઈ ॥ કૂડાં કર્મ મ બાંધીશ, ધર્મ મ ચૂકીશ, વિનય મ મૂકીશ ॥ ભાઇરે જીવડા ॥ દોહિલો માનવભવ લીધો, તુમે કાંઈ કરી તત્ત્વને સાધો રે ભોળા ॥ દોહિલા૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ ઘર પછવાડે દેરાસર જાતાં, વીશ વિમાસણ થાય ॥ ભૂખ્યો તરસ્યો રાઉલ રાતો, માથે સહેતો ધાય રે ॥ જીવડા દોહિ૦ ॥ ૨ ॥ ધર્મ તણી પોશાળે ચાલ્યા, સુણવા સદગુરૂ વાણી ॥ એક વાત કરે બીજો ઉઠી જાયે, નયણે નિંદ ભરાણીરે ॥ જીવ૦ ॥ ૩ ॥ નામે બેઠો લાભે પેઠો,

ચાર પહોર નિશિ જાગ્યો ॥ બે ઘડીનું પડિક્કમણું કરતાં, ચોખો ચિત્ત ન રાખ્યો ॥ જીવ૦ ॥ ૪ ॥ આઠમ ચઉદશ પુનમ પાખી, પર્વ પર્યુષણ સારો ॥ બે ઘડીનું પચ્ચખ્ખાણ કરતાં, એક બીજાને વારેરે ॥ જીવ૦ ॥ ૫ ॥ કીર્તિકારણ પગરણ માંડી, અરથ ગરથ સવિ લુંટે ॥ પુણ્યને કાજે પારકું પોતાનું ગાંઠડીએ નવિ છુટે રે ॥ જીવ૦ ॥ ૬ ॥ ઘર ઘરણીને ઘાટ ઘડાવ્યા, પહેરણ આછા વાઘા દશ આંગળી દશ વેઢજ પહેર્યા, નિર્વાણે જાવું છે નાગાં રે ॥ જીવ૦ ॥ ૭ ॥ વાંકો અક્ષર માથે મીંડું, નોલવટ આધો ચંદો ॥ મુનિ લાવણ્ય સમય ઇમ બોધે એ ત્રણ કાલે વંદો ॥ જીવ૦ ॥૮॥

## ॥ श्री जीनहर्षजीकृत पांचमा आरानी सझ्झाय. ॥

વીર કહે ગૌતમ સુણો, પાંચમા આરાના ભાવરે ॥ દુખીયા પ્રાણી અતિ ઘણા, સાંભળ ગૌતમ સુભાવ રે ॥ વીર૦ ॥ ૧ ॥ શેહેર હોશે તે ગામડાં, ગામ હોશે તે સમશાન રે ॥ વિણ ગોવાલે રે ધણ ચરે, જ્ઞાન નહિં નિરવાણ રે ॥ વી૦ ॥ ૨ ॥ મુજ કેડે કુમતી ઘણા, હોશે તે નિરવાણ રે ॥ જીનમતિની રૂચિ નવિ ગમે થાપશે નિજમતિ સાર રે ॥ વીર૦ ॥ ૩ ॥ કુમતિ ઝાઝા કદાગ્રહી, થાપશે આપણા બોલ રે શાસ્ત્ર મારગ સવિ મૂકશે, કરશે જીનમત મોલ રે ॥ વી૦ ॥ ૪ ॥ પાખંડી ઘણા જાગશે, ભાંગશે ધરમના પંથ રે ॥ આગમ મત મરડી કરી, કરશે નવા વળી ગ્રંથ રે ॥ વી૦ ॥ ૫ ॥ ચારણીની પરે ચાલશે, ધર્મ ન જાણે લેશરે ॥ આગમ શાખને ટાળશે, પાળશે નિજ ઉપદેશ રે ॥ વી૦ ॥ ૬ ॥ ચોર ચરડ બહુ લાગશે, બોલી ન પાળે બોલ રે ॥ સાધુજન સીદાયશે, દુર્જન બહુલા મોલ રે ॥ વી૦ ॥ ૭ ॥ રાજા પ્રજાને પીડશે, હિંડશે નિરધન લોક રે ॥ માગ્યા ન વરસશે મેહુલા, મિથ્યાત્વ હોશે બહુ થોક રે ॥ વી૦ ॥ ૮ ॥ સંવત્ ઓગણીશ ચોદોત્તરે, હોશે કલંકી રાય રે ॥ માત બ્રાહ્મણી જાણીયે, બાપ ચાંડાલ કહેવાય રે ॥ વી૦ ॥ ૯ ॥ છયાસી વરષનું આવખું, પાડલીપુરમાં હોશે રે, તસુ સુત દત્ત નામે ભલો, શ્રાવકકુળ શુભ પોષે રે ॥ વી૦ ૧૦ ॥ કૌતુકી દામ ચલાવશે, ધર્મ તણા તે જોય રે ॥ ચોથ લેશે ભિક્ષા તણી, મહા આકરા કર હોય રે ॥ વી૦ ॥ ૧૧ ॥ ઇંદ્ર અવધિયે જોયતાં, દેખશે એહ. સ્વરૂપ રે ॥ દ્વિજ રૂપે

આવી કરી, હણશે કલંકી ભૂપ રે ॥ વી૦ ॥ ૧૨ ॥ દત્તને રાજ્ય થાપી કરી, ઇંદ્ર સુરલોકે જાય રે ॥ દત્ત ધરમ પાળે સદા, ભેટશે શેત્રુંજ ગિરિરાય રે ॥ વી૦ ॥ ૧૩ ॥ પૃથ્વી જીન મંડિત કરી, પામશે સુખ અપાર રે ॥ દેવ લોક સુખ ભોગવે, નામે જયજયકાર રે ॥ છઠ્ઠો આરો બેસતાં, જીનધર્મ પહેલો જાશે રે ॥ વીર૦ ॥ ૧૫ ॥ બીજે અગની જાયશે, ત્રીજે રાય ન કોય રે ॥ ચોથે પ્રહરે લોપના, છઠ્ઠે આરે તે હોય રે ॥ વી૦ ॥ ૧૬ ॥

॥ દોહ ॥

॥ છઠ્ઠે આરે માનવી, બિલવાસી સવિ હોય ॥ વીશ વરસનું આઊખું, ષટવર્ષે ગર્ભજ હોય ॥ ૧૭ ॥ સહસ ચોરાશી વર્ષપણે, ભોગવશે ભાવિ કર્મ ॥ તીર્થંકર હોશે ભલો, શ્રેણિક જીવ સુધર્મ ॥ ૧૮ ॥ તસુ ગણધર અતિ સુંદરૂ. કુમારપાળ ભુપાળ ॥ આગમ વાણી જોઈને, રચીયાં રયણ રસાળ ॥ ૧૯ ॥ પાંચમા આરાના ભાવ એ, આગમે ભાખ્યા વીર ॥ ગ્રંથ બોલ વિચાર કહ્યા, સાંભળજો ભવિ ધીર ॥ ૨૦ ॥ ભણતાં સમકિત સંપજે. સુણતાં મંગળ માલ ॥ જીનહર્ષે કહી જોડ એ, ભાખ્યાં વયણ રસાલ ॥ ૨૧ ॥ ઇતિ ॥

## ॥ अमल वर्जन सज्झाय ॥

॥ કંથ તમાકૂ પરિહરો ॥ એ દેશી ॥

॥ શ્રી જીનવાણી મન ધરી, સદ્ગુરુ દીયે ઉપદેશ ॥ મેરે લાલ ॥ બાવીશ અભક્ષ્યમાંહે કહ્યું, અમલ અભક્ષ્ય વિશેષ ॥ મે૦ ॥ [1]અમલ મ ખાઓ સાજનાં ॥ ૧ ॥ અમલ વિગોવે તન ॥ મે૦ ॥ ઊંઘ બગાસાં ઘેરણી, આવે આખો દીન ॥ મે૦ ॥ અ૦ ॥ ૨ ॥ અમલી અમલને સારિખો, આવે આનંદ થાય ॥ મે૦ ॥ ઉતરતાં અરતિ ઘણી, ધીરજ જીવ ન ધરાય ॥ મે૦ ॥ ૩ ॥ આળસ ને ઉજાગરો, બેઠો [2]ઠમકાં ખાય ॥ મે૦ ॥ અકલ ન કાંઇ ઉપજે, ધર્મ કથા ન સુણાય ॥ મે૦ ॥ અ૦ ॥ ૪ ॥ કાળા અહિંથી ઉપનું નામે જે અહિફીણ ॥ મે૦ ॥ સંગ કરે કોણ એહનો, પંડિત લોક પ્રવીણ ॥ મે૦ ॥ અ૦ ॥ ૫ ॥ પહેલું મુખ કડવું હુવે, વળી ઘાંટો ઘેરાય ॥ મે૦ ॥ ઉદરવ્યથા નિત્ય આફરો, ઇણથી અવગુણ

૧ અફીણ. ૨ ઝોકાં.

થાય ॥ મે૦ ॥ અ૦ ॥ ૬ ॥ નાક બંધાયે બોલતાં, આધું વચન બોલાય ॥ મે૦ ॥ અમીય સુકાયે જીભનું, એહને ખાય બલાય ॥ મે૦ ॥ અ૦ ॥ ૭ ॥ દાઢીને મૂછાંદિશિ, ઊગે નહી અંકૂર ॥ મે૦ ॥ કાયા કાળી મિશ હુએ, ગાબડી ગાળે નુર ॥ મે૦ ॥ અ૦ ॥ ૮ ॥ પલક અવેરૂં જો લીએ, તો આતમ અકુલાય ॥ મે૦ ॥ નાક ચૂએ નયણાં ઝરે, કામ કરી ન શકાય ॥ મે૦ ॥ અ૦ ॥ ૯ ॥ અધબિચ માર-ગમાં પડે, જીવન મૃત્યુ સમાન ॥ મે૦ ॥ હાથ પગોની નસ ગળે, અમલી આવી શાન ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૦ ॥ આગરાઇ આછો કહ્યો, માળવી માંહે ભેળ ॥ મે૦ ॥ આપદશું સખરૂં નહી, મિ-શરીશું મન મેલ ॥ મે૦ અ૦ ॥ ૧૧ ॥ નવટાંક જે નર જીરવે, તસુ અહિ વિષ ન જણાય ॥ મે૦ ॥ અમલ ઘણું ખાધા થકી, કંદર્પ બળ મિટ જાય ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૨ ॥ અમલીને ઉન્હું રૂચે, ટાઢું નાવે દાય ॥ મે૦ ॥ ખોભી રોટી ખાંડ ઘી, ઉપર દૂધ સુહાય ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૩ ॥ કુલવંતી જે કામની, જાણે જુગતિ સુજાણ ॥ મે૦ ॥ કાંતિ વિખી ઋણ કરી, અમલીને દીએ આણ ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૪ ॥ પ્રીતમ આશા પૂરતી, ન કરે રીશ લગાર ॥ મે૦ ॥ કથન ન લોપે કંથનું, તે વિરલી સંસાર ॥ મે૦ ॥ અ૦ ॥ ॥ ૧૫ ॥ દુર્ભાગણી નારી જીકા, બોલી કર્કશ વાણ ॥ મે૦ ॥ રે રે અધમ અફીણિયા, આળસવંત અજાણ ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૬ ॥ પરણી જાઈ પારકી, શું કીધું તેં ધીઠ ॥ મે૦ ॥ પોતાનું પણ પેટ એ, નિઠુર ભરાય ન નીઠ ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૭ ॥ કાન કોટ ભૂષણ સહુ, વેચી ખાધું તેહ ॥ મે૦ ॥ નિર્લજ તુજ ઘરવાસમાં, કહે સુખ પામ્યું જેહ ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૮ ॥ અમલ સમો અ-સુગો નહી, માનો એ મુઝ શીખ ॥ મે૦ ॥ બાળે સુંદર દેહડી, અંતે મગાવે ભીખ ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૯ ॥ દાલિદ્રીને દોહિલું, સૂર ઉગ્યાનું શાલ ॥ મે૦ ॥ શ્રીમંતને પણ નહીં ભલું, જોતાં એ જંજાલ ॥ મે૦ ॥ આ૦ ॥ ૨૦ ॥ સાસુ વહુ વઢતાં છતા, રીસે અમલ ભખંત ॥ મે૦ ॥ બાળક ખાયે અજાણતાં, જો ઘર અમલ હવંત ॥ મે૦ ॥ અ૦ ॥ ૨૧ ॥ પ્રાણીવધ જિણશું હુવે, તે તો તજીયેં દૂર ॥ મે૦ ॥ કર્માદાન દશમું કહ્યું, વિશ વ્યાપાર પડૂર ॥ મે૦ ॥ અ૦ ॥ ૨૨ ॥ ચતુર વિચાર એ ચિત્ત ધરી, કીજે અમલ પરિહાર ॥ મે૦ ॥ ખિમાવિજય પંડિત તણો, કહે માણિક મનો-હાર ॥ મે૦ ॥ અ૦ ॥ ૨૩ ॥

## ॥ वणझारानी सज्झाय ॥

॥ નરભવ નયર સોહામણું ॥ વણઝારા રે ॥ પામીને કરજે વ્યાપાર ॥ અહો મોરા નાયકરે ॥ સત્તાવન સંવર તણી ॥ વ૦ ॥ પોઠી ભરજે ઉદાર ॥ અ૦ ॥ ૧ ॥ શુભ પરિણામ વિચારતા ॥ વ૦ ॥ કરિયાણાં બહુ મૂલ ॥ અ૦ ॥ મોક્ષનગર જાવા ભણી ॥ વ૦ ॥ કરજે ચિત્ત અનુકૂલ ॥ અ૦ ॥ ૨ ॥ ક્રોધ દાવાનલ ઓલવે ॥ વ૦ ॥ માન વિષય ગિરિરાજ ॥ અ૦ ઓલંઘજે હળવે કરી ॥ વ૦ ॥ સાવધાન કરે કાજ ॥ અ૦ ॥ ૩ ॥ વંશજાલ માયા તણી ॥ વ૦ ॥ નવિ કરજે વિશરામ ॥ અ૦ ॥ ખામી મનોરથ ભટ તણી ॥ વ૦ ॥ પૂરણનું નહીં કામ ॥ અ૦ ॥ ૪ ॥ રાગ દ્વેષ દોય ચોરટા ॥ વ૦ ॥ વાટમાં કરશે હેરાન ॥ અ૦ ॥ વિવિધ વીર્ય ઉલ્લાસથી ॥ વ૦ ॥ તે હણજેરે ઠાય ॥ અ૦ ॥ ૫ ॥ એમ સવિ વિઘ્ને વિદારીને ॥ વ૦ ॥ પહોંચજે શિવપુર વાસ ॥ અ૦ ॥ ક્ષયઉપશમ જે ભાવના ॥ વ૦ ॥ પોઠે ભર્યાં ગુણરાશ ॥ અ૦ ॥ ૬ ॥ ખાયક ભાવે તે થશે ॥ વ૦ ॥ લાભ હોશે તે અપાર ॥ અ૦ ॥ ઉત્તમ વણજ જે એમ કરે ॥ વ૦ ॥ પદ્મ નમે વારંવાર ॥ અ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ सोदागरनी सज्झाय ॥

॥ લાવો લાવોને રાજ મોંઘાં મુલનાં મોતી ॥ એ દેશી ॥

॥ સુણ સોદાગર બે, દિલકી બાત હમેરી ॥ તેં સોદાગર દૂર વિદેશી, સોદા કરનકું આયા ॥ મોસમ આયે માલ સવાયા, રતન પુરીમાં ઠાયા ॥ સુ૦ ॥ ૧ ॥ તિનું દલાલકું હર સમઝાયા, જિનસે બહોત ન ફાયા ॥ પાંચું દીવાનું પાઉં જડાયા, એકકું ચોકી બિ-ઠાયા ॥ સુ૦ ॥ ૨ ॥ નફા દેખકર માલ બિહરણાં, ચુઆ કરે ન ચું ધરનાં ॥ દોનું દગાબાજી દૂર કરનાં, દીપકી જ્યોતેં ફિરનાં ॥ સુ૦ ॥ ૩ ॥ ઓરદિન વલી મહેલમેં રહનાં, બંદરકું ન હિલા-નાં ॥ દશ સહેરસેં દોસ્તિહિ કરનાં, ઉનસેં ચિત મિલાનાં ॥ સુ૦ ॥ ૪ ॥ જનહર તજનાં જીનવર ભજનાં, સજના જિનકું દલાઈ ॥ નવસરહાર ગલેમેં રખનાં, જખનાં લખકી કટાઇ ॥ સુ૦ ॥ ૫ ॥ શિરપર મુગટ ચમર ઢોલાઇ, અમ ઘર રંગ વધાઈ ॥ શ્રી શુભ વીરવિજય ઘર જાઈ, હોત સતાબી સગાઈ ॥ સુ૦ ॥ ૬ ॥

ઇતિ ॥ સોદાગરની સજ્ઝાય ॥

# काया उपर सज्झाय ॥

॥ કાયા રે વાડી કારમી, સીચંતાંરે શૂકે ॥ ઉઠ કોડ રોમાવલી, ફલ ફુલ ન મૂકે ॥ કા૦ ॥૧ ॥ કાયા માયા કારમી, જોવંતાં જાશે ॥ મારગ લેજો મોક્ષનો, જીવડો સુખ પામશે ॥ કા૦ ॥ ૨ ॥ અરિહંત આંબો મોરીયો, સામાયિક થાણે ॥ મંત્ર નવકાર સંભારજો, સમકિત શુદ્ધ ઠાણે ॥ કા૦ ॥ ૩ ॥ વાડી કરો વિરતાં તણી, સવિ લોભ નિવારો ॥ શીલ સંયમ દોનું એકઠાં, ભલી પેરે પારો ॥ કા૦ ॥ ૪ ॥ પાંચ પુરુષ દેશાવરી, બેઠા એણી ડાલી ॥ ફળ ચુંટીને ચોરીઆ, ન કરી રખવાલી ॥ કા૦ ॥ ૫ ॥ ઇણ વાડી એક સૂડલો, સુખ પિંજર બેઠો ॥ બહુત જતન કરી રાખીઓ, જાતો કિણહી ન દીઠો ॥ કા૦ ॥ ૬ ॥ ભોળપણે ભવ હારિયો, મતી મોડી સંભાલી ॥ રત્ન ચિંતામણિ સારીખી, કાંઈ ગાંઠ ન વાલી કા૦ ॥ ૭ ॥ રત્ન તિલક સેવક ભણે, સુણે જો વનમાલી ॥ વાડ ભલી પરે પાળજો, કરજો ઢંગ વાલી ॥ કા૦ ॥ ૮ ॥

# ॥ तेर काठीयानी सज्झाय ॥

॥ આળસ પહેલો જી કાઠિયો, ધર્મે ઢીલે કરાય રે, નિવારોજી કાઠિયા તેર દૂરે ॥ બીજો તે મોહ પુત્ર કલત્રશું, રંગે રહે લપટાય રે ॥ નિવારોજી ॥ કા૦ ॥ ૧ ॥ ત્રીજો તે અવરણ ધર્મમાં, બોલે અવરણ વાદરે ॥ નિવારોજી ॥ કા૦ ॥ ચોથે તે દંભજ કાઠિયો, ન લહે વિનય સવાદ રે ॥ નિવારોજી ॥ કા૦ ॥ ૨ ॥ ક્રોધ તે કાઠિયો પાંચમો, રીસે રહે અમળાય રે ॥ નિવારોજી ॥કા૦॥ છઠ્ઠો પ્રમાદ, તે કાઠીયો વ્યસને વિગૂતો થાય રે ॥ નિવારોજી ॥ કા૦ ૩ ॥ ॥ કૃપણ કાઠિયો સાતમો, ન ગમે દાનની વાતરે ॥ નિવારોજી ॥ કા૦ ॥ આઠમો ભયથી નવી સુણે, નરકાદિ અવદાત રે ॥ નિવારોજી ॥ ૪ ॥ નવમો તે શોક નામે કહ્યો, શોકે છાંડે ધર્મ રે ॥ નિવારોજી ॥ કા૦ ॥ દસ અજ્ઞાન તે નવિ લહે, ધર્મ અધર્મનો મર્મ રે ॥ નિવારોજી ॥ કા૦ ॥૫॥ વિકથા નામે અગ્યારમો,લોક વાતે ધરે પ્રીત રે ॥ નિવારોજી ॥ કા૦ ॥ કુતુહળ કાઠિયો બારમો, કૌતુક જોવા ધરે ચિત રે ॥ નિવારોજી ॥ કા૦ ॥ ૭ ॥ વિષય તે કાઠિયો તેરમો, નારિ સાથે ધરે નેહરે ॥ નિવારોજી ॥ કા૦ ॥ ૭ ॥ ઈતિ શ્રી તેર કાઠિયાની સજ્ઝાય ॥

## ॥ महोटी होंस न करवा आश्रयी सझ्झाय ॥

॥ હોંશીડા ભાઇ ( પ્રાણી ) હોંશ ન કીજે મહોટી ॥ વાવી છે બંટી બાજરી, તો શાલી કેમ લહિયે મોટી રે ॥ હોં૦ ॥ પ્રાણી જેણે દીધું તેણે લીધું જે દેશે તે લેશે ॥ જેણે નવિ દીધું, તેણે નવિ લીધું, દીધા વિના કેમ લેશે રે ॥ રે ॥ હોં૦ ॥ ૧ ॥ વાવ્યા વિના કર્ષણ કેમ લહિયે, સેવ્યા વિના કેમ ઠરીયે ॥ પુણ્ય વિના મનોરથ મોટા, દીધા વિણ કેમ કરિયે રે ॥ હોં૦ ॥ ૨ ॥ શીસાની અંકોટી આપી તરુવાની ત્રોટી ॥ તે સોનાર કને કેમ માગીશ, સોનાની કરી મોટી રે ॥ હોં૦ ॥ ૩ ॥ શાળિભદ્ર ધન્નો કયવન્નો, મૂલદેવ ધન સાર ॥ પુણ્ય વિશેષે પ્રત્યક્ષ પામ્યા, અલવેસર અવતાર રે ॥ હોં૦ ॥ ૪ ॥ એવું જાણી રૂડું પામી, કરજો ધર્મ સખાઇ ॥ સાધુ હર્ષ કર જોડી વિનવે, દીધું લેશે લાઇરે ॥ હોં૦ ॥ ૫ ॥ ઇતિ હોંસીડાની સજ્ઝાય ॥

## ॥ मधुबिंदुआ दृष्टांत सझ्झाय ॥

॥ ઢાળ ॥ સરસતી મુજ રે, માતા દ્યો વરદાન રે ॥ પૂછે ગૌતમ રે, ભાખે શ્રી વર્દ્ધમાન રે ॥ છંડો ગિરૂઆ રે, વિરૂઆ વિષયનું ધ્યાન રે ॥ વિષયારસ રે, છે મધુબિંદુ સમાન રે ॥ ત્રુટક ॥ મધુબિંદુ સરિખો વિષય નિરખો, જોઈ પરખો ચિત્ત શું ॥ નર જનમ હાર્યો મોહ ગાર્યો, પિંડ ભાર્યો પાપશું ॥ કંતાર પડિયો નાગ નડિયો, કોઈ દેવાણું ખ્પિયો ॥ વડવૃક્ષ જડિયો વેગે ચડીઓ, રંક રડીયો છપ્પિયો ॥ ૧ ॥ ઢાળ ॥ વડ હેઠળ રે, કુપ અછે અસરાળ રે ॥ દોય અજગર રે, મગર જિસ્યા વિકરાળ રે ॥ ચિહું પાસે રે, ચાર ભુયંગમ કાળ રે ॥ વળી ઊપર રે, મોટો છે મહુયાલ[1] રે ॥ ત્રુટક ॥ મહુયાલ માખી રગત ચાખી, ચંચુ રાખીને રહી ॥ ધંધોલતો ગજરાજ ધાયો, પડત વડવાઇ ગ્રહી ॥ વડવાઇ કાપે ઉંદર આપે, તાપ સંતાપે ગ્રહ્યો ॥ મધુ થકી ગળીયો બિંદુ ઢળીયો, તેણે સુખ લીણો રહ્યો ॥ ૨ ॥ ઢાળ ॥ એહ સંકટ રે, છોડણ દેવ દયાળ રે ॥ દુઃખ હરવા રે, વિદ્યાધર તતકાળ રે, ઉદ્ધરવા રે, ધરિયું તાસ વિમાન રે ॥ ઓ આવે રે, મધુબિંદુ કરે સાન રે ॥ ત્રુટક ॥ મધુબિંદુ ચાખે વચન ભાંખે, કર લાલચ લખ વળી ॥

૧ મધપુડો

વાર વાર શાખે સાન પાખે, રહ્યો ક્ષણએક પર રળી ॥ તસ ખેચર મળીયો વેગે વળિયો, રંક રુળીઓ તે નરુ ॥ મધુબિંદુ ચાટે વિષય સાટે, કહ્યો ઉપનય જગગુરૂ ॥ ૩ ॥ ઢાળ ॥ ચોરાશી લખ રે, ગતિવાસી કાંતાર રે ॥ મિથ્યા મતિ રે ભૂલો ભમે સંસાર રે ॥ જરા મરણા રે, અવતરણા એ કૂપ રે ॥ આઠ ખાણી રે, પાણી પગાઈ સરૂપ રે ॥ ત્રુટક ॥ આઠ કર્મ ખાણી હોય જાણી, તિરિય નિરયા અજગરા ॥ ચારે કષાયા મોહ માયા, લંબકાયા વિષહરા ॥ હોય પક્ષ ઉંદર મરણ ગયવર, આયુ વડવાઇ વરા ॥ ચટકા વિયોગા રોગ શોગા, ભોગ યોગા સામગ્રા ॥ ૪ ॥ ઢાળ ॥ વિદ્યાધર રે, સહગુરૂ કરે સંભાળ રે ॥ તેણે ધરીયું રે, ધર્મવિમાન વિશાળ રે ॥ વિષયા રસ રે, મીઠો જેમ મહુયાલ રે ॥ પડખાવે રે, બાળ યોવન વયકાળ રે ॥ ત્રુટક ॥ રહ્યો બાળ યોવન કાળ તરૂણી, ચિત્તહરણી નિરખતો ॥ ઘરભાર યુત્તો પંક ખુત્તો, મદવિગુત્તો પોષતો ॥ આનંદ આણી જૈનવાણી, ચિત્ત જાણી જાગીયેં ॥ ચરણ પ્રમોદ સુશિષ્ય જંપે, અચળ સુખ એમ માગીયે ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्य सज्झाय प्रारंभः ॥

॥ શ્રી સીમંધર સાહેબ સાંભળો ॥ એ દેશી ॥

॥ કાં નવિ ચિંતે હો ચિત્તમેં જીવડા, આયુ ગળે દિન રાત ॥ વાત વિચારી રે પૂરવભવ તણી, કુણ કુણ તાહરી જાત ॥ કાં૦ ॥ ॥ ૧ ॥ તું મત જાણે રે એ સહુ માહરાં, કુણ માતા કુણ ભ્રાત ॥ આપ સ્વારથ એ સહુકો મલ્યા, મકર પરાઈ રે વાત ॥ કાં૦ ॥ ॥ ૨ ॥ દોહિલો દીસે રે ભવ માણસ તણો, શ્રાવક કુલ અવતાર ॥ પ્રાપ્તિ પૂરી રે ગુરૂ ગિરૂઆ તણી, નહીં તુજ વારો રે વાર ॥ કાં૦ ॥ ૩ ॥ પુણ્ય વિહૂણો રે દુઃખ પામે ઘણું, દોષ દીયે કિરતાર ॥ આપ કમાઇ રે પૂરવ ભવતણી, નવિ સંભારે ગમાર ॥ કાં૦ ॥ ૪ ॥ કઠિન કર્મને રે અહનિશ તું કરે, જેહના સબલ વિપાક ॥ નવિ જાણું રે કુણ ગતિ તાહરી, તે જાણે વીતરાગ ॥ કાં૦ ॥ ૫ ॥ તુજ દેખતાં રે જોને જીવડા, કેઈ કેઈ ગયાં નર નાર ॥ એમ જાણીને રે નિશ્ચે જાવું, ચેતન ચેતો ગમાર ॥ કાં૦ ॥ ૬ ॥ તે સુખ પામ્યાં રે બહુ રમણીતણાં, અનંતી રે વાર ॥ લબ્ધિ કહે રે જો અંતશુ રમે, તો સુખ પામે અપાર ॥ ૭ ॥

## ॥ अथ स्त्रीवर्ज्जन शिखामण सज्झाय ॥

॥ ધર્મ ભણી જાતાં ધરા, વચમાંહે પાડે વાટ ॥ લબ્ધિ લીએ સર્વ લુંટીને, વ્રતની જે વહે ઉચાટ ॥ બલા હો, બહુ બહુ બોલી એ બાળ, જે અછતા ઉપાયે આળ, જે વાઘણથી વિકરાળ, જે આપે મરણ અકાળ ॥ બ૦ ॥ ૧ ॥ સંસારે સહુ સરિખું નહીં, જોડે વસંતાં જોય ॥ એક વાંકો એક પાધરો, બોરડીયે કાંટા જિમ હોય ॥ બ૦ ॥ ૨ ॥ બલા બલા સહુકો કહે, બીજી બલા બલવંત ॥ એ જેવી એકે નહીં, જે છલેં પાડી છલંત ॥ બ૦ ॥ ૩ ॥ આખાડો ગાઢો છલ્યો, કેઇ છલ્યા નર કોડ ॥ ગુણવંતનું પણ નહીં ગજુ, જે ક્ષણમાં લગાડે ખોડ ॥ બ૦ ॥ ૪ ॥ ઉલાળે આકાશમાં એક, આંખે ઉલાળે અનેક ॥ મહીંયે પગ મંડે નહીં વળી, નાસે વિનય વિવેક ॥ બ૦ ॥ ૫ ॥ જશોધર જિસ્યા ખાલમી, વલી મુંજ જિસ્યા મહારાજ ॥ પુણ્યવંત પરદેશી સારિખા, તે કાંતાયે હણ્યા નિજ કાજ ॥ બ૦ ॥ ૬ ॥ જોરાવર જંબુ જિસ્યા, વંકચૂલ સરિખા વીર ॥ સમર્થ થૂલિભદ્ર સારિખા જેહનાં નારિયે ન ઉતારયાં નીર ॥ બ૦ ॥ ૭ ॥ શીલ સતી આદેં થઇ, મહાસતીઓ જગ હિતકાર ॥ અનેક નર તેણે ઉદ્ધરયા, રહનેમિ આદિ નિરધાર ॥ બ૦ ॥ ૮ ॥ સુદર્શન છળતાં નવિ છલ્યો, થયો કેવલ કમલાકંત ॥ પરમોદય પામે સહી, જે પાસ એહને ન પડંત ॥ બ૦ ॥ ૯ ॥

ઇતિ સ્ત્રી વર્જ્જન સજ્ઝાય ॥

## ॥ अथ परस्त्री वर्जन सज्झाय ॥

॥ ધરણા ઢોલા ॥ એ દેશી ॥

શીખ સુણો પીઉ માહરી રે, તુજને કહું કર જોડ ॥ ધણુરા ઢોલા ॥ પ્રીત મ કર પરનારી શું રે, આવે પગ પગ ખોડ ॥ ધ૦ ॥ કહ્યું માનોરે સુજાણ કહ્યું માનો ॥ વરજ્યાં વર્જો મારા લાલ, વરજ્યાં વર્જો, પરનારીનો નેહલડો નિવાર ॥ ધણુરા ઢોલા ॥ ૧ જીવ તપે જિમ વીજળી રે, મનડું ન રહે ઠામ ॥ ધ૦ ॥ કાયા દાઝ મિટે નહીં રે, ગાંઠે ન રહે દામ ॥ ધ૦ ॥ ૨ ॥ નયણે નાવે નિંદડીરે, આઠે પોહોર ઉદ્વેગ ॥ ધ૦ ॥ ગલીઆરે ભમતો ફરે

રે, લાગુ લોક અનેક ॥ ધ૦ ॥ ૩ ॥ ધાન ન ખાયે દ્રાપતો રે, દીઠું ન રૂચે નીર ॥ ધ૦ ॥ નીસાસા નાખે ઘણા રે, સાંભળ નણદીના વીર ॥ ધ૦ ॥ ૪ ॥ ભુતળમેં નિશિ નીસરી રે, જૂરી જૂરી પિંજર હોય ધ૦ ॥ પ્રેમતણે વશ જે પડરે, નેહ ગમે તવદાય ॥ ધ૦ ॥ ૫ ॥ રાત દિવસ મનમાં રહે રે જિણશું અવિહડ નેહ ॥ ધ૦ ॥ વીસર્યાં નવિ વીસરે રે, દાઝે ક્ષણ ક્ષણ દેહ ॥ ધ૦ ॥ ૬ ॥ માથે બદનામી ચડે રે, લાગે કોડ કલંક ॥ ધ૦ ॥ જીવિતનો સંશય પડે રે, જુવો રાવણ પતિ લંક ॥ ધ૦ ॥ ૭ ॥ પરનારીના સંગથીરે, ભલો ન પામે નેઠ ॥ ધ૦ ॥ જૂવો કીચક ભીમડે રે, દીધો કુંભી હેઠ ॥ ધ૦ ॥ ૮ ॥ થાયે લંપટ લાલચી રે, ઘટતી જાયે જ્યોત ॥ ધ૦ ॥ જીત ન થાયે તેહની રે, જિમ રાયચંદ પ્રદ્યોત ॥ ધ૦ ॥ ૯ ॥ પરનારી વિષવેલડી રે, વિષફળ ભોગ સંયોગ ॥ ધ૦ ॥ આદર કરી જે આદરે રે, તેને ભવભય શોગ ॥ ધ૦ ॥ ॥ ૧૦ ॥ વાહાલા માહારી વિનતિ રે. સાચી કરીને જાણ ॥ ધ૦ ॥ કહે જિન હરખ તુમે સાંભળોરે, હિયડે અણી મુજ વાણ ॥ ધ૦ ॥ ૧૧ ॥ ઇતિ પરસ્ત્રી વર્જ્જન સજ્ઝાય.

## ॥ अथ जीवने समता विषे शिखामण ॥

હો પ્રીતમજી પ્રીતકી રીત અનીત તજી ચિત્ત ધારીયે, હો વાલમજી વચન તણો અતિ ઊંડા મરમ વીચારીયે ॥ એ આંકણી ॥ હાંરે તુમ કુમતિકે ઘેર જાવો છો, તુમે કુળમાં ખોટ લગાવો છો ॥ ધિક્ક એંઠ જગતની ખાવોછો ॥ હો૦ ॥ ૧ ॥ અમૃત ત્યાગી વિષ પીઓછો, કુમતિનો મારગ લીયોછો ॥ એ તો કાજ અયુકત કીયોછો ॥ હો૦ ॥ ૨ ॥ એ તો મોહ રાયકી ચેટી છે, શીવ સંપત્તિ એથી છેટી છે ॥ એતો સાકર ગળતી પેટી છે ॥ હો૦ ॥ ૩ ॥ એક શંકા મેરે મન આવી છે, કિણ વિધ એ ચિત્તમેં ભાવી છે ॥ એતો દારુણ જગમાં ચાવી છે ॥ હો૦ ॥ ૪ ॥ સહુ ઋદ્ધિ તમારી ખાએ છે, કરી કામણ ચિત્ત ભરમાએ છે ॥ તુમ પુણ્યયોગે એ પાએ છે ॥ હો૦ ॥ ૫ ॥ મત [1]આંબલ કાજ બાઉલ [2]બોવો, અનુપમ ભવ વિરથા નવિ ખોવો ॥ અબ ખોલ નયણ પ્રગટ જોવો ॥ હો૦ ॥ ૬ ॥ ઇણ વિધ સમતા બહુ સમજાએ, ગુણ અવગુણ કંઇ સહુ દરશાએ સુણી ચિદાનંદ નિજ ઘર આયે ॥ હો૦ ॥ ૭ ॥

---

૧ આંબો. ૨ વાવો.

## ॥ अथ दान, शील, तप, भाव सज्झाय ॥

શ્રી મહાવીરે ભાખીયા, સખી દાનના ચાર પ્રકાર રે ॥ દાન શિયલ તપ ભાવના, સખી પંચમ ગતિ દાતાર રે ॥ શ્રી મહા૦ ॥ ૧ ॥ દાને દોલત પામીયે, સખી દાને કોડ કલ્યાણોરે ॥ દાન સુપાત્ર પ્રભાવથી, સખી કયવન્નો શાલિભદ્ર જાણોરે ॥ શ્રી મહા૦ ॥ ૨ ॥ શિયલે સંકટ સવિ ટળે, સખી શિલે વંદિત સિદ્ધરે ॥ શિયલે સુર સેવા કરે, સખી સોળ સતિ પરસિદ્ધ રે ॥ શ્રી મહા૦ ॥ ૩ ॥ તપ તપો ભવિ ભાવશું, તપે નિર્મળ તન્નરે ॥ વર્ષોપવાસી ઋષભજી, સખી ધન્નાદિક ધન્ય ધન્ય રે ॥ શ્રી મહા૦ ॥ ૪ ॥ ભરતાદિક શુભ ભાવથી, સખી પામ્યા પંચમ ઠામ રે ॥ ઉદયરત્ન મુનિ તેહને, સખી નિત્ય કરે પ્રણામરે ॥ શ્રી મહાવીરે ભાખીયા ॥ ૫ ॥

## ॥ सामायिक लाभ सज्झाय ॥

કર પડિક્કમણું ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન ॥ લાલરે ॥ પરભવ જાતાં જીવને, [1]સંબલ સાચું જાણ ॥ લાલરે ॥ કર૦ ॥ ૧ ॥ શ્રી વીર મુખ ઈમ ઉચરે, શ્રેણિક રાય પ્રત્યે જાણ ॥ લાલરે ॥ લાખ ખાંડી સોના તણી, દિયે દિન પ્રત્યે દાન ॥ લાલરે ॥ કર૦ ॥૨ ॥ લાખ વરસ લગે તે વળી, એમ દીયે દ્રવ્ય અપાર ॥ લા૦ ॥ એક સામાયિકને તોલે, નાવે તેહ લગાર ॥ લા૦ ॥ કર ॥ ૩ ॥ સામાયિક ચઉવિસત્થો ભલું, વદંન દોય દોયવાર ॥ લા૦ ॥ વ્રત સંભારો રે આપણા, તે ભવ કર્મ નિવાર ॥ લા૦ કર૦ ॥ ૪ ॥ કર કાઉસ્સગ્ગ શુભ ધ્યાનથી, પચ્ચખ્ખાણ સૂધું વિચાર ॥ લા૦ ॥ દોય સજ્ઝાયે તે વળી, ટાળો ટાળો અતિચાર ॥ લા૦ ॥ કર૦ ॥ ૫ ॥ શ્રી સામાયિક પ્રતાપથી લહિયે અમર વિમાન ॥ લાલરે ॥ ધર્મસિંહ મુનિ એમ ભણે, એ છે મુક્તિ નિદાન ॥ લાલરે ॥ કર૦ ॥ ૬ ॥

## ॥ अथ छींक विचार सज्झाय ॥

॥ દેશી ચોપાઈની ॥

છીંક શુકનનો કહું વિચાર, સુગુરૂ સમીપ સુણ્યો મેં સાર ॥ આગળમાં જો છીંકજ હોય, અશુભ તણી જાણે જે કોય ॥ ૧ ॥

---

[1] ભાથું.

પહેલાં શુકન હુવાં શુભ ઘણાં, છીંક હુઆં નિષ્ફળ તે તણાં ॥ છીંકજ હુઆ પછી જે જાણ, શુકન હુઆં તે કરો પ્રમાણ ॥ ૨ ॥ ડાબી છીંક હોય અર્ધ ફળ કહે, જમણી છીંક બુરી સઉ કહે ॥ પૂંઠે છીંક સુખદાયક સહી, ઘણી છીંક તે નિષ્ફળ કહી ॥ ૩ ॥ હાંસે ભય ઉપાધીયે કરી, હઠ ઘણો મનમાંહે ધરી ॥ એક છીંક તે નિષ્ફળ જાણ, કુતર છીંક તો નિઃખર આણ ॥ ૪ ॥ મંજાર છીંક તે મરણજ કરે, ઈસી છીંક કષ્ટકારી સરે ॥ વસ્તુ વેચતાં છીંકજ હોય, આણ્યું કરીયાણું મોઘું હોય ॥ ૫ ॥ વસ્તુ લેતાં છીંકજ હોય, બમણો લાભ સઘળાનો જોય ॥ ગઈ વસ્તુ જો જોવા જાય, છીંક હોય તો લાભ ન થાય ॥ ૬ ॥ નવાં વસ્ત્ર વળી પહેરતાં, છીંક હોય આગળ અણછતાં ॥ ભોજન હોમ પૂજાનું કામ, મંગલિક જે ધર્મ સુઠામ ॥ ૭ ॥ કામ એટલાં કીધાંની અંત, વળી ક્રિયા કરાવે ખંત ॥ રતિ સ્નાન કરીને રહે, છીંક હોય તો પુત્રજ લહે ॥ ૮ ॥ ઋતુવતીને દીધે દાન, પછી હોવે પુત્ર નિદાન॥ વૈરી જીતી જાશું જોય, છીંકે વૈરી સબળો હોય ॥ ૯ ॥ રોગી કાજ વૈદ્ય તેડવા, જાતા છીંકે જો નવ નવા ॥ તે રોગીને મૃત્યુ જાણીયે, કામ વિના વૈદ્યે નાણીએ ॥ ૧૦ ॥ વૈદ્ય રોગીને ઘરે આવતાં, છીંક હોયે ઔષધ આપતાં ॥ રોગી તેણો રોગ તે સમે, આહાર લેતે જમવું ગમે ॥ ૧૧ ॥ વ્યાપારે લીધે વ્યાપાર, છીંક હોયે તો વૃદ્ધિ અપાર ॥ લેખું શુદ્ધ દીધું રાયને, છીંક ફોક થાયે તેહને ॥ ૧૨ ॥ પાણી પીતાં અથ પ્રીસંવાદ, છીંક દૃષ્ટિ દોષ અનિવાર ॥ નવે ઘરે વસવા આવીયે, છીંક હોયે તો ઉચાલીયે ॥ ૧૩ ॥ વ્યાજે દ્રવ્ય કેહને આપતાં, વળી પૃથ્વીમાં ધન દાટતાં ॥ કર્ષણ જોવા જાતાં વળી, વૃષ્ટિ હોય પુહવી મન રૂલી ॥ ૧૪ ॥ છીંક શુકન નર જાણે જેહ, પગ પગ સંપદ પામે તેહ ॥ છીંક વિચાર જાણે જો કોઇ, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણક હોઇ ॥ ૧૫ ॥ ઇતિ છીંક વિચાર ॥

## ॥ अथ वैराग्योपदेशक सझ्झाय ॥

હક મરનાં હક જાનાં યારો, મત કો કરો ગુમાના ॥ હ૦ ॥ એ આંકણી ॥ ઓઢણ માટી પેરણ માટી, માટીકા સરાના ॥ વસતીમેંસેં બહાર નિકાલા, જંગલેં કિયા ઠિકાના ॥ હ૦ ॥ ૧ ॥ હાથી ચડતે ઘોડે ચડતે, ઓર આગે નિશાના ॥ નાસી પીલી એરખ ચલતી, ઉત્તર કિયા પયાના ॥ હ૦ ॥ ૨ ॥ નરપતિ હોકે

તખતપર બેઠે, ભરિયા ભારી ખજાના ॥ સાંજ સવારે મુજરા લેતે, ઉપર હાથ બે કાના ॥ હ૦ ॥ ૩ ॥ પોથી પઢ પઢ હિંદુ ભૂલે, મુસલમાન કુરાના ॥ રૂપચંદ કહે અરે ભાઈ સંતો, હરદમ પ્રભુ ગુણ ગાના ॥ હ૦ ॥ ૪ ॥

## ॥ अथ भाव सज्झाय ॥

॥ ધન્ય ધન્ય તે દિન માહરો ॥ એ દેશી ॥

રે ભવિ ભાવ હૃદયે ધરો, જે છે ધર્મનો ધોરી ॥ એકલમલ્લ અખંડ જે, કાપે કર્મના દોરી ॥ રે ભવિ૦ ॥ ૧ ॥ દાન શિયલ તપ ત્રણ એ, પાતક મળ ધોવે ॥ ભાવ જો ચોથો નવિ મળે, તો તે નિષ્ફળ હોવે ॥ રે ભવિ૦ ॥ ૨ ॥ વેદ પુરાણ સિદ્ધાંતમાં, ષટ્ દર્શન ભાંખે ॥ ભાવ વિના ભવ સંતતિ, પડતાં કોણ રાખે ॥ રે ભવિ૦ ॥ ૩ ॥ તારક રૂપ એ વિશ્વમાં, જંપે જગ ભાણ ॥ ભરતાદિક શુભ ભાવથી, પામ્યા પદ નિર્વાણ[1] ॥ રે ભવિ૦ ॥ ૪ ॥ ઔષધ આય ઉપાય જે, મંત્ર યંત્રને મૂળી, ભાવે સિદ્ધ હોવે સદા, ભાવ વિણ સહુ ધૂળી ॥ રે ભવિ ॥ ૫ ॥ ઉદયરત્ન કહે ભાવથી, કોણ કોણ નર તરિયા ॥ શોધી જોજો સૂત્રમાં, સજ્જન ગુણ દરિયા ॥ રે ભવિ૦ ॥ ૬ ॥

## ॥ अथ वीसस्थानकना तपनी सज्झाय ॥

॥ શ્રીસીમંધર સાહેબ આગે ॥ એ દેશી ॥

અરિહંત પહેલે થાનક ગણીયે, બીજે પણ સિદ્ધાણં ॥ ત્રીજે પયવળો આયરિય ચોથે, પાંચમે પદ થેરાણં રે ॥ ભવિયા ॥ વીશ થાનક તપ કીજે ॥ ઓળી વીશ કરીજે રે ॥ ભ૦ ॥ ગણણું એહ ગણીજે રે ॥ ભ૦ ॥ જિમ જિનપદ પામીજે રે ॥ ભ૦ ॥ નર ભવ લાહો લીજે રે ॥ ભ૦ ॥ વી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ઉવજ્ઝાએ છઠ્ઠે સવ્વસાહૂણં, સાતમે આઠમે નાણ ॥ નવમે દંસણ દસમે વિણયસ્સ, ચારિત્ર અગીયારમે જાણ રે ॥ ભ૦ ॥ વી૦ ॥ ૨ ॥ બારમે બંભવય ધારીણં, તેરસમે કિરિયાણં ॥ ચઉદમે તવ પન્નરમે ગોયમ, સોલસમે નમો જીણાણં રે ॥ ભ૦ ॥ વી૦ ॥ ૩ ॥ ચારિત્તસ્સ સત્તરમે જપીયે, અઢારસમે નાણસ્સ ॥ ઓગણીસમે નમો સુયસ્સ સંભારો, વીશમે નમો તિત્થસ્સ રે ॥ ભ૦ ॥ વી૦ ॥

[1] મોક્ષ.

॥ ૪ ॥ એકાસણાદીક તપ દેવ વંદન, ગણણું હોય હજાર ॥ સંઘ વિનય બુધ શિષ્ય સુદર્શન, જંપે એહ વિચારોરે ॥ ભ૦ ॥ વી૦ ॥ ૫ ॥ ઈતિ ॥

## ॥ शीयल विषे शीखामणनी सझ्झाय ॥

॥ ઢાળ ॥ એતો નારી રે, બારી છે દુર્ગતિ તણી ॥ છાંડ સંગત રે મૂરખ તું પરસ્ત્રી તણી ॥ જીવ ભોળા રે, ડોળા તેહશું મમ કરે ॥ શીખ માની રે, છાની વાત તું પરિહરે ॥ ૧ ॥ ત્રુટક ॥ જો વાત કરીશ પરનારી સાથે, લોક સહુ હેરે અછે ॥ રાય રાંક થઇને રળ્યા રાને, સુખે નહીં બેસે પછે ॥ એ મદનમાતી વિષય રાતી, જેસી કાતી કામીની ॥ પહેલું તો વળી સુખ દેખાડે, પછે પછાડે ભામીની ॥ ૨ ॥ ઢાળ ॥ કરે પગના રે, નયણ વયણ ચાળા કરી ॥ બોલાવી રે, નર લેઇ ધાઈ સુંદરી ॥ ભોળાવી રે, હાવ ભાવ દેખાડશે ॥ પગે લાગી રે, મરકલડે મન પાડશે ॥ ૩ ॥ ત્રુટક ॥ એ પાસ પાડે ધન ગમાડે, માન ખંડે લે લછી ॥ બોલંતી રૂડી ચિત્ર કૂડી, કૂડ કપટની કોથળી ॥ એ નર અમૂલક વ્યસન પડીઓ, પછે ન પોસાય પાયકો ॥ દીવાન દંડે માન ખંડે, માર સહે પછે રાયકો ॥ ૪ ॥ ઢાળ ॥ છાંડી લેશે રે, વેશ્યાના લંપટ નરા ॥ સહુ સધવા રે, વિધવા દાશી દૂરે કરા ॥ જો નાશી રે, રૂપ દેખી જીવ એહ તણું ॥ ઉભો રહી રે એહ સાહામું મમ જો ઘણું ॥ ૫ ॥ ત્રુટક ॥ ઘણું મ જોઇશ એહ સાહામુ, કુલસ્ત્રી દીઠે નવિ ગમે ॥ જીમ શૂની પૂઠે શ્વાન હીંડે, તીમ પરનારી પૂઠે કાં ભમે ॥ જિમ બિલાડો દૂધ દેખે, ડોલે ડાંગ ન દેખે એ ॥ પરનાર પેંધો પુરૂષ પાપી, કીસ્યો ભય ન લેખ એ ॥ ૬ ॥ ઢાળ ॥ ફુલ વેણી રે, શિર સિંદૂર સેંથો ભર્યો ॥ તે દેખી રે, ફટ મૂરખ મન કાં કર્યો ॥ દેખી ઢીલાં રે, ઢીલાં ઇંદ્રિય કરી ગહ ગહ્યો॥ શિર રાખડી રે, આંખે દેઇ તુ કાં રહ્યો ॥ ૭ ॥ ત્રુટક ॥ કયાં રહ્યો મૂરખ આંખે, દેઇ, શણગાર ભાર એણે ધર્યા ॥ એ ઉસી જીહા, આખે પીહા, કાન કૂપા મળ ભર્યા ॥ નારી અગ્નિ પુરૂષ માખણ, બોલ બોલતાં પીગળે ॥ સ્ત્રી દેહમાં શું સાર દીઠો, મૂઢ મહીઆ કાં કરે ॥ ૮ ॥ ઢાળ ॥ ઇંદ્રિય વાહ્યો રે, જીવ અજ્ઞાની પાપીઓ ॥ માને નરગહ રે, સરગ કરી વિષ વ્યાપીઓ ॥ કાં ભૂલો રે,

શણગાર દેખી એહના ॥ જાણો પ્રાણી રે, એ છે દુઃખની અંગના ॥ ૯ ॥ ત્રુટક ॥ ॥ અંગના તુ છાંડી છોકરે, જસ કીર્તિ સઘળે લહે ॥ કુશીલનું જો નામ લીએ કો, પરલોક દુર્ગતી દુઃખ સહે ॥ વિજયભદ્ર બોલે જે નવિ ડોલે, શીયળથકી જે નરવરા ॥ તસ પાયે લાગું સેવા માગું, જે જગમાંહે જયકરા ॥ ૧૦ ॥ ઇતિ શીલ સજ્ઝાય ॥

## ॥ अथ प्रभाते वहाणलां गावानी सज्झाय ॥

મિથ્યામતિ રે રજની અસરરાળકે ॥ વાહાણલાં ભલે વાય રે ॥ જીહાં ઉંઘે રે પ્રાણી બહુ કાળ કે ॥ વાહાણલાં૦ ॥ નવિ જાણે રે જીહાં યમની ફાળ કે ॥ વા૦ ॥ તિહાં પામે રે પગ પગ જંજાળ કે ॥ વા૦ ॥ ૧ ॥ જીહાં ઝડપે રે ક્રોધ દવની ઝાળ કે ॥ વા૦ ॥ માનરૂપી રે અજગર વિકરાળ કે ॥ વા૦ ॥ ડંસે માયા રે સાપણી રોશાળ કે ॥ વા૦ ॥ જીહાં ચાવો રે લોભરૂપ ચંડાળ કે ॥ વા૦ ॥ ૨ ॥ રાગાદીક રે રાક્ષક મહાવૃંદ કે ॥ વા૦ ॥ આઠ કર્મના રે જીહાં માંડયા ફંદ કે ॥ વા૦ ॥ જીહાં દેખે રે દુરગતિ દુઃખ દંદ કે ॥ વા૦ ॥ નવી દીસે રે જીહાં જ્ઞાન દિણંદ કે ॥ વા૦ ॥ ૩ ॥ ધસમસતાં રે જીહાં વિષયની જાળ કે ॥ વા૦ ॥ લીયે લંટી રે ન ગણે પરિવાલ કે ॥ વા૦ ॥ અટવી અનંતિ રે જીહાં વિકટ ઉજાડ કે ॥ વા૦ ॥ ચાલે નહીં રે જીહાં વ્રતની વાડ કે ॥ વા૦ ॥ ૪ ॥ નિરખતાં રે શ્રી જિન મુખ નૂર કે ॥ વા૦ ॥ હુવે ઉગ્યો રે મહાસમકેત સૂર કે ॥ વા૦ દુખદાયી રે દોષિ ગયા દૂર કે ॥ વા૦ ॥ વળી પ્રગટયા રે પુણ્યતણા અંકુર કે ॥ વા૦ ॥ ૫ ॥ સુતા જાગો રે દેસવિરતિના કંત કે ॥ વા૦ ॥ વળી જાગો રે સર્વવિરતિ ગુણવંત કે ॥ વા૦ તમે ભેટો રે ભાવે ભગવંત કે ॥ વા૦ ॥ પડિક્કમણાં રે કરો પુણ્યવંત કે ॥ વા૦ ॥ ૬ ॥ તમે લેજો રે દેવગુરૂનું નામ કે ॥ વા૦ ॥ વળી કરજો રે તમે ધર્મનાં કામ કે ॥ વા૦ ॥ ગુરૂજનના રે ગાઓ ગુણગ્રામ કે ॥ વા૦ ॥ પ્રેમ ધરીને રે કરો પૂજ્ય પ્રણામ કે ॥ વા૦ ॥ ૭ ॥ તમે કરજો રે દશવિધ પચ્ચખાણ કે ॥ વા૦ ॥ તુમે સુણજો રે શ્રી સૂત્ર વખાણ કે ॥ વા૦ ॥ આરાધો રે શ્રી જિનની આણ કે ॥ વા૦ ॥ જિમ પામો રે શિવપુર સંઠાણ કે ॥ વા૦ ॥ ૮ ॥ સાંભળીને રે શ્રી મુખ

ખાણુ કે ॥ વા૦ ॥ તમે કરજોરે સહી સફળ વિહાણુ કે ॥ વા૦ ॥ વદે વાચક રે ઉદયરત્ન સુજાણુ કે ॥ વા૦ ॥ એહ ભણતાં રે લહીયે કોડ કલ્યાણુ કે ॥ વા૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्य सझ्झाय ॥

કોઈ કાજ ન આવે રે દુનિયાં કે લોકો, કોઇ કાજ ન આવે જૂઠી બાતકા આનિ ભરોંસા, પીછસે પસ્તાવે રે ॥ દુ૦ ॥ ૧ ॥ મતલબકી સબ મલિ લોકાઈ, બહોતહિ રંગ બનાવે રે ॥ દુ૦ ॥ ૨ ॥ અપના અર્થ ન દેખે સો તો, પલકમેં પીઠ દેખાવે રે ॥ દુ૦ ॥ ૩ ॥ બાજીગરકી બાજી જેસા, અજબ દિમાક દેખાવે રે ॥ દુ૦ ॥ ૪ ॥ દેખો દુનિયાં સકલ ખીલીહે, ચુહીં મન લલચાવે રે ॥ દુ૦ ॥ ૫ ॥ જિને જાન્યા તિને આપ પિછાન્યા, બેખબરી દુઃખ પાવે રે ॥ દુ૦ ॥ ૬ ॥ હંસ સયાને એક સાંઇશું ઠર, કાહેકું છિત્ત ન લાગે રે ॥ દુ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ चैतन्य शिक्षाभास प्रारंभ ॥

॥ આપ વિચારજો આતમા, ભ્રાંતે શું ભૂલે ॥ અથિર પદાર્થ ઉપરે, ફોગટ શું ફુલે ॥ આ૦ ॥ ૧ ॥ [1]ઘટમાંહે છે ઘરધણી, મેલો મનનો ભામો ॥ બોલે તે બીજો નથી, જોને ધરી તામો ॥ આ૦ ॥ ૨ ॥ પામીશ તું પાસે થકી, બાહેર શું ખોળે ॥ બેસે કાં તું બૂડવા, માયાની ઓળે ॥ આ૦ ॥ ૩ ॥ [2]પ્રિછ્યા વિણુ કેમ પામીયે, સુણુ મૂરખ પ્રાણી ॥ પીવાયે કેમ પસલીયે ઝાંઝવાનાં પાણી ॥ આ૦ ॥ ૪ ॥ આપ સ્વરૂપ ન ઓળખે, માયામાંહે ઝુલે ॥ ગરથ પોતાની ગાંઠનો, વ્યાજમાં જિમ ડૂલે ॥ આ૦ ॥૫॥ જોતાં નામ ન જાણીયે, નહિં રુપ નરેખ ॥ જગમાંહે તે કેમ જડે, અરૂપી અલેખ ॥ આ૦ ॥ ૬ ॥ અંધતણી પેરે આફલે, સઘળા સંસારી ॥ અંતરપટ આડો રહે, કોણુ જૂવે વિચારી ॥ આ૦ ॥ ૭ ॥ પહેલે પાખું કરી, પછી જોને નિહાળી ॥ નજરે દેખીશ નાથને, તેહશું લે તાળી ॥ આ૦ ॥ ૮ ॥ બંધણુહારો કો નથી, નથી છોડણુહારો ॥ પ્રવૃત્તે બાંધીયે પોતે, નિવૃત્તે નિસ્તારો ॥ આ૦ ॥ ૯ ॥ ભેદાભેદ બુદ્ધે કરી, ભાસે છે અનેક ॥ ભેદ તજીને જો ભજે, તો દીસે એક ॥ આ૦ ॥ ૧૦ ॥ કાગે ધોળું બોળીયે, તો તે થાયે બે રંગુ ॥ બે બેરંગે બૂડે સહિ, મન ન રહે

૧ શરીરમાં. ૨ ઓળખ્યા.

ચંગુ ॥ આ૦ ॥ ૧૧ ॥ મન મરે નહિં જિહાં લગે ઘુમે મદ ઘેર્યો ॥ તબ લગે જગ ભૂલ્યું ભમે, ન મટે ભવ ફેરો ॥ આ૦ ॥ ૧૨ ॥ ઉંઘ તણે જોરે કરી, શું મોહ્યો સુહણે ॥ અળગી મેલી ઉંઘને ખોળી જોને ખૂણે ॥ આ૦ ॥ ૧૩ ॥ ત્યારે જગમાં તુજ વિના, બીજો નવી દીસે ॥ ભિન્ન ભાવ મટશે તદા, સેહેજે સુજગીશે ॥ આ૦ ॥ ૧૪ ॥ મારૂં તારૂં નવિ કરે, સહુથી રહે ન્યારો ॥ ઇણે એહિનાણે ઓળખ્યો પ્રભુ તેહુને પ્યારો ॥ આ૦ ॥ ૧૫ ॥ સિદ્ધ દસાયે સિદ્ધને, મળીયે એકાંતિ ॥ ઉદયરત્ન કહે આતમા, તો ભાંગે ભ્રાંતિ ॥ આ૦ ॥ ૧૬ ॥ ઇતિ ચૈતન્યશિક્ષાભાસ સંપૂર્ણ ॥

## ॥ अथ वैराग्य सज्झाय ॥

॥ રાગ આશાવરી ॥

કિસીકું સબ દિન સરખે ન હોય ॥ પ્રહઉગત અસ્તંગત દિનકર, દિનમેં અવસ્થા દોય ॥ કિ૦ ॥ ૧ ॥ હરિ બલિભદ્ર પાંડવ નળ રાજા, રહે ખટખંડ રિદ્ધિ ખોય ॥ ચંડાળ કે ઘર પાણી આણ્યું, રાજા હરિચંદ જોય ॥ કિ૦ ॥ ૨ ॥ ગર્વ મ કર તું મૂઢ ગમારા, ચડત પડત સબ કોય ॥ સમયસુંદર કહે ઇતર પરત સુખ, સાચો જિનધર્મ સોય ॥ કિ૦ ॥ ૩ ॥ ઇતિ વૈરાગ્ય સજ્ઝાય ॥

## ॥ अथ निद्रानी सज्झाय ॥

બેટી મોહ નરિંદકી, નિદ્રા નામે વિખ્યાત બે ॥ ધર્મ દ્વેષણિ પાપણી, ન ગમે ધર્મની વાત બે ॥ નિંદા ન લહે જે સજ્જનાં સજ્જનાં બે દુઃખભંજના બે ॥ ટેક ॥ નિં૦ ॥ ૧ ॥ ઘેરે સઘળા જીવને, જિહાં જમનો પાસ બે ॥ જા ઘડિ નિંદ ન પાઇયે, તા ઘડિ પ્રભુકો વાસ બે ॥ નિં૦ ॥૨॥ આળસ ઉમરાવ એહુનો, જાલીમ જોદ્ધ જુવાન બે ॥ દૂત બગાસૂં જાણજો, ચાલે આગેવાન બે ॥ નિં૦ ॥ ૩ ॥ જાતિ પાંચ છે જેહની, પસરી વિશ્વ પ્રમાણ બે ॥ કેવળી વિના એક જેહની, કોઇ ન લોપે આણ બે ॥ નિં૦ ॥ ૪ ॥ કર્મે ન આવે ઢુંકડી, ધર્મે પાડે ભંગાણ બે ॥ વાજાં વાજે જિહાં ઉંઘનાં, તિહાં હોય સુખની હાણ બે ॥ નિં૦ ॥ ૫ ॥ ઉદયરત્ન કહે ઉંઘને, જીત્યાનો એહ ઉપાય બે ॥ પહેલા આહાર જો જીતિયે, તો નિદ્રા વશ થાય બે ॥ ૬ ॥ નિં૦ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्य सझ्झाय ॥

પ્રાણી કાયા માયા કારમી, કૂડો છે કુટુંબ પરિવાર રે જીવડલા ॥ સમરણ કીજે સિદ્ધનું ॥ માહરૂં માહરૂં મ કર રે માનવી, પંથ વહેવું પેલે પાર રે જીવડલા ॥ સમ૦ ॥ ૧ ॥ પ્રાણી સહુને વળાવે સાંકલ્યા, મળિયા છે મોહને સંબંધ રે જીવડલા ॥ પ્રાણી આયુ ક્ષયે અળગાં થયાં, દીઠો એવો સંસારી ધંધ રે જી૦ ॥ સમ૦ ॥ ૨ ॥ પ્રાણી કાષ્ટ પરે રે કાયા બળે, વળી કેસ બળે જેમ ઘાસ રે જી૦ ॥ પ્રાણી માનવી મર્કટ વૈરાગીયા, વળી પડે માયા વિશ્વાસ રે જી૦ ॥ સમ૦ ॥ ૩ ॥ પ્રાણી પડાઈ ઉડે જીવ ઉપરે, દોરી પવન બળે લેઈ જાય રે જી૦ ॥ પ્રાણી તૂટી દોરી સંધાય છે, આઉખું ત્રુટું ન સંધાય રે જી૦ ॥ સમ૦ ॥ ૪ ॥ પ્રાણી કાચે કુંભે પાણી કેમ રહે, હંસ ઉડી જાય કાય રે જી૦ ॥ પ્રાણી આશા અતીઘણી આદ રે, થાવા વાળો તેહિજ થાય રે જી૦ ॥ સમ૦ ॥ ૫ ॥ પ્રાણી જેને ઘરે નોબત ગડગડે, ગાવે વળી ખટ રાગ રે જી૦ ॥ પ્રાણી ગોખે તેહને ઘૂમતા, શૂન્ય થયે વળી ઉડે કાગ રે જી૦ ॥ સમ૦ ॥ ૬ ॥ પ્રાણી એમ સંસાર અસાર છે, સારમાં શ્રી જિન ધર્મ સાર રે જી૦ ॥ પ્રાણી શાંતિ સમર સમતા ધરી, ચાર ત્યજી વળી આદરો ચારરે જી૦ ॥ સમ૦ ॥ ૭ ॥ પ્રાણી પાંચે તજો રે પાંચે ભજો, ત્રણ્ય જીપો ત્રણ ગુણધાર રે જી૦ ॥ પ્રાણી રયણી ભોજન પરિહરો, સાત વ્યસન તજો સુવિચાર રે જી૦ ॥ સમ૦ ॥ ૮ ॥ પ્રાણી સમતા કરો છ કાયની, સાંભળો સદ્‌ગુરૂની વાણ રે ॥ જી૦ ॥ પ્રાણી સાચી શીખામણ એહ છે, એમ કહે છે મુનિ કલ્યાણ રે જી૦ ॥ સમ૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ अथ धोबीडानी सझ्झाय ॥

ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે, રખે રાખતો મેલ લગાર રે ॥ એણે રે મેલે જગ મેલો કર્યો રે, અણધોયું ન રાખે લગાર રે ॥ ધો૦ ॥ ૧ ॥ જિનશાસન સરોવર સોહામણું રે, સમકિત તણી રૂડી પાળ રે ॥ દાનાદિક ચારે બારણાંરે, માંહી નવતત્ત્વ કમળ વિશાળ રે ॥ ધો૦ ॥ ૨ ॥ તિહાં ઝીલે મુનિવર હંસલા રે, પીયે છે તપ જપ નીરરે ॥ શમ દમ આદે જે સિલારે તિહાં પખાલે આતમ ચીર રે ॥ ધો૦ ॥ ૩ ॥ તપવજે તપ

તડકે કરી રે, જાળવજે નવબ્રહ્મ વાડ રે ॥ છાંટા ઉડાડે પાપ અઢારના રે, એમ ઉજળું હોશે તતકાળ રે ॥ ધો૦ ૪ ॥ આલોયણ સાબૂડા સૂધો કરે રે, રખે આવે માયા શેવાળ રે ॥ નિશ્ચે પવિત્રપણું રાખજે રે, પછે આપણા નિયમ સંભાળ રે ॥ ધો૦ ૫ ॥ રખે મૂકતો મન મોકળું રે, પડ મેલીને સંકેલ રે ॥ સમયસુંદરની શીખડી રે, સુખડી અમૃતવેલ રે ॥ ધો૦ ॥ ૬ ॥

## ॥ अथ बीहुबलजीनी सझ्झाय ॥

॥ બહેની બોલે હો, બાહુબલ સાંભળો જી ॥ રૂડા રૂડા રંગનિધાન ॥ ગયવર ચઢિયા હો, કેવળ કેમ હુવે જી ॥ જાણ્યું જાણ્યું પુરૂષ પ્રધાન ॥ બ૦ ॥ ૧ ॥ તુજસમ ઉપશમ જગમાં કુણ ગણે જી, અકળ નિરંજન દેવ ॥ ભાઈ ભરતેસર વાહાલા વીનવે જી, તુજ કરે સુરનર સેવ ॥ બ૦ ॥ ૨ ॥ ભરવરસાળો હો વનમાં વેઠીઓ જી, જિહાં ઘણાં પાણીનાં પૂર ॥ ઝરમર વરસે મેહુલો ઘણું જી, પ્રગટ્યા પુણ્ય અંકૂર બ૦ ॥ ૩ ॥ ચિહું દિસી વીંટ્યો હો વેલડીએ ઘણું જી, જેમ વાદળ છાયો સૂર ॥ શ્રી આદિનાથે હો અમને મોકલ્યાં જી, તુમ પ્રતિબોધન નૂર ॥ બ૦ ॥ ૪ ॥ વર સંવેગરસે હો મુનિવર ભર્યા જી, પામ્યું પામ્યું કેવળ નાણ ॥ માણકમુનિ જસ નામે હો હરખ્યો ઘણું જી, દિન દિન ચઢતો છે વાન ॥ બ૦ ॥ ૫ ॥ ઈતિ ॥

## ॥ अथ सार बोलनी सझ्झाय ॥

સરસતી સામિની પય પ્રણમેવ, સહગુરૂ નામ સદા સમરેવ ॥ બોલીશ એણિ પરે આચાર, જોઇ લેજો જાણ વિચાર ॥ ૧ ॥ પંડિત તે જે નાણે ગર્વ, જ્ઞાની તે જે જાણે સર્વ ॥ તપસ્વી તે જે નાણે ક્રોધ, કર્મ આઠ જીતે તે જોધ ॥ ૨ ॥ ઉત્તમ તે જે બોલે ન્યાય, ધર્મી તે જે મન નિરખાય ॥ ઠાકુર તે જે પાળે વાચ, સદ્ગુરૂ તે જે ભાંખે સાચ ॥ ૩ ॥ ગિરૂએ તે જે ગુણ આગલો, સ્ત્રી પરિહાર કરે તે ભલો ॥ મેલો તે જે નિંદા કરે, પાપી તે જે હિંસા આચરે ॥ ૪ ॥ મુર્તિ તે જે જિનવરતણી, કીર્તિ તે જે બીજે સૂણી ॥ લબ્ધિ તે ગૌતમ ગણધાર, બુદ્ધિ અધિકા અભય કુમાર ॥ ૫ ॥ શ્રાવક તે જે લહે નવતત્વ, કાયર તે જે મૂકે સત્વ ॥ મંત્ર ખરો તે શ્રી નવકાર, દેવ ખરો જે મુક્તિ દાતાર ॥ ૬ ॥ પરવો તે તીર્થ

કર તણી, મતિ તે જે ઉપજે આપણી ॥ સમકિત તે જે સાચુ ગમે, મિથ્યામતિ તે ભૂલો ભમે ॥ ૭ ॥ મોટો જે જાણે પરપીડ, ધનવંતો જે ભાંગે ભીડ ॥ મનવશ આપણે તે બળવંત, આળસથી અળગો પુણ્યવંત ॥ ૮ ॥ કામી નર તે કહીયે અંધ, મોહજાળ તે મોટો બંધ ॥ દારીદ્રી જે ધર્મે હીન, દુર્ગતિમાંહે રૂલે તે દીન ॥ ૯ ॥ આગમ તે જ્યાં બોલી દયા, મુનિવર તે જે પાળે ક્રિયા ॥ સંતોષી તે સુખિયા થયા, દુઃખિયા તે જે લોભે ગ્રહ્યા ॥ ૧૦ ॥ નારી તે જે હોયે સતી, દર્શન તે ઓઘો મુહપત્તિ ॥ રાગ દ્વેશ ટાળે તે યતિ, સુત્ર જાણે તે જિનમતિ ॥ ૧૧ ॥ કાયા તે જે, શીલે પવિત્ર, માયારહિત હોએ તે મિત્ર ॥ વૃદ્ધપણું પાળે તે પુત્ર, ધર્મ હાણ પાડે તે શત્રુ ॥ ૧૨ ॥ વૈરાગી તે વિરમે રાગ, તારૂ તે ભવતરે અથાગ ॥ રૈરવ નરકતણો એ ભાગ, [1]છાગ હણીને માગે ત્યાગ ॥ ૧૩ ॥ દેહમાંહે તે સારી જીહ, ધર્મ થાય તે લેખે દીહ ॥ રસ માંહિ ઉપશમ રસ લીહ, થૂલીભદ્ર મુનિવરમાં સિંહ ॥ ૧૪ ॥ સાચું તે જે જિનનું નામ જિનનું દેરૂં જ્યાં તે ગામ ॥ ન્યાયવંત કહિયે તે રામ, યોગી તે જે જીતે કામ ॥ ૧૫ ॥ એહ બોલ બોલ્યા મેં ખરા, સાર નથી એથી ઉપરા ॥ કહે પંડિત લક્ષ્મી કલ્લોલ, ધર્મ રંગ મન ધરજો ચોલ ॥ ૧૬ ॥ ઇતિ સજ્ઝાય ॥

## ॥ अथ सामायिकना बत्रीश दोषनी सज्झाय ॥

॥ ચોપાઇ ॥ શુભ ગુરૂ ચરણે નામી શીશ, સામાયિકના દોષ બત્રીસ ॥ કહિશું ત્યાં મનના દશ દોષ, દુશમન દેખી ધરતો રોષ ॥ ૧ ॥ સામાયિક અવિવેક કરે, અર્થ વિચાર ન હૈડે ધરે ॥ મન ઉદ્વેગ વંછે યશ ઘણો, ન કરે વિનય વડેરા તણો ॥ ૨ ॥ ભય આણે ચિંતે વ્યાપાર, ફળ સંશય નીઆણું સાર ॥ હવે વચનના દોષ વિચાર, કુવચન બોલે કરે ટુંકાર ॥ ૩ ॥ લે કુંચી જા ઘર ઉઘાડ, મુખ લવરી કરતો વઢવાડ ॥ આવો જાવો બોલે ગાળ, મોહ કરી હુલરાવે બાળ ॥ ૪ ॥ કરે વિકથાને હાસ્ય અપાર, એ દશ દોષ વચનના વાર ॥ કાયા કેરાં દૂષણ બાર, ચપલાસન જોવે દિશિ ચાર ॥ ૫ ॥ સાવદ્ય કામ કરે સંઘાત, આલસ મોડે ઉંચે હાથ ॥ પગ લંબે બેસે અવનીત, ઉઠિંગન લે થાંભો ભીંત ॥ ૬ ॥ મેલ ઉતારે ખરજ ખણાય, પગ ઉપર ચઢાવે પાય ॥

[1] બકરો.

અતિ ઉઘાડું મેલે અંગ, ઢાંકે તેમ વળી અંગ ઉપંગ ॥ ૭ ॥ નિદ્રાયે રસ ફળ નિર્ગમે, કરહા કંટક તરૂએ ભમે ॥ એ બત્રીશે દોષ નિવાર, સામાયિક કરજો નર નાર ॥ ૮ ॥ સમતા ધ્યાન ઘટા ઉજળી, કેશરી ચોર હુવો કેવળી ॥ શ્રીશુભવીર વચન પાળતી, સ્વર્ગે ગઇ સુલસા રેવતી ॥ ૯ ॥ ઇતિ સામાયિકના બત્રીશ દોષની સજ્ઝાય ॥

## ॥ अथ अइमंताजीनी सज्झाय ॥

॥ શ્રી અઇમંતા મુનિવર જીકી, કરણી કી બલિહારી વે ॥ બટ દર્શનકે સંજમ લીનો, વીરવચન ચિત્ત ધારી વે ॥ શ્રી૦ ॥ ॥ ૧ ॥ વિજય નૃપત્તિ શ્રી દેવી નંદન, પોલાસપુર અવતારી વે ॥ અંગ અગ્યાર પઢે ગુણ આદર, ત્રિવિધ ત્રિવિધ અવિકારી વે ॥ શ્રી૦ ॥ ૨ ॥ તપ ગુણ રયણ સંવત્સર આદિક, કરકે કાય ઉદ્ધારી વે ॥ પ્રભુ આદેશે વિપુલાચળ પર, કરી અણસણ અતિ ભારી વે ॥ શ્રી૦ ॥ ૩ ॥ કેવળ પાય મુક્તિ ગયે મુનિવર, કર્મ કલંક નિવારી વે ॥ અઢારસેં અડતાળે તિહિ ગિરિ, કીની થાપના સારી વે ॥ શ્રી૦ ॥૪॥ વાચક અમૃત ધર્મ સુગુરૂકે, સુપસાયે સુવિચારી વે ॥ શિષ્ય ક્ષમા કલ્યાણ હરખ ધર, ગુણ ગાવે જયકારી વે ॥ શ્રી૦ ॥ ૫ ॥ ઇતિ અઇમંતા મુનિની સજ્ઝાય ॥

## अथ समकितनी चोपाइ ॥

॥ધુર પ્રણમું જિનવર ચોવીશ, સવિ ગણધરને નામું શીશ ॥ તેહનાં વયણ સુણે જે કાન, મન રાખે સમકિતને ધ્યાન ॥ ૧ ॥ સાચો દેવ એક વીતરાગ, ધર્મ તણો જેણે દાખ્યો માગ ॥ તે જિનવરની પાળું આણ, જે હોયે સાચા સુગુરૂ સુજાણ ॥ ૨ ॥ પંચ મહાવ્રત મનમાં ધરે, રાગ દ્વેષ પહેલું પરિહરે ॥ ચારિત્ર પાળે ટાળે દોષ, લીયે આહાર થોડે સંતોષ ॥ ૨ ॥ દોષમાંહે જે આધાકર્મ, ટાળે તે ત્રોડે આઠ કર્મ ॥ આધાકર્મ કરે નર નાર, તે પણ ઘણુંએ રૂલે સંસાર ॥ ૪ ॥ મૂકી દેહ તણાં સુખવાસ, સહે પરીસહ બારે માસ ॥ તપે કરિને જેણે જસ લીધ, વંદનિક તે ત્રિભુવન સીધ ॥ ૫ ॥ એક સંયમને બીજી ક્ષમા, શત્રુ મિત્ર જેહને બેહુ સમા ॥ દૃષ્ટિરાગ તરી ઉતરી, તે જાશે ભવ સાયર તરી

॥ ૬ ॥ એક આપણું કરી મન ઠામ, ભણે ગુણે સિદ્ધાંત પ્રમાણ ॥ સદ્ગુરૂ ઉપદેશ આચાર, જોઈ સમજો હૈયે વિચાર ॥ ૭ ॥ એક પહેરે મુનિવરનો વેશ, પણ સાચો ન દીયે ઉપદેશ ॥ જેહ ઉ-ત્થાપે જિનવર વયણ, તેહને કિહાં હિયાનાં નયણ ॥ ૮ ॥ ઘર મૂકી-ને થયા મહાતમા, મમતા જઇ લાગા આતમા ॥ મારૂં મારૂં એમ કહે ઘણું, તેહ મૂરખ વદનતા પણું ॥ ૯ ॥ એક તજી દીસે છે ઈ-સ્યા. લોભે શિષ્ય કરે અણ કસ્યા ॥ પંચ મહાવ્રત કહી ઉચ્ચરે, ઉપશમ રસ તે કહો કિમ ગરે ॥ ૧૦ ॥ આધાકર્મી વહોરે ઘણો, ધર્મ વિગોવે જિનવર તણો ॥ મંત્ર તંત્ર મૂલી કરી, ચૂરણ આપે ઘર ઘર ફેરી ॥ ૧૧ ॥ કુગુરૂતણા જાણી અહિ નાણ, સેવા ન કરે જે હોયે જાણ ॥ જિનવાણી સાંભળીયે ઇસી, સોનું ગુરૂ બે લીજે કસી ॥ ૧૨ ॥ સોનાથી હોય એક ભવ હા-ણ, કુગુરૂ કરે ભવભવની હાણ ॥ સોને ઘાઠા પણ તે મગે, કુગુરૂ પસાયે ભવ ભવ રૂલે ॥ ૧૩ ॥ સર્પ ડસે હુએ ભવનો અંત, કુગુરૂ કરે સંસાર અનંત॥ એમ જાણી વળી લીજે સાપ, કુગુરૂ નમિ નવિ બોલિયે આપ ॥ ૧૪ ॥ એક વહે જિનવરની આણ, વેર વહે તિહાં એક અજાણ ॥ એહ આપણા નહી ગુરૂ એમ, બોલી લીયે વદંતું તેમ ॥ ૧૫ ॥ એક ભણે મારા ગુરૂ દેવ, મેં કરવી એહિ જની સેવ ॥ પક્ષ તણા સ્વામીને માન, અવર પક્ષને દે અપમાન ॥ ૧૬ એક સગા જાણી મહાતમા, [1]ગુણપાખે તારે આતમા ॥ પાત્ર ભણી પૂજે તેહને, કહો સમકિત કેમ છે તેહને ॥ ૧૭ ॥ દેખી પરખી ગુરૂ ગુણવંત, શ્રાવક મન સંયમવંત ॥ એહ આપણા નહી ઇમ ભણે, દાન માન સઘળે અવગણે ॥ ૧૮ ॥ એકાને ગછનો અનુરાગ, પણ ન લહે સાચો જિન માગ ॥ વીર વચન લેઈને પાવરૂં, કુગુરૂ સુગુરૂ જોઈ આદરૂં ॥ ૧૯ ॥ જેહને આગમનું બહુ માન, તેહના ઉઘડે એણે કાન ॥ એ સાધારણ ગુરુની વાત, જોઈ લેજો મુક્તિ માત ॥ ૨૦ ॥ હૃદય નયન તમે જુઓ સુજાણ, છંડો કુગુરૂ એ જિન આણ । સદ્ગુરુ તણા ચરણ આચરો, જેમ ભવસાયર લીલાયે તરો ॥ ૨૧ ॥ જે જિન આણ વહે નિશદીશ, તે ઊપર જે નાણે રીશ ॥ નવે તત્ત્વ નિરતા સદ્દહે, સૂધું સમકિત છે તે કન્હે ॥ ૨૨ ॥ એહવું સમકિત સૂધું જાણ, ધર્મકાજનું મં કરીશ કાણ ॥ જિનવર પૂજા સદ્ગુરૂ ભક્તિ, ભાવે કરવી આતમ

---

૧ ગુણવિના.

શકિત ॥ ૨૩ ॥ પડિક્કમણું ને ફાસું નીર, કીજે ધર્મ કહ્યું જે વીર ॥ ધર્મે ઋદ્ધિ સિદ્ધિ ઘર હૂંત, ધર્મે સંકટ સવિ ભાજંત ॥ ૨૪ ॥ ધર્મે સૂર્ય નિરતો તપે, ધર્મે પાપ કરમ સવિ ખપે ॥ ધર્મે હોયે રૂપનો યોગ, ધર્મપસાયે સંપત્તિ ભોગ ॥ ૨૫ ॥ ભણે ગુણે ને બહુ તપ કરે, પણ સમકિત સૂધું નાદરે ॥સમકિત વિણ તે સહુએ ફોક, સમકિત આદર કરવું રોક ॥ ૨૬ સમકિત માય બાપ સંસાર, સમકિતથી સુખ સંપત્તિ સાર ॥ સમકિત એહ ધર્મનું મૂળ, સમકિત સહુએ અનુકૂળ ॥ ૨૭ સમકિત ઋદ્ધિ સિદ્ધિ ઘર ઘણી, સમકિત લગે હોયે સુર શ્રણી ॥ સમિકિતે સીજે સઘળાં કાજ, સમકિતથી લગે ત્રિભુવનનું રાજ ॥૨૮॥ સમકિત સહિતનું સુણો પ્રમાણ, કૃષ્ણરાયનું જુઓ મંડાણ ॥ તપવિણ શ્રેણિક રાજહંશ્રણી, લેશે પદવી અરિહંત તણી ॥ ૨૯ ॥ સમકિત પાળે જે નર નાર, વળી ન આવે તે સંસાર ॥ એમ જાણી સમકિત આદરો, સિદ્ધિ રમણી જેમ લીલા વરો ॥ ૩૦ ॥ ઇતિ ॥

## ॥ अथ आत्मशिक्षा सज्झाय ॥

॥ રાગ રામગ્રીમાં ॥ સહેજાનંદીની દેશી ॥

આતમરામેરે મુનિ રમે, ચિત્ત વિચારીને જોય રે ॥ તાહારૂં દીસે ન કોય રે, સહુ સ્વારથી મળ્યું તોય રે, જન્મ મરણ કરે લોયરે, પૂંઠે સવિ મળી રોય રે ॥ આ૦ ૧ ॥ સજન વર્ગ સવિ કારિમુ, કૂડો કુટુંબ પરિવાર રે ॥ કોઇ ન કરે તુજ સાર રે, ધર્મ વિણ નહીં કોઈ આધાર રે, જિણે પામે ભવ પાર રે ॥ આ૦ ॥ ૨ ॥ અનંત કલેવર મૂકયાં, તેં કીયાં સગપણ અનંત રે ॥ ભવ ઉદ્વેગે રે તું ભમ્યો, તોહી ન આવ્યો તુજ અંત રે ॥ ચેતો હૃદયમાં સંત રે ॥ આ૦ ૩ ॥ ભોગ અનંતા તેં ભોગવ્યા. દેવ મણુએ ગતિમાંહે રે ॥ તૃપ્તિ ન પામ્યો રે જીવડો, હજી તુજ વાંછા છે ત્યાંહિરે, આણ સંતોષ ચિત્તમાંહિ રે ॥ આ૦ ॥ ૪ ॥ ધ્યાન કરો રે આતમ તણું, પરવસ્તુથી ચિત્ત વારી રે, ॥ અનાદિ સંબંધ તુજકો નહીં, શુદ્ધ નિશ્ચે ઇમ ધારી રે, ઈણવિધ નિજ ચિત્ત ઠારી રે, મણિચંદ્ર આતમ તારી રે, ॥ આ૦ ॥ ૫ ॥

## ॥ अथ समयसुंदरजीकृत मायानी सज्झाय ॥

॥ માયા કારમી રે, માયા મ કરો ચતુર સુજાણ ॥ મા૦ ॥ એ આંકણી ॥ માયાયે વાહ્યા જગત વિલુદ્ધા, દુખીયા થાયે અજાણ ॥ મા૦ ॥ ૧ ॥ ન્હાના મ્હોટા નરને માયા, નારીને અધિકારી ॥ વળી વિશેષે અતિ ઘણી વ્યાપે, ઘરડાને ઝાઝેરી ॥ મા૦ ॥ ૨ ॥ યોગી જંગમ યતી સન્યાસી, નગ્નથઇ પરવરિયા ॥ ઉંધે મસ્તક અગ્નિ ધખંતી, માયાથી નવિ ડરિયા ॥ મા૦ ॥ ૩ ॥ માયા મેલી કરી બહુ ભેળી,લોભે લક્ષણ જાય રે ॥ ચોર ડરે ધરતીમાં ઘાલે, ઉપર વિસહર થાય ॥ મા૦ ॥ ૪ ॥ માયા કારણ દુરદેશાંતર, અટવી વનમાં જાય રે ॥ પ્રવહણ બેસી દ્વીપ દ્વિપાંતર, સાયરમાં જંપાય ॥ મા૦ ॥ ૫ ॥ શિવભૂતિ સરિખા સત્યવાદી, સત્યઘોષ કહાવે ॥ રતન દેખી મન તેહનું ચળીયું, મરીને દુર્ગતિ જાવે ॥ મા૦ ॥ ૬ ॥ લબ્ધિદત્ત માયાયે નડીયો, પડીયો સમુદ્ર મઝાર રે ॥ મુખ માખણીઉં થઇને મરીયો, પડીયો નરક દુવાર ॥ મા૦ ॥ ૭ ॥ ઇંદ્રે તો સિંહાસન થાપી, સંભૂયે માયા રાખી ॥ નેમીસર તો માયા મેલી, મુગતીમાં થયા સાખી ॥ મા૦ ॥ ૮ ॥ મન વચન કાયાયે માયા, મહેલી વનમાં જાય રે ॥ ધન્ય ધન્ય તેહ મુનિસર જેહના, તીન ભવન ગુણ ગાય ॥ મા૦ ॥ ૯ ॥ એવું જાણીને ભવિપ્રાણી, માયા મૂકો અળગી ॥ સમયસુંદર કહે સાર છે જગમાં, ધર્મ રંગ શું વળગી ॥ મા૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

---

## ॥ अथ शीलविषे सज्झाय ॥

॥ રાખે કોઇ રમણી રાગમાં, પ્રાણી મુંઝાઓ ॥ અથિર એ બાળા ઉપરે, થિર શાને થાઓ ॥૧॥ એતો અનરથનું આશ્રમ છે, કલેશનો છે કંદો ॥ વૈરોદધી પૂર વધારવા, આવો પૂનમ ચંદો ॥ રખે૦ ॥ ૨ ॥ કુલટા નારીને કારણે, કેઈ કુળવંતા ॥ આચરણ હીણા આશરે, વાહાલાશું વેઢંતા ॥ રખે૦ ॥ ૩ ॥ દુઃખની દરીએ સુંદરી, દુરગતીની દાતા ॥ આગમથી લ્યો ઓળખી, ગુણ એહના જ્ઞાતા ॥ રખે૦ ॥ ૪ ॥ ખાંડ મીઠી કરી લેખવે, મળતાં મૂઢ પ્રાણી ॥ ઉદયવદે કડૂઇ પછે, જનમતીયે જાણી ॥ રખે૦ ॥ ૫ ॥

---

## ॥ अथ मुनि दानविजयजी कृत कर्म उपर सझ्झाय ॥

॥ કપુર હોયે અતિ ઉજળો રે ॥ એ દેશી ॥

સુખ દુઃખ સરજ્યા પામીયે રે, આપદ સંપદ હોય ॥ લી-લા દેખી પરતણી રે, રોષ મ ધરજો કોય રે ॥ પ્રાણી મન નાણો વિષવાદ ॥ એતો કર્મતણા પરસાદરે ॥ પ્રા૦ ॥ ૧ ॥ ફળને આહરે જીવીઆરે, બાર વરસ વન રામ ॥ સીતા રાવણ લઇ ગયો રે, કર્મ તણાં એ કામ રે ॥ પ્રા૦ ॥૨॥ નીરપાખે વન એકલો રે, મરણ પામ્યો મુકુંદ ॥ નીચ તણે ઘર જળ વહ્યો રે, શીશ ધરી હરિ ચંદ રે ॥ પ્રા૦ ॥ ૩ ॥ નળે દમયંતિ પરિહરી રે, રાત્રિ સમય વન બાળ ॥ નામ ઠામ કુળ ગોપવી રે, નળે નિરવાહ્યો કાળ રે ॥ પ્રા૦ ॥ ૪ ॥ રૂપ અધિક જગ જાણીયે રે, ચક્રી સનત કુમાર ॥ વરસ સાતશેં ભોગવી રે, વેદના સાત પ્રકાર રે ॥ પ્રા૦ ॥ ૫ ॥ રૂપે વળી સુર સારિખા રે, પાંડવ પાંચ વિચાર ॥ તે વનવાસે રડવડયા રે, પામ્યા દુઃખ સંસાર રે ॥ પ્રા૦ ॥ ૬ ॥ સુરનર જસ સેવા કરે રે, ત્રિભુવનપતિ વિખ્યાત ॥ તે પણ કર્મ વિટંબીયા રે, તો માણસ કેઈ માતરે ॥ પ્રા૦ ॥ ૭ ॥ દોષ ન દીજે કેહને રે, કર્મવિટંબણ હાર ॥ દાનમુનિ કહે જીવને રે, ધર્મ સદા સુખકાર રે ॥ પ્રા૦ ॥ ૮ ॥ ઇતિ કર્મની સજઝાય ॥

---

## ॥श्रीअथ ज्ञानविमलसूरिकृत वणझारानी सझ्झाय॥

॥ નરભવ નયર સોહામણો વણઝારા રે, ન્યાયે વણજ ક-રેય ॥ અહો મોરા નાયક રે ॥ ભાર ભરે શુભ વસ્તુનો, વ૦ ॥ અતિહિ અમૂલક લેય ॥ અ૦ ॥ ૧ ॥ સાત પાંચ પોઠિ ભરે, વ૦ ॥ સંબલ લેજો સાથ ॥ અ૦ ॥ વહોરત વારૂ રાખજે, વ૦ ॥ શેઠસું સૂધો વ્યવહાર ॥ અ૦ ॥ ૨ ॥ સહુરો રેહેજે સાથમાં, વ૦ ॥ વશ કરજે ચારે ચોર ॥ અ૦ ॥ પાંચ પાડોસી પાડુઆ, વ૦ ॥ આઠે મદકો દોર ॥ અ૦ ॥ ૩ ॥ વાટ વિષમ ભવ પાછલે, વ૦ ॥ રાગ દ્વેષ દો ભીલ ॥ અ૦ ॥ ચોકસ ચોકી તે કરે, વ૦ ॥ પામીશ અવિચળ લીલ ॥ અ૦ ॥ ૪ ॥ કાયા કામિની ઇમ કહે, વ૦ ॥ સુણ તું આતમરામ ॥ અ૦ ॥ જ્ઞાનવિમળ નરભવ થકી, વ૦ ॥ પામીશ અવિચળ ઠામ ॥ અ૦ ॥ ૫ ॥

---

## ॥ अथ सुमति विलाप सज्झाय ॥

॥ પડજો કુમતિગઢના કાંગરા, મરજો મોહ મહેરાણ ॥ વાલો મ્હારો નિજ ઘરે નાવીયો, એણે પરઘર કીધા પ્રયાણ ॥ વા૦ ॥ ઇમ કહે સુમતી સુજાણ ॥ વા૦ ॥ ૧ ॥ દાંત પાડુરે દુતી તણા, પાડોસણના લઉં પ્રાણ ॥ જેણે મ્હારો જીવન ભોળવ્યો, લઇ નાખ્યો નરકની ખાણ ॥ વા૦ ॥ ૨ ॥ માયાયે મદ પાઇરે, વાસ્યો પોતાને વાસ ॥ માહરોને વાસો એણે ટાળીયો, ઇણે મુજ કીધી નિરાસ ॥ વા૦ ૩ ॥ ગુણવંતના ગુણ ગોપવી, નિગુણાશું માંડે ગોઠ ॥ આપ સ્વરૂપ ન ઓળખે, એતો પાપની ચલવે પોઠ ॥ વા૦ ॥ ૪ ॥ અપૂજ્ય સાથે ઘરે આસકી, એતો પૂજ્યના પૂજે પાય ॥ પરમ મહોદય પામશે, જયારે આવશે આપણે ઠાય ॥ વા૦ ॥ ૫ ॥ શ્રીદાદા પાસ પસઉલે- મેંતો કુમતીનો પાડયો કોટ ॥ ઘરે આણ્યો નિજ ઘર ધણી, મેંતો શોકની ચૂકવી ચોટ ॥ વા૦ ॥ ૬ ॥ ઉદયરતન વાચક વદે, પૂજશે જે પ્રભુના પાય ॥ તે પરમપદ પધારશે, વળી સંપદ લેશે સવાય ॥ વા૦ ૭ ॥

## ॥ अथ श्री शांतिनाथना दशमा भवे मेघरथ राजानी सज्झाय ॥

॥ દશમે ભવે શ્રી શાંતિજી, મેઘરથ જીવડો રાય ॥ રૂડા રાજા ॥ પોષધશાલામાં એકલા, પોસહ લીયો મન ભાય ॥ રૂડા રાજા ॥ ધન્ય ધન્ય મેઘરથ રાયજી, જીવ દયા ગુણ ખાણ ॥ ધર્મી રાજા ॥ ધન્ય૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ઈશાનાધિપ ઇંદ્રજી, વખાણ્યો મેઘરથ રાય ॥ રૂડા રાજા ॥ ધર્મે ચળાવ્યો નવિ ચળે, મહાસુર દેવતા રાય ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૨ ॥ પારેવું સીંચાણા મુખે અવતરી, પડીયું પારેવું ખોળા માંય ॥ રૂડા રાજા ॥ રાખ રાખ મુજ રાજવી, મુજને સીંચાણો ખાય ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૩ ॥ સીંચાણો કહે સુણો રાજીયા, એ છે મહારો આહાર ॥ રૂડા રાજા ॥ મેઘરથ કહે સુણ પંખીયા, હિંસાથી નરક અવતાર ॥ રૂડા પંખી ॥ ધન્ય૦ ॥ ૪ ॥ શરણે આવ્યું રે પારેવડું, નહીં આપું નિરધાર ॥ રૂડા પંખી ॥ માટી મગાવી તુજને દીઉં, તેહનું તું કર આહાર ॥ રૂડા પંખી ॥ ધન્ય ॥ ૫॥ માટી ખપે મુજ એહની,

કાં વળી તાહરી દેહ ॥રૂડા રાજા ॥ જીવદયા મેઘરથ વસી, સત્ય ન મેલે ધર્મી[1] તેહ ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૬ ॥ [1]કાતી લેઈ પિંડ કાપીને, લે માંસ તું સીંચાણ ॥ રૂડા પંખી ॥ ત્રાજુયે તોળાવી મુજને દીઓ, એ પારેવા પ્રમાણ ॥ રૂડા રાજા ॥ ધન્ય ॥ ૭ ॥ ત્રાજુઓ મંગાવી મેઘરથ રાયજી, કાપી કાપી મુકે છે મંસ ॥ રૂડા રાજા ॥ દેવમાયા ધારણ સમી, નાવે એકણ અંશ ॥ રૂડા રાજા ॥ ધન૦ ॥ ૮ ॥ ભાઇ સુત રાણી વલવલે, હાથ ઝાલી કહે તેહ ॥ ઘેલા રાજા ॥ એક પારેવાને કારણે, શું કાપો છો દેહ ॥ ઘેલા રાજા ॥ ધન્ય૦ ॥ ૯ ॥ મહાજન લોક વારે સહુ, મ કરો એવડી વાત રૂડા રાજા ॥ મેઘરથ કહે ધર્મ ફળ ભલાં, જીવદયા મુજ ઘાત ॥ રૂડા રાજા ધન્ય૦ ॥ ૧૦ ॥ ત્રાજુયે બેઠા રાજવી, જે ભાવે તે ખાય ॥ રૂડા પંખી ॥ જીવથી પારેવો અધિકો ગણ્યો, ધન્ય પિતા તુજ માય ॥ રૂડા રાજા ॥ ધન્ય ॥ ૧૧ ॥ ચડતે પરિણામે રાજવી, સુર પ્રગટ્યો તિહાં આય ॥ રૂડા રાજા ॥ ખમાવે બહુ વિધે કરી, લળી લળી લાગે છે પાય ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૧૨ ॥ ઈંદ્રે પ્રશંસા તાહરી કરી, તેહવો તું છે રાય ॥ રૂડા રાજા ॥ મેઘરથ કાયા સાજી કરી, સુર પોહોતો નિજ ઠાય ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૧૩ ॥ સંયમ લીધો મેઘરથ રાયજી, લાખ પૂરવનું આય રૂડા રાજા ॥ વીશસ્થાનક વિધે સેવિયાં, તીર્થંકર ગોત્ર બંધાય ॥ રૂડા રાજા ॥ ધન્ય ॥ ૧૪ ॥ ઈગ્યારમે ભવે શ્રી શાંતિજી, પોહોતા સર્વાર્થસિદ્ધ ॥ રૂડા રાજા ॥ તેત્રીસ સાગર આઉખું, સુખ વિલસે સુર રિદ્ધ ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૧૫ ॥ એક પારેવાની દયા થકી, બે પદવી પામ્યા નરિંદ ॥ રૂડા રાજા ॥ પાંચમા ચક્રવર્તિ જાણીયે સોળમા શાંતિજિણંદ ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૧૬ ॥ બારમે ભવે શ્રીશાંતિજી, અચિરા કૂખે અવતાર ॥ રૂડા રાજા ॥ દીક્ષા લેઇને કેવળ વર્યા પહોતા મુગતિ મોઝાર ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૧૭ ॥ ત્રીજે ભવે શિવસુખ લહ્યો, પામ્યા અનંતુ જ્ઞાન ॥ રૂડા રાજા ॥ તીર્થંકર પદવી લહી, લાખવર્ષ આયુ જાણ ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૧૮ ॥ દયાથકી નવનિધિ હોવે, દયા તે સુખની ખાણ ॥ રૂડા રાજા ॥ ભવ અનંતનો એ સગી, દયા તે માતા જાણ ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૧૯ ॥ ગજભવે સસલો રાખિયો, મેઘકુમાર ગુણ જાણ ॥ રૂડા રાજા ॥ શ્રેણિકરાય સુત

[1] છરી

સુખ લહ્યાં, પોહોતા અનુત્તર વિમાન ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૨૦ ॥ એમ જાણી દયા પાળજો, મનમાંહે કરૂણા આણ ॥ રૂડા રાજા ॥ સમયસુંદર એમ વીનવે, દયાથી સુખ નિરવાણ ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥ ૨૧ ॥ ઇતિ ॥

## ॥ अथ उपदेश बत्रीशीनी सज्झाय ॥

॥ આતમારામ સયાને તુંતો જૂઠે ભરમ ભુલાને ॥ જૂઠે ભરમ ભુલાને, તુંતો જૂઠે ભરમ ભુલાને ॥ આ૦ ॥ એ આંકણી ॥ કિસકિ માઇ કિસકે ભાઇ, કિસકે લોગ લુગાઇજી ॥ તું ન કિસીકા કો નહીં તેરા, આપો આપ સહાઈ ॥ આતમ૦ ॥ ૧ ॥ ચાર દિનોકા સબહે મેલા, થિર કોઈ ન રહાજી ॥ હટવાડે જ્યું દુનિયા સબહીં, મિલિ મિલિ આઈ જાઇ ॥ આ૦ ॥ ૨ ॥ મંદિર મેડી મહેલ ચણાવે, જાલિબંધ જરૂખા જી ॥ જંગલ પાઉ પસારકેં પડના, ધરના કછુ ન ધોખા ॥ આ૦ ॥ ૩ ॥ પઘડી ખૂબ ઇજાર દુપટ્ટા, જામા જરકસી વાગાજી ॥ સાજ સબિ ઇહાં છાંડ ચલેગા, ધાગાબિનુ તનુ નાગા ॥ આ૦ ॥ ૪ ॥ સહસ્સહી જોડી લખલી જોડી, અરબ ખરબકું ધાયા જી ॥ તૃષ્ણા લોભ પલિતા લાયા, ફિરિ ફિરિ ઢુંઢે માયા ॥ આ૦ ॥ ૫ ॥ ચુવા ચંદન ફુલ ફુલેલેં, કરતા હે ખુસબોઇ જી ॥ હંસ ઉડે તબ ગિરે જમીપર, તન બગદોઇ હોઇ ॥ આ૦ ॥ ૬ ॥ યા સંસાર સરાહિ માંડયો હે, ઘરઘર લખ ચોરાસી જી ॥ નામકરમ ઘર સબહીં ચૂણે હે, જીવ બટાઉ વાસી ॥ આ૦ ॥ ૭ ॥ લોહી માંસ બનીયા હે ગારા, પથ્થર હાડ લગાઈ જી ॥ ઉપર લેપન ચમડી લાઈ, શ્રોતદુવાર દેખાઇ ॥ આ૦ ॥ ૮ ॥ આયુ કરમ લે ઘરકા ભાડા, દિન દિનકા કરિ લેખા જી ॥ મહલથિ પુગ્યાં પલક ન રાખે, ઐસા બડા અદેખા ॥ આ૦ ॥ ૯ ॥ સાંજ સબેર અબેર ન જાને, ન ગિને ધૂપ અરૂ બરખા જી ॥ ન ગિને નેહ મુલાજા કિસકા, આયુ સબોકું સરિખા ॥ આ૦ ॥ ૧૦ ॥ જીવ બટાઉ કે ફિર હોવે, કર્મ બનઝારા સંગી જી ॥ જાઈ અગાઉ ગેહ બનાવે, પ્રીતિ બનાવે ચંગી ॥ આ૦ ૧૧ ॥ જબલગ ઘરમેં આપ બસેહેં, તબલગ પ્રીતિ બનાવો જી ॥ મુઆ પિછે તું ગાહ જલેંગે, ભાગે નીર વહાવો ॥ આ૦ ॥ ૧૨ ॥ જિસ

ઘર અંદર આઈ ચઢાહે, સો ઘર નાહિ તેરા જી ॥ ઐસેસે ઘર બહુત બનાયે, રાહ ચલત જ્યું દેરા ॥ આ૦ ॥ ૧૩ ॥ જિસ ઘરકું જગ છોડ ચલાહે, તિસકી ચિત્ત ન આની જી ॥ નવિ નવિ ફિર માયા જોડી, તોડી પ્રીત પુરાની ॥ આ૦ ॥ ૧૪ ॥ જે આયે તે સબ જાવેગેં, જીવ સબે જગવાસી જી ॥ અપની છુટી કમાઈ કે બિનું, જીઉકે સંગ ન જાસી ॥ આ૦ ॥ ૧૫ ॥ યહ હે જીવ સદા અવિનાસી, મર મર જાય શરીરા જી ॥ ઇસકી ચિંતા કછુ ન કરની, હુઇ અપને ધર્મધીરા ॥ આ૦ ॥ ૧૬ ॥ સહસ લાખસું જુદ્ધ ભુજાબલ, લડતહે જગ એકેલે જી ॥ બ્રહ્મા વિષ્ણુ મહાસુર દાનવ, કાલ સબે સંકેલે ॥ આ૦ ॥ ૧૭ ॥ વાડી યહ સંસાર બન્ના હે, કાલ તિહાં હે માલી જી ॥ કાચે પાકે ચૂન લહે ફ્લ, લગે જ્યું દરખત ડાલી ॥ આ૦ ॥ ૧૮ ॥ તન ધન જોબનકા મતવાલા, ગિણત કિસીકું નાહીં જી ॥ બાદશાહ છત્રપતિ ભૂપતિ, મોત ગલે ઉવાંહી ॥ આ૦ ॥ ૧૯ ॥ નાતી ગોતી સજ્જન સંબંધી, સબ સ્વારથમેં બૂડે જી ॥ સ્વારથ વિણુ મૂકે દરખત જ્યું, દેખ પંખેરા ઉડે ॥ આ૦ ॥ ૨૦ ॥ પવન સ્વરૂપી કાયા અંદર, હંસ લીયા હે વાસા જી ॥ પલ પલ આયુ ઘટત હે જૈસે, પાનીમાંહે પતાસા ॥ આ૦ ॥ ૨૧ ॥ મુરખ કરી કરી મેરી મેરી, પરસંગત દુઃખ પાવે જી ॥ મમતા છોડી સહેજ સુખ પાવે, જો સમતા ઘર આવે ॥ આ૦ ॥ ૨૨ ॥ તનપંજર બીચ જીવ પંખેરૂ, ઊડત આયાજી ॥ આવત જાવત કીસી ન ઇનકી, ખોજ કહુ નવ પાયા ॥ આ૦ ॥ ૨૩ ॥ ડોલત બોલત તન અંદર વલી, ચેતન ચિન્હ દિખાવે જી ॥ જ્યું બાજીગર કાઠ પુતરીયાં, નવ નવ ભાત નચાવે ॥ આ૦ ॥ ૨૪ ॥ કાયા પાટણ ચેતન રાજા, મન કોટવાલ બેઠાયા જી ॥ પંચ ઠસોસું એકા કર કર, સબ પાટણ મુસિ ખાયા ॥ આ૦ ॥ ૨૫ ॥ નવા નવા તન જામા પહેરી, નવ નવ ઘાટ ઘટે હે જી ॥ તીન ઠ્રોઉ હે તીન અવસ્થા, ચોથે ઠ્રોઉ ફ્રે હે ॥ આ૦ ॥ ૨૬ ॥ તેરાહે સો કછું ન જાવે, તું આપણાં ના ખોવે જી ॥ બિગડયા ગયા વિડાણા થાશે, તું મૂરખ કહા રોવે ॥ આ૦ ॥ ૨૭ ॥ ભલા બુરા તુજ કછુ કરનેકા, જો કછુ તુંહી કરેગા જી ॥ પંથ બીચ હોયગા સો સંબલ, તેરેઇ સંગ ચલેગા ॥ આ૦ ॥ ૨૮ ॥ દોરી જ્યું અંગુલ અટકાઇ, ચકરી અવે જાવે જી ॥ દોરી તૂટક બાત ન ચકરી, ના

આવે ના જાવે ॥ આ૦ ॥ ૨૯ ॥ યહ કરતા હું યહ મૈં કીયા, યહ મેં સહી કરૂંગા જી ॥ મેરે મોત લગીહે લારે, ગણે નહિ જ્યૂં ગૂંગા ॥ આ૦ ॥ ૩૦ ॥ આવત જાવત સાસ ઉસાસા, કરત હે કોન અભ્યાસા જી ॥ જાનેકા કછુ અચરજ નાહી, રહણેકા હે તમાસા ॥ આ૦ ॥ ૩૧ ॥ ઇસ કાયા પાયાકા લાહા, સુકૃત કારજ કીજે જી ॥ રાજ કહે ઉપદેસ બત્રીશી, સદગુરૂ શીવ સુણી જે ॥ આ૦ ॥ ૩૨ ॥ ઇતિ શ્રી ઉપદેશ બત્રીશીની સજ્ઝાય સંપૂર્ણ ॥

---

## ॥ अथ श्रीमद् यशोविजयजी कृत शिखामणनी सज्झाय ॥

॥ હમચડીની દેશીમાં ॥

ચડયા પડયાનો અંતર સમઝી, સમ પરિણામે રહિયેં ॥ થોડા પણ જિહાં ગુણ દેખીજે, તિહાં અતિહિ ગહગહિયેં રે ॥ લોકો ભોળવિયા મત ભૂલો ॥ ૧ ॥ એ આંકણી ॥ અંતર મુહૂરત અછે ગુણ વુદ્ધી, અંતર મુહૂરત હાણી ॥ ચડવું પડવું તિહાંથી મુનિને, તે ગતિ કિણુહિ ન જાણી રે ॥ લો૦ ॥ ॥ ૨ ॥ બાહ્ય કષ્ટથી ઉંચું ચડવું, તેતો જડતા ભામા ॥ સંયમ શ્રેણિ શિખર ચડાવે, અંતરંગ પરિણામા રે ॥ લો૦ ॥ ૩ ॥ તિહાં નિમિત્ત છે બાહિર કરિયા, તે જો સૂત્રે સાચી ॥ નહિતો દુઃખદાયક પગ સાહમું, મોર જુવે જિમ નાચી રે ॥ લો૦ ॥ ૪ ॥ પાસત્થાદિક સરખે વેષે, જૂઠાં કારણ દાખે ॥ ઇમ વિષ પાણી ખપ નવિ કરતા, મીઠાં પાણી ચાખે રે ॥ લો૦ ॥ ૫ ॥ પરિચિત્ત ઘરની ભીક્ષા લેવે, ન કરે તે સમુદાણી ॥ વસતિ દોષ ન તજે કીતાદિક, જિન આણા મન આણી રે ॥ લો૦ ॥ ૬ ॥ વસ્ત્ર પાત્ર દૂષણ નવિ ટાળે, કરે પતિતને સંગા ॥ કલહ વૈરની વાત ઉદીરે, મન માન્યો તિહાં રંગા રે ॥ લો૦ ॥ ૭ ॥ હીણો નિજ પરિવાર ટળાવે, આપ કષ્ટ બહુ દાખી ॥ ચઢિયો તેહને કિણ પરે કહિયે, સૂત્ર નહીં જિહાં સાખી રે ॥ લો૦ ॥ ૮ ॥ ન ગણી ઉત્તર ગુણની હાણી, સૂત્ર કિયામાં પંગુ ॥ દુઃખ સહેશે જિમ ઉપદેશમાલે, બોલ્યો મથુરા પંગુ રે ॥ લો૦ ॥ ૯ ॥ એક મૂળ કારણ ચિંતવતાં, આવે મોટું

હાસું ॥ પંચ મહાવ્રત કિહાં ઉચ્ચરિયાં, સેવ્યું કુણનું પાસું રે ॥ લો૦ ॥ ૧૦ ॥ પહિલા વ્રત જે જૂઠ ઉચરિયાં, તેતો નાવ્યા લેખે ॥ વળી ફરીને હવે તે ઉચ્ચરિયાં, પંચ લોક જેમ દેખે રે ॥ લો૦ ॥ ૧૧ ॥ મુનિને તો સઘળું સાચવવું, વાત ઘટે નવિ કૂડી ॥ શુદ્ધ પરૂપકનીતો જે જે, યતના તે પણ રૂડી રે ॥ લો૦ ॥ ૧૨ ॥ પહિલા મૂલ ગુણે જો હીણા, ફીરી દિક્ષા તે લેવે ॥ ચરણ અંશ હોય તે તપ છેદે, ઉદ્યમ ગારવ સેવે રે ॥ લો૦ ॥ ૧૩ ॥ એહવું ભાખ્યું કહ્યું વ્યવહારે, તે તો મર્મ ન જાણે ॥ અધિકાઈ બાહિર દેખાડી, મતવાલો મત તાણે રે ॥ લો૦ ॥ ૧૪ ॥ કહે તે શુદ્ધ કથક અજ્ઞાની, ઉપધિ ઘણેરી ધારે ॥ દ્વિવિધ બાળ તે મારગ લોપી, ભાંજ્યું અંગ આચારે રે ॥ લો૦ ॥ ૧૫ ॥ પાસત્થાદિક જાતિ ન તજિયે, તો કિમ ઉંચા ચઢિયે ॥ જ્ઞાનાધિક આણાયે રહિયે, તે સાથે નવિ વઢિયે રે ॥ લો૦ ॥ ૧૬ ॥ પાસત્થો પણ તેહને કહિયે, જે વ્રત લેઇ વિરાધે ॥ મુરથકી જેણે વ્રત નવિ લીધાં, તેતો મારગ સાધે રે ॥ લો૦ ॥ ૧૭ ॥ સર્વ શુદ્ધિ વિણ જયણાયતના, શુદ્ધ કથક તે છાજે ॥ ઇચ્છા યોગી આપ હીનતા, કહેતો તે નવિ લાજે રે ॥ લો૦ ॥ ૧૮ ॥ કુસુમપુરે એક શેઠ તણે ઘર, હેઠે રહિયો સંવેગી ॥ ઉપરે એક સંવર ગુણ હીણો, પણ ગુણનિધિ ગુણ રંગીરે ॥ લો૦ ॥ ૧૯ ॥ સંવેગી કહે ઉપરે જે છે, તે મહા મોકલો પાપી ॥ ગુણ રંગી કહે જે વ્રત પાળે, તસ કીરતિ જગ વ્યાપી રે ॥ લો૦ ॥ ૨૦ ॥ સંવેગીના બાહ્ય કષ્ટથી, થયા લોક બહુ રાગી ॥ કોઇક શુદ્ધ કથકના પણ ભક્તિ, જેહની જ્ઞાને લાગી રે ॥ લો૦ ॥ ૨૧ ॥ ચોમાસું પૂરી બેહુ વિચરિયા, તિહાં આવ્યા એક નાણી ॥ બિહુમાં અલ્પ અધિક ભવ કુણના, પૂછે ઇમ બહુ પ્રાણી રે ॥ લો૦ ॥ ૨૨ ॥ જ્ઞાની કહે સંવેગી નિંદા કરી, બહુ ભવ તે રડશે ॥ શુદ્ધ કથક વહેલા શિવસુખમાં, પાપ પખાળી ભળશે રે ॥ લો૦ ॥ ૨૩ ॥ સુણી એહવું બહુજન સમજ્યા, ભાવ માર્ગ રૂચિ જાગી ॥ એ ઉપદેશ પદ સવિ જોયો, જો તુમે ગુણના રાગી રે ॥ લો૦ ॥ ૨૪ ॥ શુદ્ધાચારી કલિમાંહે વિરલા, શુદ્ધ કથક પણ થોડા ॥ ઇચ્છાચારી બહુલા દીસે, જાણે વાંકા ઘોડા રે ॥ લો૦ ॥ ૨૫ ॥ પાસત્થાદિકમાં પણ સંયમ, થાનક કહ્યું કોઈ હીણું ॥ શુદ્ધ પરૂપક વયણે સાસન, કવિયે ન હોય ખીણું રે ॥ લો૦ ॥ ૨૬ ॥

જિન વિણુ અછતું ચરણ ન કરિયે, હોય તેતો ઉદ્ધરિયે ॥ નવો માર્ગ જન આગે ભાંખી, કહો કિણિ પરે નિસ્તરિયે રે ॥ લો૦ ॥ ૨૭ ॥ સંયમ ઠાણ વિચારી જોતાં, જો ન લહે નિજ સાખે ॥ તો જૂઠું બોલીને દુર્મતિ, શું સાધે ગુણ પાખે ॥ લો૦ ॥ ૨૮ ॥ સંયમ વિણુ સંયતતા થાપે, પાપ શ્રમણ તે ભાખ્યો ॥ ઉત્તરાધ્યયને સરલ સ્વભાવે, શુદ્ધ પ્રરૂપક દાખ્યો રે ॥ લો૦ ॥ ૨૯ ॥ સુવિહિત ગચ્છ કિરિયાનો ધોરી, શ્રી હરિભદ્ર કહાય ॥ એહ ભાવ ધરતો તે કારણ, મુજ મન તે સુહાય રે ॥ લો૦ ॥ ૩૦ ॥ શુદ્ધ દ્રવ્ય સંયત તે ઇણિપરે, ભાવ ચરણ પણ પાવે ॥ પ્રવચન વચન પ્રભાવક તેહનાં, સુરપતિ પણ ગુણ ગાવે રે ॥ લો૦ ॥ ૩૧ ॥ શુદ્ધ કથક વચને જે ચાલે, મૂલ ઉત્તર ગુણ ધારી ॥ વચન ક્ષમાદિક રંગે લીના, તે મુનિની બલિહારી રે ॥ લો૦ ॥ ૩૨ ॥ પૂજનીક ન્યાયી નાણાધિક, સંયત ચરણ વિલાસે ॥ એક નહિ જેહને બિહું માંહી, કિમ જઇયે તસ પાસે રે ॥ લો૦ ૩૩ ॥ જિમ જિમ પ્રવચન જ્ઞાને ઝીલે, તેમ સંવેગ તરંગી ॥ એકે આવશ્યક વચન વિચારી, હોજો જ્ઞાનના રંગી રે ॥ લો૦ ॥ ૩૪ ॥ જ્ઞાનાધિકમાં જે ગુણ દ્વેષે, કષ્ટ કરે અભિમાને ॥ પ્રાયે ગંઠી લગે નવિ આવ્યા, તે સૂતા અજ્ઞાને રે ॥ લો૦ ॥ ૩૫ ॥ તેહની કષ્ટક્રિયા અનુમોદે, ઉન્માર્ગ થિર થાય ॥ તેહથી દુરગતિનાં દુ:ખ લહિયે, પંચાશક કહિવાય રે ॥ લો૦ ॥ ૩૬ ॥ કુળ ગણ સંઘ તણી તે લજ્જા, આપછંદ તે ટાળે ॥ પાપ ભીરૂ ગુરૂ આણાકારી, જિન મારગ અનુઆળે રે ॥ લો૦ ॥ ૩૭ ॥ જ્ઞાનાધિકની દીક્ષા લેખે, કરે તસ વયણે પરખી ॥ બીજાની ષોડશકે ભાખી, હોલી નૃપ રિદ્ધિ સરખી રે ॥ લો૦ ॥ ૩૮ ॥ જ્ઞાનાધિકનો વિનય વિરાધી, શ્રી જિનવર કુહવાય ॥ વિનય ભેદ સમજે તે કિંકર, જ્ઞાનવંતનો થાય રે ॥ લો૦ ॥ ૩૯ ॥ તે માટે જ્ઞાનાધિક વયણે, રહિ ક્રિયા જે કરશે ॥ અધ્યાતમ પરિણુતિ પરિપાકે, તે ભવસાયર તરશે રે ॥ લો૦ ॥ ૪૦ ॥ વાચક યશવિજય ઇમ દાખી, શીખ સર્વને સાચી ॥ પણ પરીણમસે તેહ તણે મન, જેહની મતિ નવિ કાચી રે ॥ લો૦ ॥ ૪૧ ॥ ઇતિ શિખામણની સજઝાય ॥

---

# ॥ अथ श्री लक्ष्मीरत्नसूरिकृत अभक्ष्य अनंतकायनी सज्झाय ॥

॥ ઢાળ ॥ જિનશાસન રે સૂધી સદ્દહણા ધરે, સુણી ગુરૂમુખ રે નવ તત્વ નિરતા કરે ॥ મિથ્યામતિ રે કપટ કદાગ્રહ પરિહરે, સહી પાળે રે તે નર સમકિત મન ખરે ॥ ત્રુટક ॥ મન ખરે સમકિત શુદ્ધ પાળે, ટાળે દોષ દયા કરો ॥ ધુર પંચ અણુવ્રત ત્રણ ગુણ, વૃત, ચ્યાર શિક્ષા વ્રત ધરો ॥ ઈમ દેશવિરતિ ક્રિયાનિરતિ, કરો ભવિયણ મન રૂળી ॥ દાખવી નિયગુણ પરહ કરો, દોષ મમ કાઢો વળી ॥ १ ॥ ઢાળ ॥ મમ કાઢો રે લોભી નર કૂડો કરો, જાણી સાવધ રે અભક્ષ્ય બાવીસે પરિહરો ॥ વડ પીપલરે પીપરીને કઠુંબરો ॥ ઉંબર ફળ રે રખે તુમ ભક્ષણ કરો ॥ ત્રુટક ॥ રખે ભક્ષણ કરો માખણ, મદ્ય મધુ અમિષ તણું ॥ વિષ હિમ કરહા છાંડિ પરહા, દોષ મૂળ માટી ઘણું ॥ પરિહરો સજ્જન રયણિભોજન, પ્રથમ દુરગતિ બારણું ॥ મમ કરો વ્યાશુ અતિ અસુરૂં, રવિ ઉદયવિણ પારણું ॥ ૨ ॥ ઢાળ ॥ અથાણું રે અનંતકાય સવિ નિમીયેં, કાચું ગોરસ રે માંહે કઠોળ નવિ જિમીયેં, ॥ વળી વેંગણ રે તુચ્છફળ સવિ છંડીયે, આપણપું રે વ્રત લીધું નવિ ખંડીયેં, ॥ ત્રુકટ ॥ નવિ ખંડીયે સવિ નીમ લેઇ, દેઈ ફળ વ્રત ભંગનું ॥ અજ્ઞાતફળ બહુ બીજ ભક્ષણ, ચલિત રસ હુયે જેહનું ॥ સંવર આણી અભક્ષ્ય જાણી, તજો એ બાવીશ એ ॥ ગુરૂવયણ વિગતે વલિય પ્રીછો, અનંતકાય બત્રીશ એ ॥ ૩ ॥ ઢાળ અનંતી રે કંદ જાતી જાણો સહુ, જસ ભક્ષણ રે પાતિક બોલ્યા છે બહુ ॥ કચૂરૂં રે હળદર નીલી આદુ વળી, વજસૂરણ રે, કંદ બેહુ કુમળી ફલી ॥ ત્રુકટ ॥ જે ફલીય કુમળી બીજ પાખે, ચાખે ચતુર ન આંબલી ॥ આલૂ પિંગાલૂ થેગથુહર, શતાવરી લસણકળી ॥ ગાજર મૂળા ગળો ગિરણી, વિરહાલી ટંક વત્થૂલો, પલંગ સૂરણ બોલ બીલી, મોથનીલી સાંભળો ॥ ૪ ॥ ઢાળ ॥ વંશ કરેલાં રે કુંપળ કુઅલા તરૂતણા, અંકૂરા રે લોહા તે જળ પોયણા ॥ કુંઆરી રે ભમર વૃક્ષની છાલડી, જે કહિયેરે લોકે અમૃત વેલડી ॥ ત્રુટક ॥ વેલડી કેરા તંતુ તાજા, ખિલોડાને ખરસૂઆ, ભૂંઈંઠાડી છત્રાકાર જાણો, નીલફુલ તે સવિ જૂઆ ॥

બત્રીસ લોક પ્રસિદ્ધ બોલ્યા. લક્ષ્મીરત્નસૂરી ઈમ કહે ॥ પરિહરે જે બહુ દોષ જાણી, પ્રાણી તે શિવસુખ લહે ॥ ૫ ॥

ઇતિ અભક્ષ અનંતકાયની સઝાય.

---

## ॥ अथ श्री न्याज शिवलछी कृत असज्झाइ वारकनी सज्झाय ॥

॥ ઢાળ ચોપાઈની ॥ પવયણ દેખી સમરી માત, કહિશું મધુરી શાસનવાત ॥ ધર્મ્મ આસાતન વર્જિ કરો પુણ્ય ખજાનો પોતે ભરો ॥ ૧ ॥ આસાતન કહિયેં મિથ્યાત, તસ વરજન સમકિત અવદાત ॥ આસાતન કરવા મન કરે, દીર્ઘભવ દૂખ પોતે વરે ॥ ૨ ॥ અપવિત્રતા આસાતન મુલ, તેહનું ઘર ઋતુવંતી પ્રતિકૂલ ॥ ઋતુવંતિ રાખો દૂર, જો તુમે વાંછો સુખ ભરપુર ॥ ૩ ॥ દર્શન પૂજા અનુક્રમે ઘટે, ચારે સાતે દિવસે મટે ॥ પરસાસન પણ ઈમ સદ્દહુ, ચારે શુદ્ધ હોયે તે કહે ॥ ૪ ॥ પહેલે દિન ચંડાલણી કહી, બીજે દિન બ્રહ્મઘાતિની સહી ॥ ત્રીજે દિન ધોબણ સમ જાણ, ચોથે શુદ્ધ હોયે ગુણ ખાણ ॥ ૫ ॥ ઋતુવંતિ કરે ઘરનું કામ, ખાંડણ પીસણ રાંધણ ઠામ ॥ તે અન્નને પ્રતિલાભ્યા મુનિ, સદ્ગતિ સઘળી પોતે હણી ॥ ૬ ॥ તેહજ અન્ન ભર્ત્તાદિક જિમે, તેણે પાપે ધન દૂરે ગમે ॥ અન્નસ્વાદ ન હોયે લવલેશ, શુભકરણી જાયે પરદેશ ॥ ૭ ॥ પાપડ વડી કેરાદિક સ્વાદ, ઋતુવંતી સંગતિથી લાદ ॥ લૂડણ ભૂડણ નેં સાપણિ, પરભવે તે થાયે પાપણિ ॥ ૮ ॥ ઋતુવંતિ ઘરે પાણી ભરે, તે પાણી દેહરાસરે ચડે ॥ બોધબીજ નવિ પામે કિમે, આસાતનથી બહુ ભવ ભમે ॥ ૯ ॥ અસઝાઈમાં જિમવા ધસે, વિચે બેસીને મનમાં હસે ॥ પોતસવે અભડાવી જિમે, તેણે પાપે દુર્ગતિ દુઃખ ખમે ॥ ૨૦ ॥ સામાયક પડિક્કમણું ધ્યાન, અસઝાઇયે નવિ સૂઝે દાન ॥ અસઝાઇયે જો પુરૂષ આભડે, તિણે ફરસે રોગાદિક નડે ॥ ૧૧ ॥ ઋતુવંતી એક જિનવર નમી, તેણે કરમે તે બહુ ભવ ભમી ॥ ચંડાલણી થઈ તે વળી, જિન આસાતન તેહને ફળી ॥ ૧૨ ॥ એમ જાણી ચોખાઈ ભજો, અવધિ આસાતન દૂરે તજો ॥ જિનશાસન કિરિયા અનુસ-

રો, જેમ ભવસાયર હેલાં તરો ॥ ૧૩ ॥ શ્રદ્ધાણુ સેવા વિધિસાર, અનુષ્ઠાન નિજ શક્તિ અપાર ॥ દ્રવ્યાદિક દૂષણ પરિહરો, પક્ષપાત પણ તેહનો કરો ॥ ૧૪ ॥ ધન્ય પુરૂષને હોય વિધિ જોગ, વિધિપક્ષારાધક સૂવિ ભોગ ॥ વિધિ બહુમાની ધન્ય જે નરા, તિમ વિધિ પક્ષ અદૂસ્સગ ખરા ॥ ૧૫ ॥ આસણસિદ્ધિ તે હોવે જીવ, વિધિપરીણામી હોયે તસપીવ ॥ અવિધિ આસાતના જે પરિહરે, ન્યાયે શિવલચ્છી તસ વરે ॥ ૧૬ ॥ ઈતિ૦ ॥

---

## ॥ अथ श्री सुमतीहंसकृत करमपच्चीसीनी सज्झाय ॥

॥ ઢાળ ॥ પેખ કરમગતિ પ્રાણિયા, સાયર જેમ અથાહો રે ॥ અલખ અગોચર એ સહી, ઈમ ભાષે જિન નાહો રે ॥ પે૦ ॥ ૧ ॥ બ્રહ્મા વિષ્ણુ મહેસરા, કરતા ભાષે જેહો રે ॥ મારગ ચુકીયા ધીર તે, ઉજાડે પડયા તેહો રે ॥ પે૦ ॥ ૨ ॥ એહ કરમ કરતા સહી, મત બીજો મન જાણો રે ॥ કરમ પસાયે ભોગવે, રાંક અને વળી રાણો રે ॥ પે૦ ॥ ૩ ॥ પાપપડળ સહિ, પરિહરો, સાચો જિનધર્મ સંચો રે ॥ પોષી પોટો મ કરમને, જીવ ભણી મત વંચો રે ॥ પે૦ ॥ ૪ ॥ કરમવસે સુખ દુખ હુવે, લીલા લખમી લાહો રે ॥ ભલાભલા ભુપતી પડયા, રણહુંતા જિમ રાહો રે પે૦ ॥ ૫ ॥ કરકંડુને સાધવી, પરઠવીયો સમસાણો રે ॥ બેહુ દેશ નો રાજીયો, કુકકર કરણ પ્રમાણે રે ॥ પે૦ ॥ ૬ ॥ સોળ શણગાર બનાવતા, ભરતેસર સુવિચારો રે ॥ તપ જપવિણ તે પામીયા, કેવળ મહલ મઝારો રે ॥ પે૦ ॥ ૭ ॥ રાણા રાવણનો કિયો, લખમણ વીરે સંહારો રે ॥ લંક વિભિષણ ભોગવે, કરમવડો સંસારો રે ॥ પે૦ ॥ ૮ ॥ અરીસેના અર્કતુલ જસું, કૃષ્ણુગસી ભુજપાણે રે ॥ દાહ દેખી નિજપુર તણો , મરણ લહે એકઠાણે રે ॥ પે૦ ॥ ૯ ॥ દઢપ્રહારી પાપી વડો, હત્યા કીધી ચારો રે ॥ કેવલ પામી તિણ ભવે, પોહોતો મોક્ષ મઝારો રે ॥ પે૦ ॥ ૧૦ ॥ શેઠ સુતા શિર પરિહરી, ઈલાચી પુત્ર રસાળો રે ॥ ઉપસમ રસ ભર પૂરિયો, મુક્તિ ગયો તતકાળો રે ॥ પે૦ ॥ ૧૧ ॥ નંદન શ્રીશ્રેણિક તણો, નંદીષેણ રીષી રાયો રે ॥ ચારિત્ર શું ચિત મુકવી, મહીલાશું મન લાયો રે ॥ પે૦ ॥ ૧૨ ॥ આષાઢભુતિ મહામુની, મોદકશું

ફ્લચાણો રે ॥ સદ્‌ગુરૂ વચનને ઓલંગી, નટવિશું ભંડાણો રે ॥ પે૦ ॥ ૧૨ ॥ દાસીમોહે મોહિયો, મૂંજ વડો રાજાયો રે ॥ ઘરઘર સીખ ભમાડીયો, મત કોઈ કરો ગુમાનો રે ॥ પે૦ ૧૪ ॥ ઘણા દિવસ ભોલે વહે, બલિભદ્ર કાંધે વીરો રે ॥ હરીચંદ રાજાયે આ ણીયો, નીચ તણે ઘરે નીરો રે ॥ પે૦ ॥ ૧૫ ॥ સાઠસહસ સુત સામટા, સગરરાયના સારો રે ॥ નાગકુમારે બાળીયા, કરમતણો પરિચારોરે પે૦ ॥ ૧૬ ॥ તીર્થંકર ચક્રવર્ત્તિ હરી, જે સુખભોગને દેખે રે ॥ શાળિભદ્ર સુખ ભોગવે, તે સહુ કરમ વિશેષે રે ॥ પે૦ ॥ ૧૭ ॥ સીંહગુફાવાસી મુની, દોડયો કોસ્યા બોલે રે ॥ રતનકંબલ કારણ ગયો ચોમાસે નેપાળે રે ॥ પે૦ ૧૮ ॥ સાધુ થઇ ચંડકોશીયો, પામી વીરસંયોગ રે ॥ અણુસણ લહી સૂધે મને, વિલસે સુરના ભોગ રે ॥ પે૦ ॥ ૧૯ ॥ અબળા સબળો જાણીને, સૂતી કંત વિમાસી રે ॥ રાત્રિમાંહી મૂકી કરી, નળરાજા ગયો નાસી રે ॥ પે૦ ॥ ૨૦ ॥ સતીય શિરોમણી દ્રૌપદી, નામથકી નિસ્તારો રે ॥ કરમ વશે તેણે સહી, પંચ વર્યા ભરતારો રે ॥ પે૦ ॥ ૨૧ ॥ સહસ પચીસ સેવા કરે, સુર લખમી વિણ પારો રે ॥ સુભુમચક્રી નરકે ગયો, બ્રહ્મદત્ત એ અધિકારો રે ॥ પે૦ ॥ ૨૨ ॥ ધન્ય ધન્ય ધનો ધીર જે, પગપગ રિદ્ધિ વિશેષો રે ॥ કરમ પસાય થકી લહે, કયવન્નો વળી દેશો રે ॥ પે૦ ॥ ૩૩ ॥ વસ્તુપાળ તેજપાળ જે કરણ અને વળી ભોજો રે ॥ વિક્રમ વિક્રમ પૂરિયો, કરમતણી એ મોજો રે ॥ પે૦ ॥ ૨૪ ॥ સંવત સત્તર તેરોતરે, શ્રી સૂમતીહંસ ઉવઝાય રે ॥ કરમપચીસી એ ભણી, ભણતાં આણંદ થાય રે ॥ પે૦ ॥ ૨૫ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री रूपविजयजी कृत मनस्थिरकरणनी सझ्झाय ॥

॥ મન થિર કરજો રે સમકિત વાસીને, ચપળ મ કરશો રે, સુગુરૂ ઉપાસીને ॥ એ આંકણી ॥ સમજણ કરિને ચિત્તમાં રાખે, સંકા કંખા વારી ॥ વિતિગિછાને ફળનો સંશય, પરદરસણ સંગધારી ॥ દીપક સરિખો રે જ્ઞાન અભ્યાસીને ॥ મ૦ ॥ ૧ ॥ ધનુષ તીર યદિ ચક્ર ધરે જે, વયરી મારણ કાજ ॥ અરધંગે જે રમણી

રાખે, તેહને નહીં કાંઇ લાજ ॥ દેવ ન કહિયે રે નારી ઉપાસીને, પગે નવિ પડિયે રે ક્રોધ નિવાસીને ॥ તસપય નમતાં રે પામશો હાંસીને ॥ મ૦ ॥ ૨ ॥ ધનકણ કંચન કામની રાતા, પાપતણા ભંડાર ॥ મારગ લોપી કોપીન પેહેરી, કિમ લહસે ભવપાર ॥ પરિગ્રહસંગી રે રહ્યા ઘર માંડીને, વિષય પ્રસંગી રે લજ્જા છાંડીને ॥ મત ગુરૂ કરજો રે ભોગવિલાસીને ॥ મ૦ ॥ ૩ ॥ ગોમહીષી અજી અવી પય માખણ, ખરી કરભી સુની દૂધ, રોઝી અરક શુઅર ખુરસાણી, પય માખણ નહી સુદ્ધ ॥ દુરગતિ પડતાં રે રહેજો સાપને, ધરમ તે કહીયે રે નિશ્ચય લાઇને ॥ નામે મ ભૂલો રે જૂઓ તપાસીને ॥ મ૦ ॥ ૪ ચોરી જારિ દૂર નિવારો, મત કરો લોભ અપાર ॥ ક્ષમા દયા મનમાં નિત ધારો, જિમ નિસ્તરીયે સંસાર ॥ પાપ મ કરજો રે જીવ વિનાસીને, જુઠ ન કહેશો રે છલ મનવાસીને, સુખ જસ લહિયે રે ધરમ ઉપાસિને ॥ મ૦ ॥ ૫ ॥ પંચસમિતિ ત્રણ ગુપતિના ધોરી, ધરમ ધ્યાન ધરનારા શુકલધ્યાનમાં જસ મન વરતે, તે ગુરૂ તારણહારા ॥ તસપદ પૂજો રે સરધા ધારીને, સેવના કરજો રે કુમતિ નિવારીને ॥ સેવો ધ્યાવો રે પરમ નિરાશિને ॥ મ૦ ॥ ૬ ॥ જિન ઉત્તમપદ પદ્મની સેવા, કરજો સાચે ચિત્ત ॥ રુપવિજય કહે અનુભવ લીલા, ઘટમાં પ્રગટે નિત્ય ॥ તિમ નિત્ય કરજો રે જ્ઞાન અભ્યાસીને, સમ દમ ધરજો રે, ધ્યાન ઉપાસીને ॥ શિવસુખ વરજો રે ચિદઘન રાસી રે ॥ મ૦ ॥ ૭ ॥ ઇતિ મનસ્થિરકરણની સજ્ઝાય ॥

---

## ॥ अथ श्री नेमराजूलनो पत्र ॥

॥ રાગ સામેરી ॥

સ્વસ્તિશ્રી રેવયગિરિવરા, વાહાલા નેમજી જીવન પ્રાણ ॥ લખ લખું હોસે કરી, રાણીરાજુલ ચતુર સુજાણ ॥ ૧ ॥ વેહેલા ઘરે આવજો ॥ મહારા જીવન યોદવરાય, વાર મ લાવજો ॥ મેં તો લિખ્યો હોંસે લેખ, મનમાં ભાવજો ॥ વળી જે હોય વેત્રક જાણ, તાસ સંભળાવજો ॥ ૨ ॥ મહરાજા જીવન યાદવરાય ॥ વે૦ ॥ એ આંકણી ॥ ક્ષેમ કુશળ વરતે ઈહાં, વહાલા જપતાં પ્રભુજીનું નામ ॥ સાહિબ સુખ શાતા તણો મુજ લિખજો લેખ તામ ॥ વેહા૦ ॥ ૩ ॥ સાવ સોવન કાગળ કરૂં, વહાલા અક્ષર રયણ

રચંત ॥ મણિ માણક મોતી લેખણ જડું, હું તો પીયુ ગુણ પ્રેમે લખંત ॥ વેહેલા૦ ॥ ૪ ॥ જે તોરણથી પાછા વળ્યા, તેહને કાગળ લખું કઇ રીત ॥ પણ ન રહે મન માહરૂં, મુને સાલે પૂરવ પ્રીત ॥ વેહેલા૦ ॥ ૫ ॥ દિવસ જેમ તેમ કરી નિર્ગમું, મુને રયણી વરષ હજાર ॥ જો હોય મન મળવા તણું, તો વેહેલા કરજો સાર ॥ વેહેલા૦ ॥ ૬ ॥ નવયૌવને પીઉ ઘર નહિં, વસવું તે દુરિજન વાસ ॥ બોલે બોલ દાખવે વાહાલા ઉંડા મર્મ વિમાસ ॥ વેહેલા૦ ॥ ૭ ॥ સહુકો રમે નિજ માળીયે, વાહાલા કામિની કંથ સેહેજ ॥ થર થર ધ્રૂજે મહારી દેહડી, મહારી સુની દેખીને સેજ ॥ વેહેલા૦ ॥ ૮ ॥ વીતી હશે તે જાણશે, વાહાલા વિરહની વેદના પૂર ॥ ચતુરા ચિત્તમાં સમજશે, શું લહે મૂરખ ભૂર ॥ વેહેલા૦ ॥ ૯ ॥ પતંગ રંગ દિસે ભલો, વાહાલા ન ખમે તાવડ ઠરી ॥ ફાટે પણ ફીટે નહીં, હું તો વારી ચોળ મજીઠ ॥ વેહેલા૦ ॥ ૧૦ ॥ ઉત્તમ સજ્જન પ્રીતડી, જેમ જળમાં તેલ નિરધાર ॥ છાંયડી ત્રીજા પહોરની, તેતો વડ જેવી વિસ્તાર ॥ વેહેલા૦ ॥ ૧૧ ॥ દૂર થકી ગુણ સાંભળ્યા, વાહાલા મન મળવાને થાય ॥ વાહાલેસર મુજ વિનતી, તે તો જિહાં તિહાં કહી ન જાય ॥ વે૦ ॥ ૧૨ ॥ એકે મેહલી બીજે મળે, વાહાલા મનમાં નહી તસ નેહ ॥ લીધા મૂકી જે કરે, તેતો આખર આપે છેહ ॥ વે૦ ॥ ૧૩ ॥ જે મન તે તેહ મિલિ રહ્યા, વાહલા ઉત્તમ ઉપમ તાસ ॥ જોજો તિલ ફૂલની પ્રીતડી, તેહની જગમાં રહીં સુવાસ ॥ વે૦ ॥ ૧૪ ॥ ખાવા પીવા પહિરવા, વાહાલા મન ગમતા સણગાર ॥ ભર યૌવન પીઉ ઘર નહીં, તેહનો એળે ગયો અવતાર ॥ વે૦ ॥ ૧૫ ॥ બાળપણે વિદ્યા ભણે, ભરયૌવન ભાવે ભોગ ॥ વૃદ્ધપણે તપ આદરે, તેતો અવિચળ પાળે યોગ ॥ વે૦ ॥ ૧૬ ॥ કાગળ જગ ભલે સરજીયો, વાહાલા સાચો તે મિત્ર કહાય ॥ મનનું દુઃખ માંડી લખું, તેતો આંશુડે ગળિ ગળિ જાય ॥ વે૦ ॥ ૧૭ ॥ લેખ લાખેણો રાજુલે લખ્યો, વાહાલા નેમજી ગુણ અભિરામ ॥ અક્ષરે અક્ષર વાંચજો, માહારી કોડા કેડ સલામ ॥ વે૦ ॥ ૧૮ ॥ નેમ રાજુલ શિવપુરિ મળ્યાં, પૂગી તે મનકેરી આસ ॥ શ્રી વિનયવિજય ઉવઝાયનો, શિષ્ય રૂપ સદા સુખવાસ ॥ વેહેલા૦ ॥ ૧૯ ॥ ઇતિ ॥

---

## ॥ अथ आत्महितशिक्षानी सझ्झाय ॥

પ્યારી તે પિયુને ઈમ પ્રીછવે, પેખી નજીક પ્રયાણ રે ॥ પંથીડા, બટાઉડા ॥ આજનો વાસો રે તું તો ઇહાં વસ્યો, કાલનાં કિહાં હોશે મેલાણ રે ॥ ૧ ॥ પંથીડા, બટાઉડા ॥ ચાર દિશે રે ફરે ચોરટા, જીવન સૂતો જાગ રે ॥ પં૦ બ૦ ॥ ચરણે ચારિત્ર ધર્મ રાયને, લાગી શકે તો લાગ રે ॥ પં૦ બ૦ ॥ ૨ ॥ રાંધણ આદે મહા રોગ જે, લાગ્યા છે તાહરી લાર રે ॥ પં૦ બ૦ ॥ તે આવે છે તેડું તેડા ઉપરે. બહુ કાળનું તાહરે બાર રે ॥ પં૦ બ૦ ॥ ૩ ॥ પરદેશી આંણાં પાછાં નહીં ફરે, સાસરવાસો સજ્ય રે ॥ પ૦ બ૦ ॥ સાથ ચલંતે ભગવંતને, ભજી શકે તો ભજ્ય રે ॥ પં૦ બ૦ ॥ ૪ ॥ માથે નગારાં વાજે મરણનાં, હાથે તે આવે સાથ રે ॥ પં૦ બ૦ ॥ ખાશે કુટુંબ ખુંખારા કરી, બાકી તાહરી આથ રે ॥ પં૦ બ૦ ॥ ૫ ॥ મદનો છાકયો રે ન લહે તું મને, ડગ ડગ દૈવની ડાંગ રે ॥ પં૦ બ૦ ॥ જો તું વાળે રે તો જાણું ખરો, ઓલ્યા ભવના ખાંગરે ॥ પં૦ બ૦ ॥ ૬ ॥ સુખ તું માણે છે ધણની સેજમાં, ધણ તે ધૂતારી છે ધીઠ રે ॥ પં૦ બ૦ ॥ ગરથ ખાઇને ગણિકાની પરે, આખર હોશે અદીઠ રે ॥ પં૦ બ૦ ॥ ૭ ॥ મમતા વાહ્યો રે તું થઈ મોટકો, પરશું માંડે છે પ્રીત રે ॥ પં૦ બ૦ ॥ આપસ્વરૂપ નવિ ઓળખે, અનેક ચલાવે અનીત રે ॥ પં૦ બ૦ ॥ ૮ ॥ ભુત ભુતમાંહે જાશે ભળી, દાવો રહેશે દામ રે ॥ પં૦ બ૦ ॥ બાહ્ય કુટુંબ મળ્યું છે બહુ, પણ કોઈ નાવે કામ રે ॥ પં૦ બ૦ ॥ ૯ ॥ ચેતન જીવ પિયુને ચેતના, બાળા બૂજવે એમ રે ॥ પં૦ બ૦ ॥ અચેતન સાથે એહવી આશકી, કહોને કીજે રેમ રે ॥ પં૦ બ૦ ॥ ૧૦ ॥ ઉદય વદે જે અરિહંતના, આશક હોશે અતીવ રે ॥ પં૦ બ૦ ॥ પડશે નહીં જે મોહના પાસમાં, મુગતે જાશે તે જીવ રે ॥ પં૦ બ૦ ॥ ૧૧ ઈતિ આત્મશિક્ષા ॥

---

## ॥ अथ श्री सीतासतीनी सझ्झाय ॥

॥ ગાથા ॥ સરસ્વતી ભગવતી ભારતી, પ્રણમી તેહના પાયરે ॥ સીતાના ગુણ ગાય શું, જિમ મુજ આણંદ થાય રે ॥૧॥ ॥ ઉથલો ॥ આણંદ થાયે ગુણજ ગાતાં, જનકરાય સુતાસહિ ॥

અયોધ્યાપતિ દશરથ નંદન, વરી રામે ગહગહી ॥ ૨ ॥ અતિ રૂપ સીતા ત્રિજગ વંદીતા, તસ ઉપમ નહીં રતી ॥ કર્મવસે વનવાસ પામ્યાં, રામ સીતા દંપતી ॥ ૩ ॥

॥ ગાથા ॥ લંકા ગઢનો જે રાવણ ધણી, તેહને દશ શીશ સોહાય રે ॥ સતીરે સીતા તેણે અપહરી, જગ સઘળે તેહ કહેવાય રે ॥ ૪ ॥

॥ ઉથલો ॥ કહેવાય સીતા હરિય રાવણ, લંપટ પણ લાવ્યો સહી ॥ શ્રી રામે યુદ્ધ કરીય હણિયો, પાછી લાવ્યા ગહગહી ॥ ૫ ॥ અયોધ્યા આવે બહુ સુખ થાવે, હર્ષ વિષાદ અતિ ઘણો ॥ લોક અપવાદ સુણ્યો શ્રવણે, સહી રામે સીતા તણો ॥ ૬ ॥ ગાથા સહુ મન માંહે ચિંતવે, લોકતણી મુખ બોકજી ॥ તિણે વચને મન દુઃખ ધરે, ચિંતા અને અતિ શોકજી ॥ ૭ ॥ ઉથલો ॥ શોક ધરે રાજા રામ લક્ષમણ, ચિંતવે તેહ ઉપાય ॥ અમ બોલજો નિકલંક થાયે, તો સહી આણંદ થાય ॥ ૮ ॥ તિણ સમે સીતા હાથ જોડી, રામ ચરણે શીશ નામે વળી ॥ રઘુનાથ નંદન ધીજ કરાવો. જિમ પોહેચે મનની રળી ॥ ૯ ॥

॥ ઢાળ ॥ રામ સીતાને [1]ધીજ કરાવે રે, સુરનર બહુ જોવાને આવે ॥ આવે ઇંદ્ર ઇંદ્રાણી જોડી રે, અમરી કુમરી બહુ કોડી ॥ ૧૦ ॥ મળિયા તિહાં રાણા રાણી રે, નરનારી ચતુર સુજાણ ॥ મહાધીજ સીતા તિહાં મંડે રે, દેખી શૂર સુભટ સત છંડે ॥ ૧૧ ॥ કાયર નર કેતા નાસે રે, જઈ રહ્યા ગેફાવન વાસે ॥ ત્રણસેં હાથની ખાઇ ખણાવે રે, લેઈ અંગર ચંદને ભરાવે ॥ ૧૨ ॥ માંહે [2]વિસ્વાનર પરજાળે રે, ઉપર નામે ઘૃતની ધારે ॥ જવાળા તે દશો દિશે જાય રે, સહુ આકુળ વ્યાકુળ થાય ॥ ૧૩ ॥ તિહાં અગ્નિ દીશે વિકરાળ રે, જાણે ઉગતો સૂરજ બાળ ॥ બાળતો તરૂવરની તે ડાળરે, જાણે કોપે ચઢયો વિકરાળ ॥ ૧૪ ॥ તેણે સમે સીતા ઇમ બોલે રે, રૂડા વયણ અમીરસ તોલે ॥ રામ વિના અવર મુજ ભાઇ રે, તિહાં કીધી અગ્નિ સખાઈ ॥ ૧૫ ॥ ઇમ સહુકોને સંભળાવે રે, સીતા અગ્નિ કુંડમાં ઝંપાવે ॥ સુખ નવકર ગણંતી ગેલે રે, સીતા શીતળ જળમાં ખેલે ॥ ૧૬ ॥ જળના તિહાં ચાલે કલોલ રે, જલચર જીવ કરે રંગરોળ ॥ ચક્રવાક સા સર તિહાં બોલે રે, હંસ હંસ તણી ગતિ ખોલ ॥ ૧૭ ॥ તિહાં

૧ પોતાના સતિત્વનો પરિચય કરાવવા ચમત્કાર બતાવવો તે.

૨ અગ્નિ.

કનક કમળ દળ શોહેરે, ઉપર બેઠી સીતા મન મોહે ॥ અગ્નિ કુંડ થયો પુષ્કરણી રે, જૂવો શીલ તણી એ કરણી ॥ ૧૮ ॥ જળક્રીડા કરી તટે આવે રે, સુર નર નારી ગુણ ગાવે ॥ પાંચ પુષ્પ વૃષ્ટી શિર કીધી રે, સીતા ત્રિભુવન હુઈ પ્રસિદ્ધિ ॥ ૧૯ ॥ સુરનર નારી તિહાં નાચે રે, દેખી સીતાના ગુણ સાચે ॥ દેવ દાનવ વાજિંત્ર વાજે રે, ઇંદ્રાદિક અધિક ઉમાહે ॥ ૨૦ ॥ ઘર ઘરનાં વધામણાં આવે રે, માણક મોતિયે થાળ ભરાવે ॥ સતી સીતાને સર્વ વધાવે રે, સોહાગણ મંગળ ગાવે ॥ ૨૧ ॥ ભામંડળ શત્રુઘન હોઇ રે, બાંધવ સીતાના દોઇ ॥ રૂપે અલીજ કરે ગુણ ગ્રામ રે, તું જે અમકુળ તિલક સમાન ॥ ૨૨ ॥ શશિ વરસે કિમ વિષધારા રે, ગંગાજળ ન હોયે ખારા ॥ સાયર કેમ ઉલંઘાય રે, મેરૂ ત્રાજુવે કેમ તોળય ॥ ૨૩ ॥ ચિંતામણિ ન હોયે કાચે રે, કિમ પાંગળો નાટક નાચે ॥ કામધેનું ઠાલી કિમ કહિયે રે, આકાશ માન કિમ લહિયે ॥ ૨૪ ॥ ઇંદ્રને ઘેર દારીદ્ર નાવે રે, પુણ્યહીણો તે કિમ સુખ પાવે ॥ મહીષ ઐરાવણ કિમ જીપે રે, વંશ પુત્ર વિના નવ દીપે ॥ ૨૫ ॥ માનસરોવર તેહ ન સૂકે રે, સાયર મર્યાદા નવિ મૂકે ॥ ધ્રુને તારો કદી નવિ ચાલે રે, મંદિર ગિરિ કબહી ન હાલે ॥ ૨૬ ॥ સાચો હીરો કહો કિમ સૂરે રે, આકાશે આડ કોણ પૂરે ॥ હરીભદ્ર વાચા નવિ લોપે રે, કહો મુનિ ગાળ દિયે નવિ કોપે ॥ ૨૭ ॥ વાંઝ નારી જણે બેટો રે સૂમને કહો કોણ કહે મોટો ॥ સિંહને કુણ કહે શીયાળ રે, નવ નંદ ન હોય દયાળ ॥૨૮॥ સૂર્ય ઉગ્યો પશ્ચિમ કિમ પેખો રે, જીભા ધર્મ વિના નવિ લેખો ॥ શેષનાગ ધરણી કેમ મૂકે રે, તો સીતા શીયળ ન ચુકે ॥ ૨૯ ॥ રઘુપતિ કહે રથ બેશીજે રે, અયોધ્યા પવિત્ર કરીજે ॥ સીતા કહે નીમ લગાર રે, શિરલોચ કિયો તતકાળ ॥ ૩૦ ॥ પાળી સંયમ ખાંડા ધાર રે, કરી અણસણ વિકટ ઉદાર ॥ બારમે દેવલોકે થયા સ્વામીરે, સીતા ઇંદ્રની પદવી પામી ॥ ૩૧ ॥ શીલે દુઃખ દારીદ્ર જાય રે શીલે સહુ લાગે પાય ॥ શીલે સો પરિયા તારે રે, તેતો ત્રિભુવનને સણગારે ॥ ૩૨ ॥ તપગચ્છ વિજયસેનસૂરિ રાયા રે, બોલે વિમળ હર્ખ ઉવઝાયા ॥ મુનિ પ્રેમવિજય મન ભાવે રે, સતી સીતાના ગુણ ગાવે ॥ ૩૩ ॥

॥ ઇતિ સીતાની સજ્ઝાય સમાપ્ત ॥

---

## ॥ अथ आत्मशिक्षानी सज्झाय ॥

॥ સમય સંભાળો રે આખર ચાલવું, સંબલ લેજે સાથહો રે ॥ હોરે સુણ પંથીડા ॥ સાથી તાહારા રે પિંડે પરવરયા, તાળી લેઈ લેઇ હાથ હોરે ॥ હોરે ॥ સુ૦ ॥ ૧ ॥ વાહાલાં વોળાવીરે વળશે તાહરાં, વચમાં વષમી છે વાટ હોરે ॥ હોરે૦ ॥ વિણવિસામે રે પંથ ઉલંઘવો, ઉતરવો નર્કનો ઘાટ હોરે ॥ હોરે સુ૦ ॥ ૨ ॥ આજનો વાસો રે ઇણ મંદિર વસ્યો, વિષયનો માંડયો વ્યાપાર હોરે ॥ હોરે૦ ॥ કાલના ઉતારા રે કહોને કિહાં હોસે, નહી તેહનો નિરધાર હોરે ॥ હોરે૦ ॥ ૩ ॥ જિહાં તિહાં લાગેરે જમનો જીજિયો, બેસે બહુ બેસરાણ હોરે ॥ હોરે૦ ॥ ઘરનાં ભાડાં રે વળી ભરવાં પડે, નિત્ય નવલાં રહેઠાણ હોરે ॥ હોરે૦ ॥ ૪ ॥ ડગલે ડગલે રે દાણ ચૂકાવવું, નિત્ય નવલાં મેહલાણ હોરે ॥ હોરે૦ ॥ પરવસપણે રે પંથે ચાલવું, નહિ કોઇ આગે જ્હાંણ હોરે ॥ હોરે૦ ॥ ૫ ॥ યૌવન સસલો રે જરા કૂતરી, કાળ [1]આહેડી કમાણ હોરે ॥ હોરે૦ ॥ બાણ પૂરીને રે પંથે બેસી રહ્યો, નહિ મેહલે નિવારણ હોરે ॥ હોરે૦ ॥ ૬ ॥ તું નથી કેહનો રે કોઇ નથી તાહરૂં, લોભ લગે એહ છે લોક હોરે ॥ હોરે૦ ॥ પરદેશીશું રે કોણ કરે પ્રીતડી, કાં પડયા ફંદમાં ફોક હોરે ॥ હોરે૦ ॥ ૭ ॥ વીશ વટાઉરે સુણ એક વીનતી, ચાલ તું મુક્તિને પંથ હોરે ॥ હોરે૦ ॥ સદગુરૂ તુજને રે સંબલ આપશે, ભાગશે ભવની સહુ ભ્રાંતિ હોરે ॥ હોરે૦ ॥ ૮ ॥ કાસીદી કરતાં રે કાળ બહુ ગયો, તોહે નાવ્યો પંથનો પાર હોરે ॥ હોરે૦ ॥ ઉદય કહે અરિહંતને ભજો સહી, તો તરસો સંસાર હોરે ॥ હોરે૦ ॥ ૯ ॥

---

## ॥ अथ आत्मा उपर सज्झाय ॥

॥ રસિયાની દેશી ॥

॥ સુમતિ સદા સુકુલિણી વીનવે, સુણિ ચેતન મહારાય સુગુણનર ॥ કુમતી કુનારી દૂરે પરિહરો, જિમ લહો સુખ સમુદાય સોભાગી ॥ સુમ૦ ॥ ૧ ॥ આવો રે રંગવિવેક ઘરે પ્રભુ, કરિયે કેલિ અભંગ પનોતા૦ ॥ જ્ઞાન પલંગ બિછાહ્યો અતિ ભલો,

---

૧ શીકારી.

બેશીજે તસ સંગ રંગીલા ॥ સુ૦ ॥ ૨ ॥ નિશ્ચ રૂચિ બહુ ચામર ધારિકા, વીંજે પુણ્ય સુવાય સદાય ॥ ઉપસમ રસ ખુસબોઈ મહમહે, કિમ નવિ આવે તે દાય ॥ છબીલા ॥ સુ૦ ॥ ૩ ॥ હૃદય ઝરૂખે બેશી હોંસશું, મુજરો લાજે રે સાર સલૂણા ॥ કાયાપુર પાટણનો તું ધણી, કીજે જિનપુર સાર સનેહી ॥ સુ૦ ॥૪॥ જે તેં ચોકી કરવા નયરની, થાપ્યા પાંચ સુભટ્ટ મહાબલ ॥ તેતો કુમતિ કુનારી શું મળ્યા, તેણે લોપી કુળવટ્ટ કરે છળ ॥ સુ૦ ॥ ૫ ॥ પંચ પ્રમાદની મદિરા છાકથી, ન કરે નયર સંભાળ મહારાય ॥ મન મંત્રીસર જે તેં થાપિયું, ગુંથે તેહ જંજાળ અહોનિશિ ॥ સુ૦ ॥ ૬ ॥ ચોવટે ચાર ફેરે નિત ચોરટા, [1]મૂસે અતિ ઘણું પુણ્ય તણું ધન ॥ વાહાર ભ્રમ ખબર નહિ તેહની, ગજપરે મમ કરો નિંદ મહા મન ॥ સુ૦ ॥ ૭ ॥ કપટી કાળ અછે બહુ રૂપિયો, હેરૂ પરે ફિરે નયર સમીપે ॥ જોર જરા યૌવન ધન અપહરે, સાહરીની પરે નિત્ય ન છીપે ॥ સુ૦ ॥ ૮ ॥ વયણ સુકોમળ સુમતિ તણા સુણી, જાગ્યો ચેતન રાય રસીલો ॥ તેગ સંવેગ ગ્રહી નિજ હાથમાં, તેડયો શુદ્ધ સમવાય વસીલો ॥ સુ૦ ॥ ૯ ॥ મન મંત્રીસર કબજ કિયો ઘણું, તબ વશ આવ્યા રે પંચ મહાભડ ॥ ચારે ચોર ચિહું દિશી નાશિયા, ટાળ્યો મોહ પ્રપંચ મહાજડ ॥ સુ૦ ॥ ૧૦ ॥ સુમતિ સુનારી સાથે પ્રીતડી, જોર જડી જેમ ખીર અને જળ ॥ રંગ વિલાસ કરે નિત નવનવાં, ભેળી હિયડાનું હીર હિલિમિલ ॥ સુ૦ ॥ ૧૧ ॥ ઇણીપરે ચતુર સનેહી આતમા, ઝીલે સમરસપૂર સદાઈ ॥ અનોપમ અવિચળ આતમ સુખ લહે, દિન દિન અધિક સનૂર ભલાઈ ॥ સુ૦ ॥ ૧૨ ॥ પંડિત વિનયવિમળ કવિ રાજીયો, સંવેગી શિરતાજ જયંકર ॥ ધીરવિમળ પંડિત પદ પંકજે, સેવક નય ભણે આજ સુહંકર ॥ સુ૦ ॥ ॥ ૧૩ ॥ પાઠાંતર ગાથા ॥ પંડિત વિનયવિમળ કવિ રાજીયો, ધીરવીમળ કવિરાય જયંકર ॥ સેવક વિનયી નય વિમલ કહે, સુમતી શિવસુખ થાય સુહંકર ॥ સુ૦ ॥ ૧૪ ॥

ઇતી આત્મહિત સજ્ઝાય સમાપ્તઃ ॥



[1] ચોરે.

## ॥ अथ संसारस्वरूपनी सज्झाय ॥

॥ મધુબિંદુની ઢાળ ॥

॥ સંસારે જીવ અનંત ભવે કરી, કરે બહુલા રે સંબંધ ચિહુંગતિ ફરિ ફરિ ॥ નવિ રાખે રે કોઈને તવ નિજ કર ધરી, સગાઈ રે કહો કિણિપરે કહિયે ખરી ॥ ૧ ॥ ત્રુટક ॥ કહો ખરી કિણિ પરી એહ સગાઈ, કારમો સંબંધ એ ॥ સવિ મૃષા માતા પિતા બહિની, બંધુ તેહ પ્રબંધ એ ॥ ધરિ તરૂણ ઘરણી રંગ પરણી, ત્રાણ કારણ તે નહી ॥ મણિ કણગ મુત્તિઅ ધન્ન ધાન્ય કણ, સંપદા સબ સંગ્રહી ॥ ૨ ॥ ઢાળ ॥ એહ થાવર રે જંગમ પાતિક દોઇ કહ્યા, જેહ કરતાં રે ચઉગઇ દુખ જીવેં સહ્યા ॥ તેહ ટાળો રે પાતિક દૂરે ભવિયણા, જિમ પામો રે ઇહ પરભવ સુખ અતિ ઘણાં ॥ ૩ ॥ ત્રુટક ॥ અતિ ઘણાં સુખ તે લહો ભવિયણ, જૈન ધર્મ કરી ખરો ॥ પરદાર પરધન પરિહરી તિણ, જૈન ધર્મ સમાચરો ॥ જે મદે માચે રૂપ રાચે, ધર્મ સાચે નવિ રમે ॥ અંજલી જળ પરિ જનમ જાતો, મૂઢ તે ફળ વિણગમે ॥ ૪ ॥ ॥ ઢાલ ॥ અધ્યયને રે છઠ્ઠે શ્રી જિનવર કહે, શુભ દ્રષ્ટી રે તેહ ભલીપરે સદ્દહે ॥ સદ્દહીરે તપ નિયમાદિક આદરે આદરતો રે કેવળ લચ્છી પણ વરે ॥ ૫ ॥ ત્રુટક ॥ લચ્છીવરે જિનધર્મ કરતો હલુઅકર્મિ જે હુયે ॥ પાંચમો ગણધરસ્વામી જંબૂ, પૂછિયો ઇણિપરે કહે ॥ શ્રીવિજયદેવ સૂરીંદ પટધર, વિજયસિંહ મુણીસરૂ ॥ તસ શિષ્ય વાચક ઉદય ઇણિપરે, ઉપદિશે ભવહિત કરૂ ॥ ૬ ॥

---

## ॥ अथ प्रमादवर्ज्जन सज्झाय ॥

॥ મુનિજન મારગ ચાલતાં ॥ એ દેશી ॥

॥ અજરામર જગ કો નહીં, પરમાદ તે છાંડો રે ॥ મિથ્યા મતિ મૂકી કરી, ગુણ આદર તે માંડો રે ॥ ૧ ॥ શુદ્ધ ધરમનો ખપ કરો ટાળી વિષય વિકારો રે ॥ ચોથે અધ્યયને કહે શ્રી વીર એહ વિચારો રે ॥ શુ૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ પાપકરમ કરી મેળવે, ધનના લખ જેહ રે ॥ મૂરખ ધન છાંડી કરી, નરકે ભમે તેહરે ॥ શુ૦ ॥ ૩ ॥ બંધવ જનને પોષવા, કરે તે મરણ પરે પાપરે ॥ તેહના ફળ દોહિલાં, સહે એકલો આપ રે ॥

શુ૦ ॥ ૪ ॥ આત્ર તણે સુખે જિમ ગ્રહ્યો, એવો ચોર અજાણ રે ॥ નિજ કરમેં દુખ દેખતાં, તેહનો કુણ જાણ રે ॥ શુ૦ ॥ ૫ ॥ ઇમ જાણી પુણ્ય કીજિયેં, તેહથી સુખ થાય રે ॥ દિનદિન સંપદ અનુભવી, વળી સુજસ ગવાયરે ॥ શુ૦ ॥ ૬ ॥ વિજય દેવ ગુરૂ પાટવી, ચિત્રસિંહ મુણિંદો રે ॥ શિષ્ય ઉદય કહે પુણ્યથી, હુએ પરમ આણંદો રે ॥ શુ૦ ॥ ૭ ॥ ઇતિ પ્રમાદવર્જન સજ્ઝાય ॥

---

## ॥ अथ संग्रामसोनीनी सझ्झाय ॥

॥ દોહા ॥ શ્રી શંખેશ્વર પાય નમી, શારદ માત પસાય ॥ સોની શ્રી સંગ્રામના, ગુણ ગાય નવનિધિ થાય ॥ ૧ ॥ માંડગઢનો રજિયો, ગ્યાસુદીન પતશાહ ॥ એક દિન બહાર ખેલવા, ચાલ્યો ધરી ઉમાહ ॥ ૨ ॥ સાથે સીતેર ખાન છે, બોહોતેર ઉમરાવ જાણ ॥ સોની પણ સંગ્રામ છે, તેહનાં કરૂં વખાણ ॥ ૩ ॥

॥ ઢાળ પહેલી ॥ રાગ વેરાવળ ॥

॥ મારગ માથે કલ્પવૃક્ષ, ઉગ્યો અતિસાર ॥ તે દેખી કોઇ દુષ્ટ જીવ, બોલ્યો તેણિવાર ॥ એ આંકણી ॥ ૧ ॥ એ આંબાહે બાંઝિયા, સુણો સાહિબ મેરા ॥ ભૂપ કહે તુમ દૂર કરો, રાખો મત નેડા ॥ મારગ૦ ॥ ૨ ॥ વળતો સોની ઉચરે, હું કરૂં અરદાશ ॥ આંબો મુજને સાન કરે, કહોતો જાઉં પાસ ॥ મા૦ ॥ ૩ ॥ હુકમ લેઇને ત્યાં ગયો, દિયે આંબાશું કાન ॥ માંડી વાત છાની કહી, આવ્યો તે બુદ્ધિનિધાન ॥ મા૦ ॥ ૪ ॥ સુણો સુલતાન આંબે કહી, મુજને એક વાત ॥ આવતે વર્ષ જો નવિ ફળું, તો કરજો મુજ ઘાત ॥ મા૦ ॥ ૫ ॥ ગ્યાસુદીન જાનૂ કહે, જૂઠે હો સંગ્રામ ॥ મેં શું ન બોલે રૂખડા, યહ બકાલકે કામ ॥ મા૦ ॥ ૬ ॥ વળતું સોની ઉચરે, ન ફળે જો એહ ॥ એને કરતા તે તમે, મુજને કરજ્યો તેહ ॥ મા૦ ॥ ૭ ॥ નિજ નિજ સ્થાનક સહૂ વલ્યું, સોની કરે ઉપાય ॥ દેવ ગુરૂની પૂજા કરે, આંબા પાસે જાય ॥ મા૦ ॥ ૮ ॥ પ્રેમ સહિત ગુંહલી કરે, સમરે ગુરૂ દેવ ॥ જો મુજ ધર્મની આસતા, ફળજો નીત મેવ ॥ ૯ ॥ પૂણ્યે વંછિત સબ ફળે ॥ એ આંકણી ॥ અનુક્રમે આંબો મોરિયો, માળી આવી વધાવે ॥ સર્વ આંબા પહેલા ફળ્યો, સોની ત્યાં આવે ॥ પુ૦ ॥ ૧૦ ॥ પુત્ર બેસારિ હાથિયે, કર સોવન થાળ ॥ આંબ ભરી

પાદશાહને, મૂકયા રે રસાળ ॥ પુ૦ ॥ ૧૧ ॥ રૂમાલ પાછો કરિ પૂછિયો, તુમ આંબકે તાંઇ ॥ ગાજતે વાજતે હરખશું, કયા કરી બડાઇ ॥ પુ૦ ॥ ૧૨ ॥ વળતો સોની ઉચરે, વાંઝિયા સહકાર ॥ તેણે મેં પક કસી કરી, આણી હર્ખ અપાર ॥ પુ૦ ॥ ૧૩ ॥ ગ્યાસુદીન ઘોડે ચડી, સાથે સબ પરિવાર ॥ એ આંબા ફુલ્યા ફુલ્યા, દેખી હર્ખ અપાર ॥ પુ૦ ॥ ૧૪ ॥ ગ્યાસુદીન જાનું કહે, ન ફલ્યા એ આમ્ર ॥ તેરા એ સૂથા ફલ્યા, એ ધર્મકે કામ ॥ પુ૦ ॥ ૧૫ ॥ સોનેરી વાઘા સબે, પહેરાવ્યા સહુ સાથ ॥ ધન ધન તેરી માતકું, ધન્ય તેરી જાત ॥ પુ૦ ॥ ૧૬ ॥ કેતા દિન વોલ્યા પછે, ભગવતીસૂત્ર ॥ ગોર કને જઇ સાંભળે, કરે જનમ પવિત્ર ॥ પુ૦ ॥ ૧૭ ॥ મેલે સોનૈયો દિન પ્રતે, જગ ઉત્તમ નામ ॥ છત્રીસ સહસ્સ સંખ્યા હુયે, કીધાં ધર્મનાં કામ ॥ પુ૦ ॥ ૧૮ ॥ સકળ વાચક શિરોમણિ, ભાનુચંદ કહાવે ॥ તસ શિષ્ય ભાણચંદ ભણે, સુણે દોલત પાવે ॥ ૧૯ ॥ ઇતિ સમાસ ॥

---

## ॥ अथ चेलणानी सज्झाय ॥

॥ વીર વંદી ઘરે આવતાં જી, ચેલણા દિઠોરે નિગ્રંથ ॥ વનમાંહિ રાતે કાઉસગ્ગ રહ્યોજી, સાધતો મુક્તિનો પંથ ॥ ૧ ॥ વીર વખાણી રાણી ચેલણાજી, સતીય શિરોમણિ જાણ ॥ એ આંકણી ॥ ચેડાની સાતે સુતાજી, શ્રેણિક શિયળ પરિમાણ ॥ વી૦ ॥ ૨ ॥ શીત ઠાર સબળો પડે જી, ચેલણા પ્રીતમ સાથ ॥ ચારિત્રિયો ચિત્તમાં વસ્યો જી, સોડ બાહિર રહ્યો હાથ ॥ વી૦ ॥ ૩ ॥ ઝબકી જાગી કહે ચેલણા જી, કેમ કરતો હશે તેહ ॥ કામનીને મન કોણ વસ્યો જી, શ્રેણિક પડયો રે સંદેહ ॥ વી૦ ॥ ૪ ॥ અંતેઉર પરજાળજો જી, શ્રેણિક દીયો રે આદેશ ॥ ભગવંતે સંશય ભાંજિયો જી ચમકિયો ચિત્ત નરેશ ॥ વી૦ ॥ ૫ ॥ વીર વાંદી વળતાં થકાં જી, પેસતાં નગર મઝાર ॥ ધૂવાંધ તિહાં દેખી કહે જી, જા જા ભુંડા અભયકુમાર ॥ વી૦ ॥ ૬ ॥ તાતનું વચન તે પાળવાજી, વ્રત લીયો અભયકુમાર ॥ સમયસુંદર કહે ચેલણા જી, પામશે ભવતણો પાર ॥ વી૦ ॥ ૭ ॥ ઇતિ સામાસઃ ॥

## ॥ अथ श्री जयसोमजी कृत शीखामणनी सज्झाय ॥

॥ કામની કહે નિજ કંથને, સુણો પ્રીત્તમ પ્યારા ॥ નાહ કુ. નાહ ન હોઇયે, મેરે નયનથીન્યારા ॥ અબહીં અચાનક કયા હુઆ પીયુ ચાલણહારા ॥ રહો રહો રંગરસે કરી, મન મોહનગારા ॥ ૧ ॥ સુણ સાંઇ હો અરદાસ હમારી ॥ મેંતો તેરી હો હું બિજ મતગારી ॥ તુંતો ચાલે હો છોડી નિરધારી, મેંતો તોશુ હો કીની એક યારી ॥ સુ૦ ॥ ૨ ॥ બહુત કાલકી પ્રીતડી, ચુ, તટકી ન ત્રોડો ॥ કાંતનારીના સૂત જ્યું ત્રૂટે તિહાં જોડો ॥ મેરી શાખ ભલી સુણી, કયું મુહ મચકોડો ॥ કંચુકી શ્યામ ભુજંગ જ્યું, મુજકુ કયું વખોડો ॥ સુ૦ ॥ ૩ ॥ હમસી તેરે બહુત હે, મેરે તુંહિજ લાલા ॥ હોંસ હૈયાકા પુર લ્યો, સુણિ આતમ વાલ્હા ॥ ફિર મોશું જોઈ નહી, મત હો મતવાલા ॥ સંબલ લીયે બિનું નહીં ચલ, હોયે કોણ હવાલા ॥ સુ૦ ॥ ૪ ॥ આળસ એતે દિન કિયા, દમરી ન કમાઇ ॥ વ્યાજે લઇ ધન વાવર્યો, રહ્યા પુંજી ખાઈ ॥ પલ્લે એક પઇસા નહીં, નાહી સંબલ સખાઈ ॥ આગળ તેરે કારણે, કહી સેજ બિઠાઇ ॥ સુ૦ ॥ ૫ ॥ એસે સુખસેં સુંદરી, દુલ્લહી તેં પાઈ ॥ તેં એ કદી વિલસી નહી, રહ્યો આસ બિલાઈ ॥ પોઢી રહ્યો રે પ્રીતમા, મોકું રયણ જગાઈ ॥ ચતુર સહેલીકે બીચમેં, મોકું લાજ લગાઇ ॥ સુ૦ ॥ ૬ ॥ ભદ્રા ભરણી જોગણી, જોઈ નહી વેળા ॥ તેરે દુશમન બહુત હે, તુંતો ચલે એકીલા ॥ વાટે વિષમ ભય ઘાડિનો, નહી સૂણી સમેલા ॥ કુણ મુહુરત બિછુડે કે, કબ હોશે ભેલા ॥ સુ૦ ॥ ૭ ॥ પીયુ કહે સુણ સુંદરી, હુંતો ધણીઈ બુલાયા ॥ રહણા ઇક રાત્રિ હોવે નહી, કરૂં કોડી ઉપાયા ॥ જેણે જેર જગત કીયા, કુણ રાણા રાયા ॥ ફિર ફુરમાન ફીરે નહી, જે ઉનહી પઠાયા ॥ સુ૦ ॥ ૮ ॥ તુમ વિણ દુઃખમેં દીહરા, કહો કૈસે ભરૂંગી ॥ તેરે વિરહ વિયોગશું, દુઃખ જાર જરૂંગી ॥ તેરીશું તેરીશું પ્રીતમા, નવિ પ્રાણ ધરૂંગી ॥ મેં કુળવંતી કામિની, પછી કાઠ કરૂંગી ॥ સુ૦ ॥ ૯ ॥ શીખ કરી, પ્યારી કન્હેં, દરહાલ તે હાલ્યા ॥ મંદિર મુલક છોડી કરી, બે ખરચી ચાલ્યા ॥ વોળાવીને દુઃખ ધરી, વળી મન વાળ્યા ॥ કેડે સતી હુઇ કામિની, નેહ નાકા પાળ્યા ॥ સુ૦ ॥ ૧૦ ॥ કાયા કામિની જીઉ ધણી,

મત ઔર વિચારો ॥ તપ જપ સંયમ સંગ્રહો નર કાંઈ મ હારો ॥ કલિકાલે જબ તેરી હે, તબ ક્યાં તુમ ચારો ॥ રાઉ રંક સબ એક હે, આગે નહીં કોઈ ટારો ॥ સુ૦ ॥ ૧૧ ॥ અથિર એ સંસાર હે, કોણ કેહનો ભાઈ ॥ મોહ નિંદ છોડી કરી, કરો સુકૃત કમાઇ ॥ શીખ સુણી જય સોમકી, લીઓ સુજસ ભલાઈ ॥ શિવ સુખ કેરે કારણે, કરો ધર્મ સગાઇ ॥ સુ૦ ॥ ૧૨ ॥

ઇતિ શીખામણની સજ્ઝાય સમાપ્તઃ ॥

---

## ॥ अथ कायापुर पाटणनी सज्झाय ॥

કાયાપુર પાટણ રૂઅડો, પેખો પેખો નવ પોલ માન રે ॥ હંસ રાજા રંગે રમે રાજીયો રે, મળિયો મળિયો મન પરધાન રે ॥ ૧ ॥ કાયા કારમી ॥ જીવ જાણે જે સર્વ માહેરૂં, કૂડો કૂડો કુટુંબ સંઘાત રે ॥ રાત્રે જેમ પંખી બેસે એકઠાં, ઉડી ઉડી જાય પ્રભાત રે કા૦ ॥ ૨ ॥ એક જીવ તણી વેલડી, કરહલા દોય ચરંતરે ॥ એક કાળો ને બીજો ઉજળો, દિન દિન વેળ ઘટંત રે ॥ કા૦ ॥ ૩ ॥ એક તરૂવર ઘનરસ ચડે, એક પડે પીંપળ પાન રે ॥ ચતુર પણે જોજો પારખું, હીયડે ધરજો અરિહંત ધ્યાન રે ॥ કા૦ ॥ ૪ ॥ ઈણ વાટે નથી બેઠા વાણીયા, વળી નથી હાટનું ઠામ રે ॥ એવું જાણી સાથે લેજો સંબળો, વેગળું છે મુકિતનું ગામ રે ॥ મા૦ ॥ ૫ ॥ આપણો આતમા બાલુડો, સરસ જોબન લહે વેશ રે ॥ મુક્તિ રમણી પરણાવજો, સહજ સુંદર ઉપદેશ રે ॥ મા૦ ॥ ૬ ॥

ઇતિ કાયાપુર પાટણની સજ્ઝાય ॥

---

## ॥ अथ बादशाह प्रतिबोधन वैराग्य सज्झाय ॥

॥ રાગ કાફી હુસેની ॥ યા દુનિયા ફના ફુરમાએ, આપ રહો હુસિયારી ॥ માલ મુલક સબ કિસકૂં દિખાવે, ચમકી ભઇ અસવારી ॥ ૧ ॥ સાઈયાંકે બંદે બે, શિર મત લ્યો બુજગારી ॥ મહેર કરેગે બંદગી ખુદાકે, દીલ યાકે કયું પ્યારી ॥ સાં૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ દોલત છોડ છોડ કેઈ ગયે સાહેબ, કેઈ કેઇ ગયે ભીખારી ॥ ઘસતે હાથ ગયે બીન ખરચી, હારયા જયું

અજુઆરી ॥ સાં૦ ॥ ૩ ॥ રોજ નિમાજ ફિરાવે તસબી, સબ સખીયન કયું મારી ॥ સબ હીનનકૂ હોઇ છાપ હૈ, દરદ કીયે યું ભારી ॥ સાં૦ ॥ ૪ ॥ કીટિકા બે ખૂન ખુદાકે, લિખિત ન હૈ દરબારી ॥ સબ હિસાબ જબ વે પૂછેગો, તબ હોવેગી ખુવારી ॥ સાં૦ ॥ ૫ ॥ ખાનેકું શિરકાટ બિરાના, મહિરમાન પુકારે ॥ યું-બિ ભ્યસ્ત હોવે સબહુનકૂં, બૂડી ભ્યસ્ત તું હારી ॥ સાં૦ ॥ ૬ ॥ પાતસાહ શ્રીબાબા આદમ, સુન ચેતન હમારી ॥ શીખ ભલી એ સકલચંદકી, હમકું પુના તુંહારી ॥ સાં૦ ॥ ૭ ॥

॥ ઇતિ બાદશાહ પ્રતિબોધન સજ્ઝાય ॥

---

## ॥ अथ आत्मबोधनी सझ्झाय ॥

॥ હો સુણ આતમાં મત પડ મોહપંજર માંહે ॥ માયા જાળ રે ॥ ધન રાજ્ય જોબન રૂપ રામા, સુત સુતા ઘરબાર રે ॥ હુકુમ હોદ્દા હાથી ઘોડા, કારિમો પરિવાર ॥ માયા જાળ રે ॥ ॥ હો૦ ॥ ૧ ॥ અતુલ બળ હરિ ચક્રી રામા, ભુજોજિત મદમત્તરે ॥ ક્રૂર જમબળ નિકટ આવે, ગળિત જાયે સત્ત ॥ માયા૦ ॥ હો૦ ॥ ૨ ॥ પુહવીને જે છત્ર પરેં કરે, મેરૂનો કરે દંડ રે ॥ તે પણ ગયા હાથ ઘસતા મૂકી સર્વ અખંડ ॥ મા૦ ॥ હો૦ ॥ ૩ ॥ જે તખત બેસી હુકુમ કરતા, પેહેરી નવલા વેશ રે ॥ પાઘ સેહેરા ધરત ટેઢા, મરી ગયા જમદેશ ॥ મા૦ ॥ હો૦ ॥ ૪ ॥ મુખ તં-બોલને અધર રાતા, કરત નવ નવા ખેલ રે ॥ તેહ નર બળ પુ-ણ્ય ઘાટે, કરત પરઘર ટેલ ॥ મા૦ ॥ હો૦ ॥ ૫ ॥ ભજ સદા ભગવંત ચેતન, સેવ ગુરૂ પદ પદ્મ રે ॥ રૂપ કહે કરજ્ય ધર્મકરણી, પામે શાશ્વત સદ્મરે ॥ મા૦ ॥ હો૦ ॥ ૬ ॥ ઇતિ ॥

---

## ॥ अथ आत्मबोधनी सझ्झाय ॥

॥ સાંભળ સયણા સાચી સુણાવું, પૂરવ પુણ્યેં તું પામ્યો રે ભાઇ ॥ નરક નિગોદમાં ભમતાં નરભવ, તેં નિઃફલ કેમ વા-મ્યો રે ભાઇ ॥ સાં ॥ ૧ ॥ જૈનધર્મ જયવંતો જગમાં, ધારી ધર્મ ન સાધ્યો રે ભાઇ ॥ મેઘઘટા સરિખા ગજ સારે, ગર્દભ ઘરમાં

બાંધ્યો રે ભાઇ ॥ સાં૦ ॥ ૨ ॥ કલ્પવૃક્ષ કુહાડે કાપી, ધંતુરો ઘેર ધારે રે ભાઈ ॥ ચિંતામણિ ચિંતિત પૂરણ તે, કાગ ઉડાવણ ડારે રે ભાઈ ॥ સાં૦ ॥ ૩ ॥ એમ જાણી જાવા નવિ દીજે, નર નારી નરભવને રે ભાઇ ॥ ઓળખી શુદ્ધ ધર્મને સાધો, જે માન્યો મુનિ મનનેં રે ભાઇ ॥ સાં૦ ॥ ૪ ॥ જે વિભવ પરભાવમાં ભજિયે, રમણ સ્વભાવમાં કરીયે રે ભાઈ ॥ ઉત્તમ પદ પદ્મને અવલંબી, ભવિયણ ભવજળ તરીયે રે ભાઇ ॥ સાં૦ ॥ ૫ ॥

॥ ઇતિ આત્મહિત શિક્ષા સજઝાય ॥

---

## ॥ अथ श्री शियळ विषे सझझाय ॥

॥ સોમવિમળ ગુરૂ પય નમીજી, નિજ ગુરૂ ચરણ વંદેવિ ॥ શીલતણા ગુણ ગાયશું જી, હિયડે હર્ષ ધરેવિ રે જીવડા ॥ ધરીયે શીલવ્રત સાર ॥ ૧ ॥ શીલવિણ વ્રત સવિ ખડહડે જી, શીલ વિણ સંયમ સાર રે ॥ જીવડા ॥ ધરિ૦ ॥ એ આંકણી ॥ તોરણથી રથ વાળીયોજી, જાગ્યો નેમ કુમાર ॥ રાજીમતી વિનવે ઘણું જી, ન ધરે મોહ લગાર રે ॥ જી૦ ॥ ધરી૦ ॥ ૨ ॥ થુલિભદ્ર કોશ્યા ઘર રહે જી, ચતુરપણે ચઉમાસ ॥ ખટરસ નિત ભોજન કરે જી, ન પડયો કોશ્યા પાસ રે ॥ જી૦ ॥ ધરી૦ ॥ ૩ ॥ નવાણું કંચન કોડી ધણી જી, કહીયે જંબુકુમાર ॥ આઠે કન્યા પરહરી જી, લીધો સંયમ ભાર રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૪ ॥ ધન સંચય પુત્રી ભણે જી, પરણું વયર કુમાર ॥ વયર સ્વામી મન નવિ ચળ્યો જી, જાણી અથીર સંસાર રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૫ ॥ શેઠ સુદર્શનને દીયે જી, અભયા કપિલા રે આળ ॥ શુળી સિંહાસન થયું જી, જાણે બાળ ગોપાળ રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૬ ॥ વંકચૂલ ચોરી કરે જી, પેઠો રાય ભંડાર ॥ રાણીયે ઘણું ભોળવ્યો જી, ન ચળ્યો ચિત્ત લગાર રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૭ ॥ કલહ કરાવે અતિ ઘણો જી, મનમાં મેલીરે ભાવ ॥ નારદ જે સદ્ગતિ લહે જી, તે તો શીલ પ્રભાવ રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૮ ॥ ચંદનબાળા મહા સતી જી, જગમાં હુઇ વિખ્યાત ॥ જસ હાથે વીર પારણું જી, હુઈ, અસંભવ વાત રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૯ ॥ સાઠ સહસ વર્ષ આંબિલ કરી જી, ભરતશું છુંડે રે પ્રેમ ॥ ઋષભ પુત્રી તે

સુંદરી જી, મુક્તે પહોતી એમ રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૦ ॥ શીલવતી ભરતારને જી, કમલિની આપે સાર ॥ કયારે કુર માથે નહી જી , શીલતણે અનુભાવ રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૧ ॥ ચાળણીયે જળ કાઢયું જી, સતી સુભદ્રા નાર ॥ ચંપા બાર ઉઘાડીયાં જી, લોક કરે જયકાર રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૨ ॥ સતીમાંહે સીતા ભલીજી, જેહને મન શ્રીરામ ॥ અગ્નિ ટળી પાણી થયું જી, રાખ્યું જગતમાં નામ રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૩ ॥ શીલે હરીયું હરણું જી. શીલે સંકટ જાય ॥ શીલે સાપ ન આભડે જી, પાવક પાણી થાય રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૪ ॥ જે પ્રાણી સ્વકાય થકીજી, શીલ પાળે ગુણવંત ॥ બ્રહ્મ લોક તે અવતરે જી, ઈમ ભાંખે ભગવંત રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૫ ॥ શીલ અખંડિત પાળશે જી, ઇણ જુગ જે નર નાર ॥ હંસ સોમ ઉવજ્ઝાય ભણે જી, તેહને જય જયકાર રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૬ ॥ ઇતિ ॥

---

## ॥ अथ घीनी सझ्झाय ॥

॥ દોહા ॥

ભવિયણ ભાવ ઘણો ધરી, આણી ગુણની શ્રેણી, સૂપડ સરખા થાય જો, ચાળણી પરં મહ જેણિ ॥ ૧ ॥ સાપ તણા ગુણ માણજો, ગાય તણા ગુણ આણ ॥ જુઓ ચાર નોરસ ચરી, આપે ઘૃત અહિનાણ ॥ ૨ ॥ ઘૃતતણા ગુણ વર્ણવું, સાંભળજો નર નાર ॥ વસ્તુ સઘળી જોઈ સહી, ઘૃત સમો નહિ સંસાર ॥ ૩ ॥

॥ ઢાળ ચોપાઇની દેશીમાં ॥

ઘૃતે રૂપ વાધે બળ કાંતિ, ઘૃતે ક્રોધ થાયે ઉપશાંતિ ॥ લુખું ધાન્ય તે દોહિલું પચે, ઘૃત સહિત સહુકોને પચે ॥ ૪ ॥ કુકસ બાકસ જેહમાં ઘૃત, તેહ ધાન્ય લાગે અમૃત ॥ વાણિયા બ્રાહ્મણ સર્વ સુજાણ, ઘૃત પાખે તે ધ્રુજે પ્રાણ ॥ ૫ ॥ હાથ પગ ઉતરયા, સંધાય દીલ તણા તે ખોડા જાય ॥ ઘૃતની પરે વિગલ કહેવરાય, એ ઉપમા ઘૃતને દેવરાય ॥ ૬ ॥ બાળકને ઘૃત વાહાલું સહી, રોઇને રોટી ઘી લેહી ॥ વળી લહે એકવાર તે રગે, ઘૃત જિમે દહી તગતગે ॥ ૭ ॥ ઘૃતથકી નારાં ખૂરાય, સૂવાવડી તે ઘીઅજ ખાય ॥ બળદ પીયે તે માતો થાય, ઘી ખાધે નબળાઈ જાય ॥

૮ ॥ ઉભા રહીને ઘી પીજીયે, તેજ સબળ આંખે કીજીયે ॥ ગાયનું ઘી હરે સવિ વાય, વ્યાધિ સર્વે ઘીથી જાય ॥ ૯ ॥ શાક પાક થાય ભલા ઘીથી, બીજું એહવું ઓસડ નથી ॥ ઘીનો દીવો મંગલિક કહ્યો, ઘીયે જમાઇ રીસાતો રહ્યો ॥ ૧૦ ॥ ન્હાના મહોટા કુલર કરે, થીજું હોય તો લબકો ભરે ॥ સૂંવાળું ગલગલ ઉતરે, સીહાંરી હોય તો માખણ હરે ॥ ૧૧ ॥ સાસુ જમાઇ કરવા મેળ, કોપ ઉપાડી કીધો ભેળ ॥ ખલહળ નામે ભલિ કહેવાય, ઘી પીરસે તો પ્રીતજ થાય ॥ ૧૨ ॥ વરે પૂછે ઘી કેતું વહ્યું, ઘીય પખે તે લેખું કહ્યું ॥ ઘી સંચોરે વિવાહ અછે, બીજી વસ્તુ લેશું પછે ॥ ૧૩ ॥ ઘૃત દાને સમકિત આણિયે, ધન્નો સાર્થપતિ જગ જાણિયે ॥ બ્રાહ્મણીને ઘી વખાણીયા, નિત્ય જમે પુણ્યવંત વાણિયા ॥ ૧૪ ॥ પામર ખાયે પરવિવાહે, કરપી ખાયે પરઘર જાયે ॥ ઉંદર સાપ વૃક્ષ તે થાય, ધન ઉપર પરઠી રહે પાય ॥ ૧૫ ॥ બુધવારે ઘી ટીલું કરે, શૂળ રોગ ઉપદ્રવ હરે ॥ ઘરડાને ઘી વાહાલું સહી, જૂના હાડ રહે ઘીથી લહી ॥ ૧૬ ॥ પાટી પીડ ઘી મૂકીયે, ઘાવ વળી ગુંબડ ત્રહ દીયે ॥ ઘી ખાધે તપ સોહિલો થાય, પગ બળ નયણે તેજ કહાય ॥ ૧૭ ॥ છતું ઘીય જે પીરસે નહી, નરણાં નામ તસ લીજે નહીં ॥ સઘળા ઉપર ઘૃત છે સાર, તે મત વારો વારોવાર ॥ ૧૮ ॥ ઘીના ગુણને ઉત્તમનાં વયણ; એ છે સરખાં જાણો સયણ ॥ શુભ વિજય પંડિતથી લહ્યો, લાલવિજય ઘીનો ગુણ કહ્યો ॥ ૧૯ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री राजसमुद्रजी कृत वैराग्यनी सझ्झाय ॥

॥ સુણ બેહેની પીયુડો પરદેશી, આજકે કાલ ચલેશી રે ॥ કહો કોણ માહરી સાર કરેશી, ક્ષણ ક્ષણ વિરહો દહેશી રે ॥ સુ૦ ॥ ૧ પ્રેમવિલુદ્ધો ને મદમાતો, કાળ ન જાણ્યો જાતો રે ॥ ઊંચત આણું આવ્યું ત્યાં તો, રહી ન શકયો રંગ રાતો રે ॥ સુ૦ ॥ ૨ ॥ વાટ વિષમ કોઇ સાથ ન આવે, પિયુડો એકલો જાવે રે ॥ વિણ સાથે કહો કુણ પહુંચાવે, આપ કિયો ફળ પાવે રે ॥ સુ૦ ॥ ૩ ॥ ભમશે પુર પુર માંહે એકીલો, જેમ ગલિયામાંહે ઘેલો રે ॥ નવિ જાણું કિત જાય રહેલો, વિછુડે મિલણો દોહિલો રે ॥ સુ૦ ॥ ૪ ॥

પોતે સંબલ સાથ ન લીધો, બીજે કિણહી ન દીધો રે ॥ મૂલ્ય ગમાવે ચલ્યો સબ સીધો, એકો કામ ન કીધો રે ॥ સુ૦ ॥ ૫ ॥ પ્રીતમ વિણ હું ભઈ રે બિરાની, કિણહી મન ન સુહાણી રે ॥ પીયરકી મેં પ્રીત પીછાણી, જલબલ છાર કહાણી રે ॥ સુ૦ ॥ ૬ ॥ વૈરાગી અંતર વૈરાગી, પ્રીત સુણત નવિ જાગી રે ॥ રાજસમુદ્ર વડ બડભાગી, નારી વિણ સોભાગી રે ॥ સુ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री सुमतिविजयजी कृत आत्माने उपदेशनी सज्झाय ॥

॥ જીવ વારૂં છું મોરા વાલમા, પરનારીથી પ્રિત મ જોડ ॥ પરનારીની સંગત નહિં ભલી, તારા કુળમાં લાગશે ખોડ ॥ જી૦ ॥ ૧ ॥ જીવ એ સંસાર છે કારમો, દીસે છે આળપંપાળ ॥ જીવ એહવું જાણી ચેતજે, આગળ નાંખી છે જાળ ॥ જી૦ ॥ ૨ ॥ જીવ માતપિતા ભાઈ બહેનડી, સહુ કુટુંબ તણો પરિવાર ॥ જીવ વેતી વારે સહુ સગું પછે લાંબા કીધા જુહાર ॥ જી૦ ॥ ૩ ॥ જીવ દેહલી લગે સગું આંગણું શેરી લગે સગી માય ॥ જીવ સીમ લગે સાજન ભલો, પછે હંસ એકીલો જાય ॥ જી૦ ॥ ૪ ॥ જીવ જાતાં તો નવિ જાણીયા, નવિ જાણ્યો વાર કુવાર ॥ જીવ ગાડું ભરીયું ઈંધણે, ખોખરી હાંડલી સાથ ॥ જી૦ ॥ ૫ ॥ જીવ આઠમ પાખી ન ઓળખી, બહુલાં કીધાં પાપ ॥ જીવ સુમતિવિજય મુનિ એમ ભણે, જીવ આવાગમન નિવાર ॥ જી૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री वीरकृत उपदेशनी सज्झाय ॥

॥ રાત દિવસ કાયા મૂઢ પોષે રે, પછે અનંત દુઃખી જીવ હોશે રે ॥ જીવ જુઓને હ્રદય વિચારી રે, આંખ મીચી તો ઋદ્ધિ પિયારી રે ॥ ૧ ॥ એતો કાયા અમર ન હોઇ રે, વીરવચન સુણો સહુ કોઇ રે ॥ એતો દૂધ દહીં દેહ લાલે રે, એતો પાણી ઘણું પખાળે રે ॥ ૨ ॥ શણગાર તણો રસ લાગો રે, જીવ નિશ્ચે જાઈશ નાગો રે ॥ પાંચે ઇંદ્રિયનાં સુખ નવિ છોડે રે, ધર્મ સ્થા-

નક આળસ મોડે રે ॥ ૩ ॥ ખાયે ખેલે હસે મદ આણે રે, ભોળા ધર્મનું નામ ન જાણે રે ॥ પુત્રવંતી ધનને મોહે રે, ધૃત કારણે તે જળ ડોહે રે ॥ ૪ ॥ જીવ ધનને સઘળો ધ્યાવે રે, પણ પૂરવ દીધે પાવે રે ॥ અતિ લોભ કિહાં ન સમાવે રે, લાખ કોડ તૃપ્તિ નવિ થાવે રે ॥ ૫ ॥ સોનાની ડુંગરી કીધી રે, નવ નંદે સાથે ન લીધી રે ॥ ચ્યારે ચોર કાયાથકી ટાળો રે, સૂધું સમકિત શિયલવ્રત પાળો રે ॥ ૬ ॥ તપ કરી કાયા અજુવાળો રે, રાગ દ્વેષ વૈરી દોય ટાળો રે ॥ એતો ધિખ ચલે જે કોઇ રે, તેને અવિચળ પદવી હોઇ રે ॥ ગુરૂ જ્ઞાનીને ઉપકારી રે, વીરવચન સુણો નર નારી રે ॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥अथ श्री ज्ञानविमळजी कृत ते सुखीयानी सझ्झाय॥

॥ તે તરીયા ભાઇ તે તરીયા ॥ એ દેશી ॥ તે સુખીયા ભાઇ તે સુખીઆ, જે પરદુઃખે દુઃખિયા જી ॥ પરસુખ દેખી જે સંતોષિયા, જિણે જિન ધર્મ ઓળખીઆ જી ॥ તે૦ ॥ ૧ ॥ જ્ઞાનાદિક બહુ ગુણના દરિયા, ઉપશમરસ જળ ભરિયાજી ॥ જે પાળે નિત સુધી કિરિયા, ભવસાયર તે તરિયા જી ॥ તે૦ ॥ ૨ ॥ દાન તણે જે રંગે રાતા, શીલગુણે કરી માતા રે ॥ સવિ જગજીવને દિયે જે શાતા, પર વનિતાના ભ્રાતા રે ॥ તે૦ ॥ ૩ ॥ જેણે છાંડયા ઘરના ધંધા, જે પરધન લેવા અંધા રે ॥ જે નવિ બોલે બોલ નિબંધા, તપ તપવે જે જોધા રે ॥ તે૦ ॥ ૪ ॥ પરમેશ્વર આગળ જે સાચા, કી પાળે સુધી વાચાજી ॥ ધર્મ કામે કબહી નહિં પાછા, જિનગુણ ગાવે જાચા રે ॥ તે૦ ॥ ૫ ॥ પાપતણાં કુસુણ સવિ ટાળે, નિજવ્રત નિત સંભાળેજી ॥ કામ ક્રોધ વૈરીને ગાળે, તે આતમ કુળ અજુવાળે જી ॥ તે૦ ॥ ૬ ॥ નિશદિન ઇર્યા સુમતે ચાલે, નારી અંગ ન ભાળે જી ॥ શુકલ ધ્યાનમાંહે જે માલે, તપહ તપી કર્મ ગાળે જી ॥ તે૦ ॥ ૭ ॥ જે નવિ બોલે પરની નિંદા, જીહ અમીરસ કંદાજી ॥ જેણે ત્રોડયા ભવના ફંદા, તસ દેખત પરમ આનંદા જી ॥ તે૦ ॥ ૮ ॥ જે પૂજે ભાવે જિનચંદા, સૌમ્ય ગુણે જિમ ચંદા જી ॥ ધર્મે ધીર ગુરૂ ચિરનંદા, નવ કહે હું તસ બંદા જી ॥ તે૦ ॥ ઇતિ ॥ ૯ ॥

## ॥ अथ श्री ज्ञानविमळजीकृत पूर्वसेवा लक्षण सज्झाय ॥

॥ એક દિન દાસી દોડતી ॥ એ દેશી ॥ રાગ કાફીની દેશી ॥

ભવ્યને કર્મના યોગથી ચરમ આવર્ત્ત અનુભાવ રે ॥ પૂર્વસેવા ગુણ ઉપજે, તેહને એહ જમાવ રે ॥ ૧ ॥ સુગુરૂ વાણી એમ સાંભળો ॥ એ આંકણી ॥ પૂર્વસેવા તણા યોગથી, સદાચારનો રંગ રે ॥ દેવગુરવાદિક પૂજના, મુક્તિ અર્થે તપ સંગ રે ॥ સુ૦ ॥ ૨ ॥ જનક જનની કલાચાર્યની, એહની જે વળી જ્ઞાતિ રે ॥ વૃદ્ધ વળી ધર્મ ઉપદેશકા, એહ ગુરૂવર્ગ કહેવાતી રે ॥ સુ૦ ॥ ॥ ૩ ॥ નમન પૂજન ત્રિસંધ્યે કરે, આસનાર્પણ જસ વાદ રે ॥ અપયશ તાસ નવિ સાંભળે, નામ સુણી લહે અલ્હાદરે ॥ સુ૦ ॥ ૪ ॥ સર્વદા તસ ઇષ્ટ આચરે, કરે અનિષ્ટનો ત્યાગ રે ॥ તસ ધન વિષમે જોડે નહી, મરણે અનુમતિ લાગરે ॥ સુ૦ ॥ ૫ ॥ ગુરૂજન બિંબની સ્થાપના, અર્ચના તાસ ઉપગરણ રે ॥ આપ ભોગે તે જોડે નહી, એહ ગુરૂવર્ગનું તરણ રે ॥ સુ૦ ॥ ૬ ॥ શૌચ શ્રદ્ધાન શુભ વસ્તુશું, કરે દેવતણી ભક્તિ રે ॥ મુક્તિની વાસનાયે વસ્યો, ઉલ્લસે આતમ શક્તિ રે ॥ સુ૦ ॥ ૭ ॥ યદ્યપિ વસ્તુ નિર્ણય નથી, તોહે એમ મતિ ભાવ રે ॥ વિષય કષાય જિત્યો જિણે, તે હિજ ભવજળ નાવ રે ॥ સુ૦ ॥ ૮ ॥ હોયે અધિક ગુણ આપમાં, ઇહિયે અધિકતા તોહિ રે ॥ નિર્ગુણ પરજન દેખતે ધરે દ્વેષ નવિ કોઇ રે ॥ સુ૦ ॥ ૯ ॥ સ્વક્રિયાકાર સવિ લિંગીયા દીયે પાત્ર પરે દાન રે, ॥ નિર્ગુણીને પણ દેય તો, દીયે નવિ અપમાન રે ॥ સુ૦ ॥ ૧૦ ॥ કૃપણ દીનાંધ કાર્યાક્ષમી, પાલનાશક્તથા તાસ રે ॥ આતુ રે પથ્ય દાનાદિકે, પોષ્યવર્ગ દયાવાસ રે ॥ સુ૦ ॥ ૧૧ ॥ લોક અપવાદે ભય મન ધરે, નવિ કરે દાનનો ભંગ રે ॥ મને લહે ભલતણું હેતુ છે, સદા દાન આશ્રવ સંગ રે ॥ ॥ સુ૦ ॥ ૧૨ ॥ એ સદાચાર હોયે સહજનો, ગુણીજન શું ધરે રાગ રે ॥ નિંદા ગુણી તણી નવિ કરે, આપદે દૈન્ય નવિ લાગ રે ॥ સુ૦ ॥ ૧૩ ॥ સંપદાયે ધરે નમ્રતા, પ્રતિજ્ઞા કરે નિર્વાહ રે ॥ ત્રિકુલ વિરૂદ્ધ નવિ આચરે, સત્ય મિતવચન પ્રવાહ રે ॥ સુ૦ ॥ ૧૪ ॥ ઉત્તમ કાર્ય ઇહાં ધરે, વાવરે દ્રવ્ય શુભ ઠામ રે ॥ લોક અનુવૃતિ ઉચિત કરે, તપ કરે કરિ મન ઠામ રે ॥

સુ૦ ॥ ૧૫ ॥ પાપસૂદન[1] ને ચાંદ્રાયણાદિક, તપ જપ ને સંન્યાસ રે કૃછ્ર મૃત્યુઘ્ન પ્રમુખા બહુ, તપ તણા ભેદ વિલાસ રે ॥ સુ૦ ॥ ૧૬ ॥ આદિથી ધર્મની યોગ્યતા, ચિત્ર જપ મંત્ર અભ્યાસ રે ॥ કર્મક્ષય હેતે સવિ આદરે, એહિજ મોક્ષ આવાસ રે ॥ સુ૦ ॥ ૧૭ ॥ માન અજ્ઞાન મિથ્યા વિષે, નહિં જિહાં એહવા ભાવ રે ॥ તેહિજ મોક્ષ ચિત્તમાં ધરે, જન્મ મરણ ને સંતાપ રે ॥ સુ૦ ॥ ૧૮ ॥ ચાર સંજીવનીની પરે, હોયે કાર્યની સિદ્ધિ રે ॥ માર્ગ સુપ્રવેશ ફળ ઉદયથી, ટળે કપટની બુદ્ધિ રે ॥ સુ૦ ॥ ૧૯ ॥ ભવસુખ ઉત્કટ વાંછના, એહ સંસારનું મૂળ રે ॥ આપ ઉત્કર્ષ માતો રહે, તે પૂર્વસેવા પ્રતિકૂળ રે ॥ સુ૦ ॥ ૨૦ ॥ પૂર્વસેવાથી હુવે શિથિલતા, મન્નકષાયાદી પરિણામ રે ॥ ભાગ સંકલેશ તે મળ કહ્યો, યોગ્યતા ભવ પરિણામ રે ॥ સુ૦ ॥ ૨૧ ॥ એહથી માર્ગ અનુસારિતા, ગુણવૃદ્ધિ હોયે એમ રે ॥ અપુનર્બંધકતા કરે, ધરે શુદ્ધ ગુણ પ્રેમ રે ॥ સુ૦ ॥ ૨૨ ॥ જ્ઞાનવિમલ ગુરૂ સેવના, તેહ થકી એહવી વાત રે ॥ સાંભળી અંગી જો આદરે, હોયે તોહી સુખ શાંત રે ॥ વધે નિજગુણ સુજાતરે ॥ સુ૦ ॥ ૨૩ ॥

---

## ॥अथ श्री ज्ञानविमलजीकृत सतासतीनी सझ्झाय॥

॥ સુપ્રભાત નિત્ય વદિયે, ભરત બાહુબળી થંભા રે ॥ અભયકુમાર ને ઢંઢણો, સિરિઓ ને કયવન્નો રે ॥ સુ૦ ॥ ૧ ॥ અર્ણિકાપુત્ર ને અયમુત્તો, નાગદત્ત થૂલિભદ્રો રે ॥ વયરસ્વામી નંદિષેણજી, ધન્નો ને શાળિભદ્રો રે ॥ સુ૦ ॥ ૨ ॥ સિંહગિરિ કિર્તિ સુકોસલો, કરકંડુ પુંડરીકો રે ॥ સુ૦ ॥ ૩ ॥ ગય સુકુમાળ જંબુ પ્રભુ, કેશી અવંતિ સુકુમાળો રે ॥ દશારણભદ્ર જશભદ્રજી, ઇલાતી ચિલાતી પુત્ર સાલો રે ॥ સુ૦ ॥ ૪ ॥ બાહુ ઉદાઇ મનક મુનિ, આર્યરક્ષિત આર્યગિરીશો રે ॥ આર્યસુહસ્તી પ્રભવ વળી, સંબ પ્રદ્યુમ્ન મુનીશો રે ॥ સુ૦ ॥ ૫ ॥ મૂલદેવ કાલિકસૂરિ, વિષ્ણુકુમાર શ્રેયાંસો રે ॥ આર્દ્ર દઢપ્રહાર વળી, કૂરગડુ મેહ મુનિશો રે ॥ સુ૦ ॥ ૬ ॥ સયંભવ પ્રસન્નચંદ્રજી, મહાસાલ વંકચૂલો રે ॥ એહ સતા નામ લીજિયે, જિમ હોય સુંદર કુલો રે ॥ સુ૦ ॥ ૭ ॥ સુળસા ચંદનબાળિકા, મણોરમા મયણરેહા રે ॥

---

[1] પાપ નાશ કરનાર.

કુંતી નર્મદાસુંદરી, બ્રાહ્મી સુંદરી ગુણગેહા રે ॥ સુ૦ ॥ ૮ ॥ દમયંતી સતી રેવતી, શિવા જયંતી નંદા રે ॥ દેવકી દ્રૌપદિ ધારિણી, શ્રી દેવી સુભદ્રા ભદ્રા રે ॥ સુ૦ ॥ ૯ ॥ ઋષિદત્તા રાજીમતી, પદ્માવતી પ્રભાવતી કહીયે રે ॥ અંજના ને કલાવતી, પુષ્ફચૂલા મન લહીયે રે ॥ સુ૦ ॥ ૧૦ ॥ ગૌરી ગાંધારી લખમણા, જંબુવતી સત્યભામા રે ॥ પદ્મા સુસીમા રૂકમિણી, એ આઠ હરિની રામા રે ॥ સુ૦ ॥ ૧૧ ॥ જયેષ્ઠા સુજયેષ્ઠા મૃગાવતી, ચિલણા પદ્મા પ્રભા રાણી રે ॥ બહેની સાત થૂલિભદ્રની, બુદ્ધિ મહાગુણ ખાણી રે ॥ સુ૦ ॥ ૧૨ ॥ જક્ષા જક્ષદિન્ના વળી, ભૂયા ને ભુયદિન્ના રે ॥ સેણા વેણા રે કહી, એ શકડાલની કન્યા રે ॥ સુ૦ ॥ ૧૩ ॥ ઇત્યાદિક જે મહા સતી, ત્રિભુવનમાંહિ વિરાજે રે ॥ આજ લગે પણ જેહનો, જસ પડહ જગ ગાજે રે ॥ સુ૦ ॥ ૧૪ ॥ શીલવંતી સુરસુંદરી, કૌશલ્યા ને સુમિત્રા રે ॥ દેવદત્તાદિક જાણીયે, સવિ જિન જનની પવિત્રા રે ॥ સુ૦ ॥ ૧૫ ॥ દુરિત ઉપદ્રવ ઉપશમે, હોવે મંગળમાળા રે ॥ જ્ઞાનવિમલ ગુણ સંપદા, પામીજે સુવિશાળા રે ॥ સુ૦ ॥ ૧૬ ॥ ઇતિ.

---

## ॥अथ श्री ज्ञानविमलजी कृतरात्रिभोजननी सज्झाय॥

### ॥ ઢાળ ૧ લી ॥

॥ સારદ બુધ દાયી ॥ એ દેશી ॥

॥ શ્રી ગુરુપદ પ્રણમી, આણી પ્રેમ અપાર ॥ છઠ્ઠું વ્રત જાણો, નિશિભોજન પરિહાર ॥ આરાધી પામો, સુરસુખ શિવસુખ સાર ॥ ઇહ ભવે વળી પરભવે, જેમ લહીયે જયકાર ॥ ૧ ॥ ત્રુટક ॥ જય જયકાર હોવે જગમાંહે, નિશિભોજન પરિહરતાં । પાતક પોઢાં એહનાં ભાંખ્યાં, રયણી ભોજન કરતાં ॥ બહુવિધ જીવ વિરાધન હેતે, એહ અભક્ષ્ય ભણીજે ॥ પ્રત્યક્ષ દોષ કહ્યા આગમમાં, ભવિ તે હૃદય ધરીજે ॥ ૨ ॥ ઢાળ ॥ મતિન હણે કીડી, વમન કરાવે માખી ॥ લૂતાથી કોઢી જલોદરી જૂ ભાંખી ॥ ગળું વીંધે કાંટો, વાળે હોય સ્વર ભંગ ॥ સડે પેટ ઘિરોલે, વિંછીયે તાળુ અંગ ॥ ૩ ॥ ત્રુ૦ ॥ અંગ ઉપાંગે હોય

વળી હીણો, જો આવી વિષ જાત ॥ દૃષ્ટિદોષ ઇહ લોકે જાણો, પરભવે નરકે પાત ॥ દોય ઘડી પરભાતે સાંઝે, ટાળી કરો આહાર ॥ નોકારસી તણું ફળ પામો, સંભાળો ચોવિહાર ॥ ૪ ॥ ઢાળ ॥ દેવ પૂજા આહુતી દાન, શ્રાદ્ધસ્નાન નવિ સૂઝે ॥ રાત્રે ખાધાથી, નિશ્ચે નરકે મૂંજે ॥ ધાન્ય આચમન કરતાં, પવિત્ર હોયે નવિ તેહ ॥ નિશિભોજન કરતાં, લહે અવતારજ એહ ॥ ૫ ॥ ત્રુ૦ ॥ એહ અવતાર જ ધક માંજારી, કાક ગૃધ્રહ અહિ વિંછી ॥ વડવાગુલ સંચાણ ઘરોલી, ઇત્યાદિક ગતિ નીચી ॥ હંસ મોર પિક શુક ને સારસ, ઉત્તમ પંખી જેહ ॥ રાત્રે ચણ ન કરે તો માનવ, કિમ ખાયે અન્ન તેહ ॥ ૬ ॥ ઢાળ ઇમ જાણી છંડો, નિશિભોજન ભવિ પ્રાણી ॥ એ આગમમાંહે, વેદ પુરાણની વાણી ॥ દિનકર આથમતે, પ્રાણી રૂધિર સમાન॥ અન્ન માંસ બરાબરી, કહે માર્કંડ પુરાણ ॥ ૭ ॥ ત્રુ૦ ॥ જાણ હોયે તે વળી ઇમ જાણે, અસ્ત થાયે જવ સૂર ॥ હૃદય નાભિકમળ સંકુચાણે, કિમ હોયે સુખ પૂર ॥ યજુર્વેદમાંહે ઇમ ભાંખ્યું, માસે પક્ષ ઉપવાસ ॥ સ્કંદપુરાણ દિવસ જમ્યાનું, સાત તીર્થ ફળ ખાસ ॥ ૮ ॥

## ॥ ઢાળ ૨ જી ॥

### રામ ભણે હરિ ઉઠીયે ॥ એ દેશી ॥

પરશાસન માંહિ કહ્યું, રયણીભોજન પાપ રે ॥ દોષ ઘણો છે રે તેહમાં, એમ ભાંખે હરિ આપ રે ॥ વેદ પુરાણની છાપ રે, પાંડવ પૂછે જવાપ રે, એતો પાપનો વ્યાપ રે ॥ ૯ ॥ રયણીભોજન પરિહરો ॥ એ આંકણી ॥ ભવ છન્નુ લગે પારધી, જેતું પાપ કરેઇ રે ॥ તે એક સરોવર શોષતા, તે એકસો ભવ જોય રે ॥ એક દવ દીધે તે હોય રે, એહ સમ પાપ ન કોય રે ॥ રયણી૦ ॥ ૧૦ ॥ એકસો આઠ ભવ દવ તણા, એક કુવાણિજ્ય કીધ રે ॥ એકશો ચુવાળીશ તે ભવે, કૂડું આળ એક દીધ રે ॥ રયણી૦ ॥ ૧૧ ॥ આળે એકાવન સો ભવે, એક પરનારીનું પાપ રે ॥ એકસો નવાણું ભવ તેહવે, એકાર્નાશ ભવે પાપ રે, તેહથી અધિક સંતાપ રે ॥ રયણી૦ ॥ ૧૨ ॥ તે માટે નવિ કીજીયે, જિમ લહીયે સુખસાર રે ॥ રયણીભોજન સેવતો, નરભવે પશુ અવતાર રે ॥ ચાર નરકતણાં બાર રે, પ્રથમ તે એ નિરધાર રે ॥ રયણી૦

॥ ૧૩ ॥ તે ઉપર ત્રણ્ય મિત્રનો, ભાંખ્યો એક દૃષ્ટાંત રે ॥ પડિક્કમણાંસૂત્ર વૃત્તિમાં, તે સુણજો સવિ સંત રે ॥ જિમ ભાંગે તુમ ભ્રાંતિ રે, શિવસુંદરી કેરા કંત રે, જિમ થાઓ ભવિ ગુણવંત રે ॥ રયણી૦ ॥ ૧૪ ॥

॥ ઢાળ ૩ જી ॥

આજ ન હેજો રે દીસે નાહલો ॥ એ દેશી ॥

એક કુલગામે મિત્ર ત્રય વસે, માંહો માંહે નેહ ॥ શ્રાવક ભદ્રક ને મિથ્યામતિ, આપ આપ ગુણગેહ ॥ ૧૫ ॥ ભવિ નિશિ ભોજન વિરમણ વ્રત ધરો ॥ એ આંકણી ॥ જૈન આચારજ એક દિન આવિયા, વંદી નિસુણે વાણી ॥ શ્રાવકકુળથી રે ભાવથકી ગ્રહે, અભક્ષ્ય સકળ પચ્ચખ્ખાણ ॥ ભ૦ ॥ ૧૬ ॥ ભદ્રક નિશિભોજન વિરમણ કરે, સહેજે આણી નેહ ॥ મિથ્યામતિ તે નવિ પ્રતિબૂઝીયો, કૂડ કદાગ્રહ ગેહ ॥ ભ૦ ॥ ૧૭ ॥ શ્રાવક ભદ્રક સંગતિથી થયો, સકળ કુટુંબ વ્રતવંત ॥ એકદિન રાજનિયોગ તણે વસે, જમિ ન શકયા ગુણવંત ॥ ભ૦ ॥ ૧૮ ॥ સંધ્યાસમયે તે ઘર આવિયા, બેહુને કહે પરિવાર ॥ ભદ્રક નિશ્ચળ ભાવે નવિ જમ્યો શ્રાવકે કીધો આહાર ॥ ભ૦ ૧૯ ॥ યૂકાપાતે જળોદર તસ થયું, વ્રતભંગ ગુણઘાત ॥ વ્યાધિ પીડયો મરીને તે થયો, ક્રુર માંજારની જાત ॥ ભ૦ ॥ ૨૦ ॥ શ્વાને ખાધો પ્રથમ નરકે ગયો, ગ્રહતો નરકે દુઃખ ॥ ભદ્રક નિયમ તણા પ્રભાવથી, સૌધર્મ સુરસુખ ॥ ભ૦ ॥ ૨૧ ॥ મિથ્યાત્વીનું પણ નિશિભોજન થકી, વિષમિશ્રીત થયું અન્ન ॥ અંગ સડી મરી માંજાર થયો, પ્રથમ નરકે ઉત્પન્ન ॥ ભ૦ ॥ ૨૨ ॥ શ્રાવક જીવ ચવીને અનુક્રમે, થયો નિર્ધન દ્વિજ પુત્ર ॥ શ્રીપુંજ નામે તસ લઘુ બંધવો, મિથ્યાત્વી થયો તત્ર ॥ ભ૦ ૨૩ ॥ શ્રીધર નામે બેહુ મહોટા થયા. ચાલે કુળ આચાર ॥ ભદ્રક સુર તવ જોવે જ્ઞાનશું. પ્રતિબોધ્યા તિણિવાર ॥ ભ૦ ॥ ૨૪ ॥ જાતિસ્મરણ પામ્યા બેહુ જણ, નિયમ ધરે દૃઢચિત્ત ॥ રયણીભોજન ન કરે સર્વથા, કુટુંબ ધરે અપ્રીત ॥ ભ૦ ॥ ૨૫ ॥

॥ ઢાળ ૪ થી. ॥

શ્રેણિક મન અચરિજ થયું ॥ એ દેશી ॥

ભોજન નાપે તેહને, પિતા માતા કરે રીષો રે ॥ ત્રણ્ય ઉપવાસ થયા તિસ્યે જોયો નિયમ જગીશો રે ॥ ૨૬ ॥ એક મતાં-

વ્રત આદરો ॥ એ આંકણી ॥ જિમ હોય સુર રખવાળા રે ॥ દુશમન દુષ્ટ દૂરે ટળે, હોયે મંગલ માળા રે ॥ એ૦ ॥ ૨૭ ॥ ભદ્રક સુર સાન્નિધ્ય કરે, કરવા પ્રગટ પ્રભાવે રે ॥ અકસ્માત્ નૃપ પેટમાં શૂલવ્યથા ઉપજાવે રે ॥ એ૦ ॥ ૨૮ ॥ વિફળ થયા સવિ જ્યોતિષી, મંત્રી પ્રમુખને ચિંતા રે ॥ હાહારવ પુરમાં થયો, મંત્રવાદી નાગ દમતા રે ॥ એ૦ ॥ ૨૯ ॥ સુરવાણી તેહવે સમે, થઈ ગગને ઘનગાજી રે ॥ નિશિભોજન વ્રતનો ધણી, શ્રીપુંજ દ્વિજ દિનભોજી રે ॥ એ૦ ॥ ૩૦ ॥ તસ કર ફરસ થકી હોવે, ભૂપતિ નીરૂ[1]જ અંગે રે ॥ પડહ વજાવી નયરમાં, તેડાવ્યો ધરી રંગે રે ॥ એ૦ ॥ ૩૧ ॥ ભૂપતિ નીરોગી થયો, પંચ સય ગામ તસ દીધાં રે ॥ તે મહિમાથી બહુ જણે, નિશિભોજન વ્રત લીધાં રે ॥ એ૦ ॥ ૩૨ ॥ શ્રીપુંજ શ્રીધર અનુક્રમે, સૌધર્મે થયા દેવા રે ॥ રાજાદિક પ્રતિબૂઝીયા, ધર્મ કરે સય મેવા રે ॥ એ૦ ॥ ૩૩ ॥ નરભવ તે ત્રણ પામીયા, પાળી સંયમ સૂધા રે ॥ શિવસુંદરીને તે વર્યા, થયા જગત પ્રસિદ્ધા રે ॥ એ૦ ॥ ૩૪ ॥ એમ જાણી ભવિપ્રાણીયા, નિશિભોજન વ્રત કીજે રે ॥ શ્રી જ્ઞાનવિમલગુરૂ નામથી, સુજસ સોભાગ લહીજે રે ॥ એ૦ ॥ ૩૫ ॥ ઇતિ

## ॥अथ श्रीज्ञानविमलजी कृत हितशिक्षानी सज्झाय॥

એમ ધન્નો ધરણીને પરિચાવે ॥ એ દેશી ॥

॥ આપે આપ સદા સમઝાવે, મનમાં દુઃખ મત પાવે રે ॥ કોઇ કિસીકે કામ ન આવે, આપ નિયાં ફળ પાવે રે ॥ ૧ ॥ આપે આપ સદા૦ ॥ જિમ પંખી તરૂયે મળી આવે, રયણી વીતે જાવે રે ॥ જિમ તીરથ મેલી સ વ સંઘો, કરિ કરિ નિજઘર જાવે રે ॥ આ૦ ॥ ૨ ॥ આપ થકી કર્ત્તવ્ય થયાં જે, ભોગવે તેહ એકીલો રે ॥ માહરૂં માહરૂં કરતો અહોનિશ, મૂઢપણે હોય ઘેલો રે ॥ આ૦ ॥ ૩ ॥ સ્થિર નહીં એ સંસારી પ્રાણી, તન ધન યૌવન વાન રે ॥ જિમ સંધ્યાના વાદળનો રંગ, જેમ ચંચળ ગજકાન રે ॥ આ૦ ॥ ૪ ॥ એમ જાણીને ધર્મ આરાધે, આપે આપ સબાહો રે ॥ જ્ઞાનવિમલ પ્રભુને ચિત્ત ધ્યાઓ, જિમ શિવસુખને પાઓ રે ॥ આ૦ ૫ ॥ ઇતિ ॥

[1] નિરોગી.

## ॥अथ श्री ज्ञानविमलजी कृत कायारुपकामिनीनो जीवरुपस्वामीने उपदेशनी सज्झाय॥

॥ દેશી રશિયાની ॥

સુગુણ સોભાગી હો સાહિબ માહરા, સુણ મુજ આતમ રામ વાલ્હેસર ॥ કાયા કામિની કંથ પ્રત્યે કહે, પ્રીતમ તું અભિરામ સોભાગી ॥ સુ૦ ॥ ૧ ॥ રયણ અમૂલક મેં તું સંગ્રહ્યો, મત હુઓ કાચ સમાન ચતુર નર ॥ ધુર છેહડા લગે તેહને ચાહતાં, નિપટ ખરાખરી કામ પન્હોતા ॥ સુ૦ ॥ ૨ ॥ પૂરવ પુણ્યે હું તુજને મળી, ઉત્તમકુળની એ કાય રંગીલા ॥ અવસર મળિયો લાહો લીજીએ, ક્ષણ લાખીણારે જાય છબીલા ॥ સુ૦ ॥ ૩ ॥ કામિની કંતતણો સંબંધ કરી, પણ નવિ વિસરે હેજ હળી મળી ॥ હું સોહાગણ સોહવિ તુજ છતે, એમ કેમ સરશે પ્રીત હેજ સાંભળ ॥ સુ૦ ॥ ૪ ॥ કુમતિ કુચિંતા પ્રમુખ કુરુપ ત્રિયા, તેની સાથે વિલસે રે નેહ લગાય ॥ નિજ ઘર છંડી પરઘર જાયતાં, કોય ન કહેશે રે કંત ભલાય ॥ સુ૦ ॥ ૫ ॥ તેહ કુઘરણી સંગમથી કદા, વિષય કષાયા રે અંગજ હોશે ॥ તબહુ દુઃખદાયક અતિ વાંકડાં, મહેણાં દેઇને સયણ વગોશે ॥ સુ૦ ॥ ૬ ॥ વણજ કરેવા શેઠે ધનન્દિયો, કુમતિ કુઘરણી રે તે સવિ મૂસે ॥ ચોખે લેખે કહો કિમ પહોંચશો, સ્વામી ધર્મ કહો કિણપરે રહેશે ॥ સુ૦ ॥ ૭ ॥ પાળે પ્રીતિ સદા પરણી ત્રિયા, પણ પરતણી રે પ્રીતિ ન પાળે ॥ હમણાં મદ વાહ્યા નથી જાણતા, નિરતિ પડશે રે મોહ સમગાળે ॥ સુ૦ ॥ ૮ ॥ કુળવંતી કામિની મુજસમી, ફિર નવિ મળશે રે ચિત્ત અવધારો ॥ પડછાયા સુખ ત્યાં લગે સાંભળે, જબ લગે લાગે તાપ નિરાળો ॥ સુ૦ ॥ ૯ ॥ સયણ મળીને દુર્જન જબ મિલે, તવ તે સાંભરે સયણ સુગુણનર ॥ કપટ કુઘરણી કેરાં જાણશો, તવ ચિત્ત ધરશો રે વયણ ચતુર નર ॥ સુ૦ ॥ ૧૦ ॥ મુજ વડપણ થયે તુમ રસીયા હોશો, શ્યો રસ માણસો ત્યાંય રંગીલા ॥ એ ઉખાણો મળશે લોકનો, ઉંટ બળદ તણો ન્યાય ॥ સુ૦ ॥ ૧૧ ॥ હમણાં સરખી જોડી બિહું તણી, નવયોવન રસ ભૂરિ સલૂણા ॥ અવિચળ પ્રીતિ કરો પ્રીતમ તુમે, હોંશ હેયા તણી પૂર સનેહા ॥ સુ૦ ॥ ૧૨ ॥ પ્રસન્ન થઇને મુજશું

વિલસતાં, હોશે સુત સુવિવેક સલુણા ॥ ઘડપણે સુખદાયી તુમને હોશે. ધરશે જનકશું નેક વિહૂણા ॥ સુ૦ ॥ ૧૩ ॥ સુપ્રતિષ્ટ પ્રીતમને જે ભાંખવું, તેહ અઘટતું રે સકુલ વહૂને ॥ શોકયવેધ હોયે અતિહિ આકારા, વાંછા સુખની રે હોયે, સહુને ॥ સુ૦ ॥ ૧૪ મે સુમતિ સાહેલી માહરી અતિ ભલી, તે પણ પ્રીતમ ભોગ તુમારે ॥ સહજ સલૂણા સાહિબા સેવતાં, અવિચળ સુખ સંયોગ વધારે ॥ સુ૦ ॥ ૧૫ ॥ એમ ઘરવટશું પ્રીતમ પ્રીછવી, અતિહિ અનોપમ પ્રેમ લગાડયો ॥ સુકૃત્ત સુકામણ કરિને વશ કિયો, જગ જસવાદ શું તેમ લગાડયો ॥ સુ૦ ॥ ૧૬ ॥ તપ જપ કિરિયા સમકિત સુખડી, વિલસે કામિની કંથ સદાયે ॥ ધીરવિમલ કવિ સેવક નય કહે, ઉત્તમ સંગતિ સુજસ ભલાયે ॥ સુ૦ ॥ ૧૭ ॥

---

# ॥ અથ શ્રી હેતવીજયજીકૃત અઢાર નાતરાંની સજ્ઝાય ॥

## ॥ ઢાળ ૧ લી ॥

॥ પેહેલાંને સમરૂં પાસ પંચાસરો રે, સમરી સરસતી માય નિજ ગુરૂ કેરાં રે ચરણ નમી કરી રે, રચશું રંગે સઝાય ॥ ૧ ॥ ભવિ તુમે જોજો યે સંસાર નાતરાં રે ॥ એ આંકણી ॥ એક ભવે હુઆં અઢાર, એહવું જાણીને દુરે નિવારજો રે ॥ જિમ પામો સુખ અપાર ॥ ભ૦ ॥ ૨ ॥ નગરમાં મોટું રે મથુરા જાણિયે રે, તિહાં વસે ગણિકા એક ॥ કુબેરસેના રે નામ છે તેહનું રે, વિલસે સુખ અનેક ॥ ભ૦ ॥ ૩ ॥ એકદિન રમતાં પરશું પ્રેમમાં રે, ઉદરે રહ્યું ઓધાન ॥ પૂરણમાસે પ્રસવ્યું જોડલું રે, એક બેટો બેટી સુજાણ ॥ ભ૦ ॥ ૪ ॥ વેશ્યા વિમાસે આપણને ઘરે રે, કુળ જાળવશે એ બાળ ॥ ક્ષણ ક્ષણ જોવાં ધોવાં ને ધવરાવવાં રે, કુણ કરે સાર સંભાળ ॥ ભ૦ ॥ ૫ ॥ એહવું વિમાસી રે પેટીમાં ઠઇ રે, ઘાલ્યાં બાળક દોય ॥ માંહે તે મેલી નામાંકત મુદ્રિકા રે, નદીમાં ચાલવે સોય ॥ ભ૦ ॥ ૬ ॥ જમુનામાં વહેતી રે આવી શૌરીપુરે રે, વાણું તે વાહ્યું તે વાર ॥ તવ તિહાં આવ્યા રે દોય વ્યવહારીયા રે, નદી કાંઠે હર્ષ અપાર ॥ ભ૦ ॥ ૭ ॥ દુરથી દીઠી રે પેટી આવતી રે, હેડે વિમાસે દોય ॥ એહમાં જે હોશે રે તે

આપણ બિહુ રે, વહેંચી લેશું સોય ॥ ભ૦ ॥ ૮ ॥ બોલબંધ કીધા હોય વ્યેવહારીયે રે, કાઢી પેટી તે બાર ॥ પેટી ઉઘાડી રે છાની સોડમાંરે, લેઇ આવ્યા નગર મઝાર ॥ ભ૦ ॥ ૯ ॥ પેટી ઉઘાડી રે નિહાળતાં રે, દીઠાં બાળક દોય ॥ મનમાં વિચારે રે દોય વ્યવહારીયા રે, શું જાણે પુર કોય ॥ ભ૦ ॥ ૧૦ ॥ જેને સુત નહિં હતો તેણે બેટો લીયો રે, બીજે બેટી હો લીધ ॥ મુંદ્રિકામેલ રે નામ કુબેરદત્ત દિયો રે, કુબેરદત્તા વળી દીધ ॥ ભ૦ ॥ ૧૧ ॥ અનુક્રમે વાધ્યાં રે દોય ભણ્યાં ગુણ્યાં રે, પામ્યા જોબન સાર ॥ માતા તાત જોઇને પરણાવિયાં રે, વિલસે સુખ અપાર ॥ ભ૦ ॥ ૧૨ ॥

## ॥ ઢાળ ૨ જી ॥

॥ એકદિન બેઠા માળીયે રે, લાલ નરનારી મળી રંગ રે ॥ રંગીલા કંત ॥ આવોને પિયુડા આપણ બેલિયે રે ॥ કરૂં છું ઘણી મનોહાર રે ॥ રં૦ ॥ આ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ હાસ્ય વિનોદ કરે ઘણાં રે લાલ, માને નિજ ધન્ય અવદાત રે ॥ રં૦ ॥ સાર પાસે રમીયે સોગઠે રે લાલ આણી મનમાં ઉમંગ રે ॥ રં૦ ॥ આ૦ ॥ ૨ ॥ દીઠી નામાંકિત મુદ્રિકા રે લાલ, હિયડે વિમાસે નાર રે ॥ રં૦ ॥ આ૦ ॥ ૩ ॥ બેહુ રૂપે બેહુ સારિખાં રે લાલ, સરખાં વીંટીમાં નામ રે ॥ રં૦ ॥ નારી વિચારો ચિત્તમાં રે લાલ, મેં કીધી એકામ રેહૂં॥ રં૦ ॥ આ૦ ॥ ૪ ॥ રમત મેંલી પીયરમાં ગઈ રે લાલ, પૂછે માતાને વાત રે ॥ રં૦ માત કહે હું જાણું નહીં રે લાલ, જાણે તાહરો તાત રે ॥ રં૦ ॥ આ૦ ॥ ૫ ॥ તાત કહે સુણજો સુતા રે લાલ, સંક્ષેપ સઘળી વાત રે ॥ રંગી૦ ॥ પેટીમાંહેથી વહેંચીયાં રે લાલ, બાળક દોય વિખ્યાત રે ॥ રં૦ ॥ આ૦ ॥ ૬ ॥ કુબેરદત્તા મન ચિંતવે રે લાલ, મેં કીધો અપરાધ રે ॥ રં૦ ॥ ભાઈ વર્યો ને ભાઇ ભોગવ્યો રે લાલ, એ સવિ કર્મની વાત રે ॥ રં૦ ॥ આ૦ ॥ ૭ ॥ એમ ચિંતવીને સંયમ લીયો રે લાલ, પાળે પંચાચાર રે ॥ રં૦ ॥ સમિતિ ગુપ્તિનો ખપ કરે રે લાલ, છકાય રક્ષા સાર રે ॥ રં૦ ॥ આ૦ ॥ ૮ ॥ કુબેરદત્ત મન ચિંતવે રે લાલ, એ નગર માંહે ન રહેવાય

રે ॥ ૨૦ ॥ બેન વરીને ભોગવી રે લાલ, ઘર ઘર એ કહેવાય રે ॥ ૨૦ ॥ આ૦ ॥ ૯ ॥ કુબેરદત્ત તિહાંથી ચાલિયો રે લાલ, આવ્યો મથુરા માંય રે ॥ ૨૦ ॥ વેશ્યા મંદીરમાં આવીયો રે લાલ, કરે વેશ્યાશું અન્યાય રે ॥ ૨૦ ॥ આ૦ ॥ ૧૦ ॥ કુબેરદત્ત નીજ માતશું રે લાલ, સુખ વિલસે દિન રાત રે ॥ ૨૦ ॥ એમ કરતાં સુત જનમીયો રે લાલ, એ સવિ કર્મની વાત રે ॥ ૨૦ ॥ આ૦ ॥ ૧૧ ॥ તપ જપ સંયમ સાધતાં રે લાલ, પાળતાં કિરિયા સાર રે ॥ ૨૦ ॥ જ્ઞાન અવધિ તિહાં ઉપન્યું રે લાલ, દિયે તિહાં જ્ઞાનવિચાર રે ॥ ૨૦ ॥ આ૦ ૧૨ ॥ અવધિજ્ઞાને સાધવી રે લાલ, દીઠો મથુરા મઝાર રે ॥ ૨૦ ॥ નિજ જનની સુખ વિલસતો રે લાલ, ધિક ધિક તસ અવતાર રે ॥ ૨૦ ॥ આ૦ ॥ ૧૩ ॥ ગુરૂણીને પૂછી કરી રે લાલ, આવી મથુરાં જામ રે ॥ ૨૦ ॥ વેશ્યામંદિર જઇ ઉતરી રે લાલ, કરવા ધર્મનું કામ રે ॥ ૨૦ ॥ આ૦ ॥ ૧૪ ॥

## ॥ ઢાળ ૩ જી ॥

॥ ઇણ અવસર નાનો બાળુડો રે કાંઈ, પાળણે પોઢયો જેહ ॥ ગાઉં હાલરૂઆં ॥ હાલો હાલો કહી હુલરાવતી રે, કાંઇ સાધ્વી ચતુર સુજાણ ॥ ગા૦ ॥ ૧ ॥ સગપણ છે તાહરે માહરેરે, કાંઈ સાંભળ સાચી વાત ॥ સુણ તું બાલુડા ॥ કાકો ભત્રીજો પોતરો રે કાંઇ દીકરો દેવર જેઠ ॥ સુ૦ ॥ ૨ ॥ સગપણ છે તાહરે માહરેરે, કાંઇ ખટ બીજાં કહું તેહ ॥ સુ૦ ॥ બંધવ પિતા વડવોરે કાંઈ, સસરો સુત ભરતાર ॥ સુ૦ ॥ ૩ ॥ સગપણ છે તાહરે માહરેરે કાંઇ ખટ ત્રીજાં કહું તેહ ॥ સુણ તું માતાજી ॥ માતા કહું સાસૂ કહું રે કાંઇ, વળી કહું શોકય ભોજાઇ ॥ સુ૦ ॥ ૪ ॥ વડીઆઇ વળી મુજ સગપણ બહુ રે કાંઇ, તુજ મુજ સગપણ એહ ॥ સુ૦ ॥ એહ સંબંધ સવિ સાંભળી રે કાંઇ, ઘરમાંથી આવ્યાં દોય ॥ સુણ તું શ્રમણી જી ॥ ૫ ॥ અછતાં આળ ન દીજીએ રે કાંઇ, તુમ મારગ નહિં એહ ॥ સુ૦ ॥ શ્રમણી કહે સુણો દોય જણાં રે કાંઈ, ખોટું નહિંય લગાર ॥ સુ૦ ॥ ૬ ॥ પેટીમાં ઘાલી મૂકિયાં રે કાંઇ, જમુનાયે વહેતી જોય ॥ તુમ સાંભળજો ॥ સોરીપુરી નગર તિહાં વળી રે કાંઇ, પેટી કાઢી સોય ॥ તુ૦ ॥ ૭ ॥ ઇમ નિસુણી તે દોય જણે રે કાંઈ, સંયમ લીધો તેણિ વાર ॥

તુમે૦ ॥ સંયમ લેઇ તપ આદરી રે કાંઇ દેવલોકે પહોતાં તેણિ વાર રે ॥ રંગીલા ॥ ૮ ॥ તપથી સવિ સુખ સંપજે રે કાંઇ, તપથી પામે જ્ઞાન રે ॥ મ૦ ॥ તપથી કેવળ ઉપજે રે કાંઈ, તપ મહોટું વરદાન રે ॥ મ૦ ॥ ૯ ॥ તપગચ્છપતિ ગુણ ગાવતાં રે કાંઇ, ઋદ્ધિ વૃદ્ધિ ઘર થાય ॥ મ૦ ॥ પંડિત દાન વિજય તણો રે કાંઇ, હેતવિજય ગુણ ગાય ॥ મ૦ ॥ ૧૦ ॥

॥ ઈતિ અઢારનાત્રાની સજ્ઝાય સંપૂર્ણ ॥

---

## ॥ अथ नेम राजुलनी सज्झाय ॥

॥ જોષી તાહારા ટીપણામાં જોય, કેટલે દાહાડે હે હાંજો મારૂ આવશે જી ॥ એ દેશી ॥

॥ ગોખમેં સખીયો સંગાત, રાજુલ નિરખે હે પીયુને આવતાં વેગળો જી ॥ બેની સુણોને એક વાત, સરખીને જોડી હે બાઇ રે વર શામળો જી ॥ ૧ ॥ કાળા હો મેઘ મલાર, કાળા કૃષ્ણાગુરૂ હે અંજન સોહે આંખડી જી ॥ રંગે રમો મળી સખી આજ, પરણીને કાલે હે સાસરીયે જાશો વહી જી ॥ ૨ ॥ મુજ ફરકે દાહિણ અંગ, લગનમાં વિઘનજ હે બેની રે હોશે સહી જી ॥ રાજુલ સુણ સસનેહ, વાંછિત ફળશે હે બાઇ રે બોલો એમ નહિં જી ॥ ૩ ॥ તોરણ આવ્યા જબ નેમ પશુઅ પેખીને હે પૂછે રે સારથિપ્રત્યે જી ॥ સારથિ કહે સુણો સ્વામિ, લગન પ્રભાતે હે હણશે રે ગોરવપ્રત્યે જી ॥ ૪ ॥ ધિક્ક હોજો એહ સંસાર, મુજને પરણંતાં હે હિંસા રે હોશે ઘણી જી ॥ પશુ છોડાવ્યાં પ્રભુ નેમ, રથડો વાળીને હે ચાલ્યા રે સ્વામી ઘરભણી જી ॥ ૫ ॥ પ્રભુ સંવત્સર દેઇ દાન, સહસ પુરુષશું હે સંયમ લેઈ ગિરિવર ગયા જી ॥ ચોપન દિન મુનિ રાય, ઘાતી ખપાવીને હે કેવળમય પ્રભુજી થયા જી ॥ ૬ ॥ જૂવે તે રાજુલ નાર, રથડો વાળંતા હે દેખીને ધરણી ઢળી જી ॥ જનકે સચેતન કીધ, પરણાવુ બેટી હે નેમથી વર ભલો વળી જી ॥ ૭ ॥ સુણી કરી ચવે નિજ કાન, તાતજી માહરે હે અવર બાંધવને પિતા જી ॥ અષ્ટ ભવની સ્વામી પ્રીત, નવમે છોડીને હે વહ્યો રે સુર કેમ જતા જી ॥ ૮ ॥ ઉત્તમની નહિં એ રીત, વિણ અવગુણે હે છોડી રે સ્વા-

મી તુમ ગયા જી ॥ મુજ ત્યાજી પીયુ તમે નાર, બીજી વરીને હે ત્રીજીને ભજતા થયા જી ॥ ૯ ॥ એમ કહેતી સખીયો સંઘાત મારગ જાતાં હે ઘણેરી, સખીથી જુદી થઇ જી ॥ એકલી રાજુલ નાર, ગિરનાર ચઢીને હે સુકાયાં ચીર ગુફા જઈ જી ॥ ૧૦ ॥ રહેનેમી ધરતા ધ્યાન, રાજુલ પેખી હે ચૂકે તે સંયમ થકી જી ॥ હું ઉગ્રસેનની કુમારી, નેમ વિના અવર હે ભજતી રે નથી મનથકી જી ॥ ૧૧ ॥ ભાભી મ ધરશો અંદેશ, નેમને સ્થાનક હે વિલાસો રે અમશું સહી જી ॥ એ યોવન ભરપુર, લાહો લીજિયે હે ચાલો રે ભાભી ઘરે જઇ જી ॥ ૧૧ ॥ રહનેમીનાં સુણી વયણ, રાજુલ જંપે હે દેવર સુણો માહરા જી ॥ એહવો ભોગ અથિર સંસાર, સંયમરત્નજ હે છોડીને પડો સાયરા જી ॥ ૧૩ ॥ વમ્યો ન લીજે રે આહાર, વિષયશું વંચી હે તુમ બાંધવ મૂકી ગયા જી ॥ એહવી સતીની સુણી શીખ, નેમ કને જઇને હે ફરી રે તે સંયતી થયા જી ॥ ૧૪ ॥ દીક્ષા લીધી નેમજીને હાથ, સંયમ લઇને હે ફરી ફરી કરી તપસ્યા ઘણી જી ॥ અંતે કેવલધારી હોય, પીયુ પહોતી હે રાજુલ તો મુક્તિ ભણી જી ॥ ૧૫ ॥ બેહ મળ્યાં મુક્ત મઝાર, અવિહડ પ્રીતડી હે બાંધી રે બેઠા સુખ છતે જી ॥ એહવા સતીના ગુણગ્રામ, પૂજ્ય નાથજીના હે મળ્યા રે વંદ નિત્ય પ્રત્યે જી ॥ ૧૬ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री जंबु कुमारनुं चोढाळीयुं प्रारंभ ॥

॥ દોહા ॥

સરસતિ પદપંકજ નમી, પામી સુગુરૂ પસાય ॥ ગુણ ગાતાં જંબુસ્વામિના મુજ મન હર્ષ ન માય ॥ ૧ ॥ યોવનમય વ્રત આદરી પાળે નિરતિચાર ॥ મન વચન કાયા શુદ્ધશું, જાઉં તસ બલિહાર ॥ ૨ ॥

### ॥ ઢાળ ૧ લી. ॥

॥ પ્રવહણ તિહાંથી પૂરીયું રે લાલ ॥ એ દેશી ॥

॥ રાજગૃહી નગરી ભલી રે લાલ બાર યોજન વિસ્તાર રે ॥ ભવિક જન ॥ શ્રેણીક નામે નરેસરૂ રે લાલ, મંત્રી અભય

કુમાર રે ॥ ભ૦ ॥ ૧ ॥ ભાવ ધરી નિત્ય સાંભળો રે લાલ એ આંકણી ॥ ઋષભદત્ત વ્યવહારીયો રે લાલ, વસે તિહાં ધનવંત રે ॥ ભ૦ ॥ ધારણી તેહની ભાર્યા રે લાલ, શીલાદિક ગુણવંત રે ॥ ભ૦ ॥ ભાવ૦ ॥ ૨ ॥ સુખ સંસારનાં વિલસતાં રે લાલ, ગર્ભ રહ્યો શુભદિન રે ॥ ભ૦ ॥ સુપન લહી જંબુવૃક્ષનું રે લાલ, જનમ્યો પુત્ર રતન્ન રે ॥ ભ૦ ॥ ભાવ૦ ॥ ૩ ॥ જંબુકુમાર-નામ સ્થાપીયું રે લાલ, સ્વપ્નતણે અનુસાર રે ॥ ભ૦ ॥ અનુંક્રમે યૌવન પામીયો રે લાલ, હુઓ ગુણભંડાર રે ॥ ભ૦ ॥ ભાવ૦ ॥ ૪ ॥ ગ્રામાનુંગ્રામે વિચરતાં રે ॥ લાલ, આવીયા સોહમસ્વામિ રે ॥ ભ૦ ॥ પુરજન વાંદવા આવીયાં રે લાલ, સાથે જંબુ ગુણધામેરે ॥ ભ૦ ॥ ભાવ૦ ॥ ૫ ॥ ભવિકજનના હિતભણી રે સારખુ રે લાલ, ભવદુખ વારણહાર રે ॥ ભ૦ ॥ ભાવ૦ ॥ ૬ ॥ દેશના સુણી લેઈ માત તાતની રે લાલ, સંયમ લિયો મન કોડ રે ॥ ભવિ૦ ॥ ભાવ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ ઢાળ ૨ જી. ॥

ઈડર આંબા આંબલીરે ॥ એ દેશી ॥

ગુરૂ વાંદી ઘર આવીયા રે, પામી મન વૈરાગ ॥ માત પીતા પ્રત્યે વીનવે રે, કરશું સંસારનો ત્યાગ ॥ ૧ ॥ માતાજી, અનું મતિ દ્યો મુજ આજ ॥ ચારિત્ર પંથ છે દોહીલો રે, વ્રત છે ખાંડાની ધાર ॥ લઘુવય છે વત્સ તુમ તણું રે, કેમ પળે પંચાચાર ॥ કુમારજી વ્રતની મ કરો વાત ॥ તું મુજ એક અંગજાત ॥ કુ૦ ॥ વ્ર૦॥ ૨ ॥ એકલ વિહારે વિચરવું રે રહેવું વન ઉદ્યાન ॥ ભુમિસંથારે પોઢવું રે ધરવું ધર્મનું ધ્યાન ॥ કુમ૦ ॥ વ્રત૦ ॥ ૩ ॥ પાય અણુંવાણે ચાલવું ફેરવું દેશ વિદેશ ॥ નિરસ આહાર લેવો સદા રે પરિસહ કેમ સહીશ ॥ કુમ૦ ॥ વ્રત૦ ॥ ૪ ॥ કુમાર કહે માતા પ્રતે રે, એ સંસાર અસાર ॥ તન ધન યૌવન કારિમું રે, જાતાં ન લાગે વાર ॥ માતા૦ ॥ અનુ૦ ॥ ૫ ॥ માતા કહે આલ્હાદથી રે,વત્સ પરણો શુભનાર ॥ યૌવનવય સુખ ભોગવી રે, પછી લેજો સંયમભાર ॥ કુમ૦ ॥વ્ર૦ ॥ ૬ ॥ માત પિતાયે

આગ્રહ કરી રે, પરણાવી આઠે નાર ॥ જળથી કમળ જેમ ભિન્ન રહે રે, તેમ રહે જંબુકુમાર ॥ કુમ૦ ॥ વ્રત૦ ॥ ૭ ॥ ઇતિ ॥

॥ ઢાળ ૩ જી ॥

સખીરી આવ્યો વસંત, અટારડો અટારડો ॥ દેશી

સનેહી પ્રીતમને કહે કામિની કામિની, સુણો સ્વામી અરદાસ ॥ સુગુણિ જન સાંભળો ॥ સનેહી અમૃત સ્વાદ મૂકી કરી ॥ મૂ૦ ॥ કહો કોણ પીવે છાસ ॥ સુ૦ ॥ ૧ ॥ સનેહી કામકળા રસ કેળવો ॥ કે૦ ॥ મૂકોજી વ્રતનો ધંધ ॥ સુ૦ ॥ સનેહી પરણીને શું પરિહરો ॥ પરિ૦ ॥ હાથ મેલ્યાનો સંબંધ ॥ સુ૦ ॥ ૨ ॥ સનેહી ચારિત્ર વેળુકવલ જિસ્યું ॥ કવ૦ ॥ તેમાં કિશ્યો સવાદ ॥ સુ૦ ॥ સનેહી ભોગ સામગ્રી પામી કરી ॥ પા૦ ॥ ભોગવો ભોગ આલ્હાદ ॥ સુ૦ ॥ ૩ ॥ સનેહી ભોગ તે રોગ અનાદિનો ॥ અ૦ ॥ પીડે આતમ અંગ ॥ સુ૦ ॥ સનેહી તે રોગ શમાવવા ॥ શ૦ ॥ ચારિત્ર છે રે રસાંગ ॥ સુ૦ ॥ ૪ ॥ સનેહી કિંપાકફળ અતિ કુટડાં ॥ કુ૦ ॥ ભખતાં લાગે મિષ્ટ ॥ સુ૦ ॥ સનેહી વિષ પસરે જબ અંગમાં ॥ અં૦ ॥ ત્યારે હોવે અનિષ્ટ ॥ સુ૦ ॥ ૫ ॥ સનેહી દીપ ગ્રહી નિજ હાથમાં ॥ હા૦ ॥ કોણ ઝંપાવે કૂપ ॥ સુ૦ ॥ સનેહી નારી તે વિષ વેલડી ॥ વે૦ ॥ વિષયફલ વિષય વિરૂપ ॥ સુ૦ ॥ ૬ ॥ સનેહી એહવું જાણી પરિહરો ॥ ૫૦ ॥ સંસાર માયાજાળ ॥ સુ૦ ॥ સનેહી જો મુજશું તુમ નેહ છે ॥ ને૦ ॥ તો વ્રત લ્યો થઇ ઊજમાળ ॥ ૭ ॥ ઇતિ ॥

॥ ઢાળ ૪ થી ॥

॥ નમો નમો મનક મહામુનિ ॥ એ દેશી ॥

॥ એહવે પ્રભવો આવીયો, પાંચસેં ચોરની સંગરે ॥ વિદ્યાયે તાળાં ઉઘાડીયાં, ધન લેવાને ઉમંગરે ॥ ૧ ॥ નમો નમો શ્રીજંબુસ્વામીને ॥ એ આંકણી ॥ જંબુએ નવપદ ધ્યાનથી, થંભ્યા તે સવિ દંભ રે ॥ થંભ તણી પરે સ્થિર રહ્યા, પ્રભવો પામ્યો અચંભ રે ॥ નમો૦ ॥ ૨ ॥ પ્રભવો કહે જંબુ પ્રત્યે, દ્યો વિદ્યા મુજ એહ રે ॥ જંબુ કહે એ ગુરૂકને, છે વિદ્યાનું ગેહ રે ॥ નમો૦ ॥ ૩ ॥ પંચસય ચોર તે બુઝવી, બુઝવ્યાં માય ને તાય રે ॥ સાસુ સસરા નારી બુઝવી, સંયમ લેવા જાયરે ॥ નમો૦ ॥ ૪ ॥ પંચ-

સયા સત્તાવીશશું, પરવરયો જબુંકુમાર રે ॥ સોહમ ગણધરની કને, લીયે ચારિત્ર ઉદાર રે ॥ નમો૦ ॥ ૫ ॥ વીરથી વીશમે વરસે, થયા યુગ પ્રધાનો રે ॥ ચૌદ પૂર્વ અવગાહીને, પામ્યા કેવળ જ્ઞાનો રે ॥ નમો૦ ॥ ૬ ॥ વરસ ચોશઠ પદવી ભોગવી, સ્થાપી પ્રભવસ્વામી રે ॥ અષ્ટકર્મનો ક્ષય કરી, થયા શિવગતિગામી રે ॥ નમો૦ ॥ ૭ ॥ સંવત અઢાર તેરોત્તરે, રહ્યા પાટણ ચોમાસ રે ॥ ચરમ કેવળીને ગાવતાં, હોયે લીલ વિલાસ રે ॥ નમો૦ ॥ ૮ ॥ મહિમા સાયર સદ્ગુરૂ, તાસ તણે સુપસાયે રે ॥ જંબુસ્વામી ગુણ ગાઇયા, શૌભાગ્યે ધરિય ઉત્સાહ રે ॥ નમો૦ ॥ ૯ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री नेम राजुलनो बारमासो ॥

॥ સરસતિ સામિણિ વિનવું, ગોયમ લાગું રે પાય ॥ રાજુલ નારી રે વીનવે, બે કર જોડી રે આય ॥ ૧ ॥ તેં મન મોહ્યું રે નેમજી, બોલે રાજુલ નાર ॥ કંતા કાં રથ વાળીયો, આવ્યો તોરણ બાર ॥ તે૦ ॥ ૨ ॥ બે કર જોડી રે વીનવું, પ્રીતમ લાગું રે પાય ॥ નારી નરભવ કેરડી, કાં મુજ મેલીને જાય ॥ તે૦ ॥ ૩ ॥ ગજ રથ ઘોડા રે છે ઘણા, પાયકસંખ્યા ન પાર ॥ જોતાં જાન તુમારડી, હિયડે હર્ષ અપાર ॥ તે ॥ ૪ ॥ કુંડળ સોવન કેરડાં હૈયડે નવસેરો હાર ॥ ચઢીને ગયવર ઉપરે, સોહે સબ શણગાર ॥ તે૦ ॥ ૫ ॥ મંડપ મોટા રે માંડિયા, નાચે નવલાં રે પાત્ર ॥ થાનક થાનક થોકડે, જોવા સરખી છે જાન ॥ તે૦ ॥ ૬ ॥ માને બળભદ્ર કાનજી, માને મહોટા રે ભૂપ ॥ સુર નર સેવે રે સામટા, તાહરૂં અકળ સ્વરૂપ ॥ તે૦ ॥ ૭ ॥ તવ સુરંગુરે સાસરૂં, પીયર પનોતી માય ॥ કર્મે લખ્યું જે તિમ કરૂં, પીયુનું યોવન જાય ॥ તે૦ ॥ ૮ ॥ યાદવ કોડીયે રે પરિવર્યા સાથે દશે દસાર ॥ નેમજી ગયવર ચઢીયા, આવ્યા તોરણ બાર ॥ તે૦ ॥ ૯ ॥ સ્વામી પૂછે રે સારથિ, એ શ્યા ભરિયા રે વાડ ॥ તુમ પ્રભાતે રે પરગડો, હોશે પશુડાનો ઘાત ॥ તે૦ ॥ ૧૦ ॥ હરણી બોલેરે હરણલા, તે કાં કીધો રે પોકાર ॥ રહે રહે છાનો રે છુટશું, આવ્યો નેમકુમાર ॥ તે૦ ॥ ૧૧ ॥ સારસ બોલે રે સારસી, સાંભળ સુંદરી વાત ॥ જાયાં જોશું રે આપણાં, આવ્યો ત્રિભુવન તાત ॥

તેં૦ ॥ ૧૨ ॥ રોઝ ભણે સુણ રોઝડી, ઘડિ ઘડિ ઉથલ ન થાય ॥ આવ્યો દેવ દયાળુઓ, હૈયડે હર્ષ ન માય ॥ તેં૦ ॥ ૧૩ ॥ કાળો ઘોડો રે કાંબલો, સામળીયો અસવાર ॥ નેમજી ઘોડો રે વાળીયો, જઇ ચઢયા ગઢ ગિરનાર ॥ તેં૦ ॥ ૧૪ ॥ સ્વામી પૂછે સુણ સારથિ, આ શ્યા ભરીયા રે વાડ ॥ સાવજ મૂકયા રે મોકળા, વેગેવાળી રથ વાળ ॥ તેં૦ ॥ ૧૫ ॥ નિજ નિજ ઠામે રે તે ગયા, બોલે મધુરી રે વાણ ॥ કોડી વરસાં રે જીવજો, રાજુલ પ્રીતિ નિર્વાણ ॥ તેં૦ ॥ ૧૬ ॥ નેમ જિનેસર વિનવે, નહિં સંસારનું કામ ॥ એક સ્ત્રીને રે કારણે, એવડો પશુઓનો ઘાત ॥ તેં૦ ॥ ૧૭ ॥ વરસી દાનજ વરસીયો, પૃથ્વી ઉરણ કીધ ॥ ચઢીયો ગિરનારે જઇ, તારક ચારિત્ર લીધ ॥ ॥તેં૦ ॥ ૧૮ ॥ ગાજી વાજી રે ગડગડયો, વરશ્યો ગઢ ગિરનાર ॥ સહસાવન સરોવર ભરયું, તરસી રાજુલ નાર ॥ તેં૦ ॥ ૧૯ ॥ હયવર હીંસે રે હંસલા, ગયવર બાંધ્યા રે બાર ॥ ભોગ ભલી પેરે ભોગવો, રૂડી રાજુલ નાર ॥ તેં૦ ॥ ૨૦ ॥ કહો કેમ કીજે રે સાજના, કર્મને દીજે રે દોષ ॥ કારણ વિહુણી રે પરહરિ, એ શું એવડો રે રોષ ॥ તેં૦ ॥ ૨૧ ॥ આપે કીધો રે ઓરતો, લોપી અવિચળ વાટ ॥ પાપ તો કીધાં રે મેં ઘણાં, ધર્મ ન વાહી રે વાત ॥ તેં૦ ॥ ૨૨ ॥ રંભા સરખી રે અંગના, તે કાં મૂકી રે નેમ ॥ પંચ વિષયસુખ ભોગવો, બોલે શિવાદેવી એમ ॥ તેં૦ ૨૩ ॥ રાખી માતા રે માઉલે, રાખી નહિં હાંરે કીધ ॥ રાખે રાજુલ કેટલાં, રાખે બલભદ્ર ભ્રાત ॥ તેં૦ ॥ ૨૪ ॥ સુણ સુણ મહારી રે માવડી, એમ બોલે જિનવર નેમ ॥ કારિમો રંગ પતંગનો, તે રંગ ધરીયે કેમ ॥ તેં૦ ॥ ૨૫ ॥ રાજુલ જઇ નેમ મળે, વંદે પ્રભુના પાય ॥ સ્વામીજી સંયમ આપીયે, જિણ વેશે સુખ થાય ॥તેં૦ ॥ ૨૬ ॥ પૂઠેં પહોતી રે પદ્મિણી, નયણે નિરખંત નાર ॥ લાવણ્યસમય મુનિ એમ ભણે, જેમ તરીયે સંસાર ॥ તેં૦ ॥ ૨૭ ॥ ઇતિ ॥

---

## ॥ अथ जीवशीखामणनी सझ्झाय ॥

॥ સરસતિ સામિની વીનવું એ, માગું બહુય પસાય તો ॥ ધર્મતણી વાટ જોઇશું એ, આપો એહ ઉપાય તો ॥ ૧ ॥ અણ-

ગળ નીર ન પીજીયે એ, ગળીયે ત્રણજ વાર તો ॥ પાપ ન લાગે એક રતિ એ, ધર્મ તણો આચાર તો ॥ ૨ ॥ રયણી ભોજન મ કરો એ, શ્રાવક એહ આચાર તો ॥ રાત્રે જે પંખી ભલાં એ, તે પણ ન કરે ચાર તો ॥ ૩ ॥ કેતાં માણસ રાત્રે જમે એ, સાંભળજો સહુ એહ તો ॥ ઢોરાં માણસ બાપડાં એ, વિગતે કહું હવે તેહ તો ॥ ૪ ॥ અતિથિ નોતર દીજીયે એ, આણીજે ન અહંકાર તો અહંકારે ઘણા ગયા એ, રાવણ સરિખા સાર તો ॥ ૫ ॥ કુંભકરણ તિહાં ગયો એ, બાણાસુર બીજી વાર તો ॥ અભિમાને દુઃખ ઉપજે એ, પડે નરક મઝાર તો ॥ ૬ ॥ હિરણ્યકશિપુ ગર્વે ગયો એ, સમરી રાત્રિ ન દીહ તો ॥ અંહકારે એતા ગયા એ, ગયો બીજો કેશરી સિંહ તો ॥ ૭ ॥ ચાડી ચોરી નવિ કીજીયે એ, કેહને ન દીજે ગાળ તો ॥ વળતો કોઇ આપે નહીં એ, સાધુ તણો એ આચાર તો ॥ ૮ ॥ મેળવ્યો દ્રવ્ય ન દ્રોહિયે એ, કૂડો લોભ નિવાર તો ॥ વિલોયા પછી બાપડા એ, માખણ મ રાખ લગાર તો ॥૯॥ તે પણ પાપ ખરૂ લગે એ, સુંદર તેણે કપાળ તો ॥ ચુલે આગ સંધ્રુકતાં એ, નીલાં છાણાં મ બાળ તો ॥ ૧૦ ॥ માનવભવે આવી કરી એ, હિંસા જેહ કરંત તો ॥ પરસ્ત્રીશું રંગે રમે એ, નરકે તેહ પડંત તો ॥ ૧૧ ॥ સિદ્ધાંતની સાખે કહ્યા એ, જ્ઞાની બોલ્યા જેહ તો ॥ કાગડો કૂતરો તે થઈ એ, કૂકડો થાયે તેહ તો ॥ ૧૨ ॥ લાવર તેતરને અહિ એ, તોતળો થાયે તેહ તો ॥ પડીયો તરષે કળકળે એ, મોઢે માગે મેહ તો ॥ ૧૩ ॥ એહવું જાણી બાપડા એ, પરનારી મ કરો સ્નેહ તો ॥ જે નરે શીયલ પાળીયું એ, સાંભળો તસ હોય જેહ તો ॥ ૧૪ ॥ પર્યંક ઉપર તે સૂએ એ, ચમરે વાયુ ઢોળંત તો ॥ પદ્મણી પગ ઓલાંસતી એ, પાયક કામ કરંત તો ॥ ૧૫ ॥ ઘર ઘોડા હાથી ઘણા એ, શિયલે સંપત્તિ સાર તો ॥ ઘેર ગાયો ઘોડલાં એ, બળદ અનંત અપાર તો ॥૧૬॥ પ્રત્યક્ષ એહિજ પારખું એ, સાંભળજો સહુ કોય તો ॥ જે નારી પુરૂષ હેરાં કરે એ, ભૂંડી તેહજ હોય તો ॥ ૧૭ ॥ કુળ લજવે માવિત્રતણું એ, બીજે ભવે ગોલી હોય તો ॥ પાણી ભરે પીયારડાં એ, અંગે ઉઘાડી જોય તો ॥ ૧૮ ॥ પગ કાંટા લાગે ઘણા એ, માથે ત્રુટે ભાર તો ॥ એહવી વાત છે સોહલી એ, સાંભળજો નરનાર તો ॥ ૧૯ ॥ ચોખે ચિત્તે જે ચાલશે એ,

સાંભળજો તસ નેહ તો ॥ પંચરાણીમાં પટ્ટરાણી થાપે એ, રાજા તેશું કરે સ્નેહ તો ॥ ૨૦ ॥ બીજી સ્ત્રી ખિજમત કરે એ, જો જો એહ મહંત તો ॥ ધન ન હરીયે પીયારડું એ, ચોર ન કોઈ કહંત તો ॥ ૨૧ ॥ ચોરોનું જો ભલું હુવે એ, તો સાધુ ભૂખે મરંત તો ॥ સોના પીતળ બાપડા એ, વિગતે તે સહિ લભંત તો ॥ ૨૨ ॥ મીઠું બોલ ન બાપડા એ, મુકતે કોઈ ન જાય તો ॥ ચોખે ચિત્તે પુણ્ય કરો એ, દેવલોકે તેહિજ થાય તો ॥ ૨૩ ॥ તેહ પિતા કેમ દુહવીયે એ, જેણે કુળ તરીયાં જાય તો ॥ ધન્ય ધન્ય માતા વખાણીયે એ, જેણે રાખ્યો ઉદર માંહે તો ॥ ૨૪ ॥ ભક્તિ ભલિ પરે કીજીયે એ, માતાને વળી તાત તો ॥ પ્રત્યક્ષ એહિજ પારખું એ, ઘરે બેઠાં નિજ જાત્રા તો ॥ ૨૫ ॥ વહુઅર તેજ વખાણીયે એ, જે રાખે ઘરની લાજ તો ॥ રાજપુત્ર તેજ વખાણીયે એ, જે રાખે રૂડું રાજ તો ॥ ૨૬ ॥ શિષ્ય તેહીજ વખણાયે એ, જે રાખે ગુરૂનો પાટ તો ॥ ધન્ય ધન્ય ગુરૂ વખણાયે એ, જેણે દેખાડી શુભ વાટ તો ॥ ૨૭ ॥ એહ વિનતડી અમ તણીએ, અરિહંત તું અવધાર તો ॥ અચરિજ એકજ વાતનું એ, સ્વામી તેહ દેખાડ તો ॥ ૨૮ ॥ માનવ સઘળાં તે સારિખાં એ, એવડો અંતર કાંઇ હુંત તો ॥ એક સૂવે ભુમિ સાથરે એ, એક તો સેજ સૂવંત તો ॥ ૨૯ ॥ એક પડે પીયારે આંગણે એ એકને હીંડોળા ખાટ તો ॥ એક હીંડે ભીખ માગતો એ, એક તો રાજ કરંત તો ॥ ૩૦ ॥ એક ઘેર ઘોડા હાથીયાએ, એક ઘેર ઢોર ન એક તો ॥ એક દીસે ભુખે મુઆ એ, એક પામે જમણ અનેક તો ॥ ૩૧ ॥ એક નર દીસે સુખિઆ ઘણા એ, ઘરે સુકુલિણી નાર તો ॥ બીજા દુર્બળ દીસતા એ, ઘરની રાંડ ઉતાર તો ॥ ૩૨ ॥ એક નર દીસે વાંઝીયા એક ઘરે પુત્ર રતન તો એક બેઠા ધન વાવરે એ, પુણ્ય કરે દિન દિન તો ॥ ૩૩ ॥ કર્મ વિહુણાં માણસાં એ, અહો નિશ હાથ ઘસંત તો ॥ એવડે અંતર કાંઈ કીયો એ, સુણજો શ્રી અરિહંત તો ॥ ૩૪ ॥ એટલે અરિહંત બોલીયા એ, સાંભળજો નર નાર તો ॥ પુણ્ય વિહુણા પ્રાણીયા એ, ધરતી ત્રોડે ભાર તો ॥ ૩૫ ॥ જેણે તેણે પામીયું એ, લીલા લાડ કરંત તો ॥ માનવભવ છે દોહિલો એ, ફરિ ફરિ નવિ પામંત તો ॥ ૩૬ ॥ માનવભવ પુણ્ય નવિ

ક્રિયાં એ, પછી કાંઇ ઢોર કરંત તો ॥ ચેતણહારા ચેતજો એ, આયુ જાયે ઘટંત તો ॥ ૩૭ ॥ મૂઆ કેડે બાપડા એ, કાંહિં ન રહેશે લગાર તો ॥ પુણ્ય કર્યું તે આવશે એ, બીજું ધન અસાર તો ॥ ૩૮ ॥ શક્તિ સારૂ દીજીયે એ, નિત્ય ગણીયે નવકાર તો ॥ મહોટાં માણસ એમ કહે એ, નમે ન હોયે નીચ લગાર તો ॥ ૩૯ ॥ સંવત સોળ ઓગણોત્તરે એ, શુદિ શ્રાવણ તિથિ બીજ તો ॥ એ વિનતિ પબ્બો ભણે એ, શ્રી જિનવર અવધાર તો ॥ ૪૦ ॥ પાપ કર્મ જે મેં કીયાં એ, તેહથી મૂકાવે નેઠ તો ॥ જીવ અનેક વિરાધીયા એ, કોદાળા હળ હેઠ તો ॥ ૪૧ ॥ પરની નિંદા મેં કરી એ, જોયું ભૂંડી દૃષ્ટિ તો ॥ બુડતાંને બાંહે ઝાલીયે એ, તારક તુંહીજ ઇષ્ટ તો ॥ ૪૨ ॥ માનવભવ આવી કરી એ, અરિહંત તું આધાર તો ॥ જે સેવે કારજ સવિ સરે એ, તેહવા સમર્થા ચાર તો ॥ ૪૩ ॥ શંખેશ્વર સ્વામી ભલો એ, મહાવીર જિન જાણ તો ॥ ગૌતમસ્વામી ગુરૂ ભલો એ, જીરાવલો જગ ભાણ તો ॥ ૪૪ ॥ જે પ્રણમે પાતક ટળે એ, સફળ થાયે અવતાર તો ॥ વિનતડી પબ્બો ભણે એ, શ્રી જિન નામે જયકાર તો ॥ ૪૫ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री उपसम सझ्झाय ॥

॥ ભગવતિ ભારતિ મન ધરી જી, પ્રણમી ગૌતમ પાય ॥ સદગુરૂ ચરણ પસાઉલે જી, કહું ઉપશમ સજ્ઝાય રે પ્રાણી ॥ આણને ઉપશમ સાર ॥ જે વિણ તપ જપ બપ કરી જી, ચારિત્ર હુવે છાર રે ॥ પ્રાણી ॥ આ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ઉપશમથી સંકટ ટળે જી, ઉપસમ ગુણહભંડાર ॥ ઉપશમથી શિવ સુખ મળેજી, ઉપશમથી ભવપાર રે પ્રાણી ॥ આ૦ ॥ ૨ ॥ ઉપશમ સંયમ મૂળછેજી, ઉપશમે સંપદ કોડ ॥ વૈરી વેર વિના થઈ જી, આગળ રહે કર જોડ રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૩ ॥ રીષ વશે પરવશ થયો જી, હારે બે ઘડીમાંય ॥ ચારિત્ર પૂરવકોડીનો જી, ગણધરની એમ વાચ રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૪ ॥ ક્રોધવૃક્ષ કડૂઆ તણા જી, વિષય ફુલ ફળ જાણ ॥ ફુલથકી મન પરજળે જી, ફળથકી હોય ધર્મહાણ રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૫ ॥ વિરૂઓ વૈરી

શું કરે જી, મારે એકજ વાર ॥ ક્રોધરૂપ રિપુ જીવનેજી, દીયે અનંત સંસાર રે ।, પ્રા૦ ॥ ૬ ॥ જો કોઇ ચા કોઇ દીયે જી, આપણુ પામે ગાળ ॥ તે ઉપર ઉપશમ ધરી જી, વળતું વચન મ વાળ રે ॥ પ્રા૦ ॥ આ૦ ૭ ॥ મનમાંહે મત્સર ધરિ જી, કીજે ક્રિયાકલાપ ॥ તે રજ ઉપર લીંપણું જી, જિમ વળીરાને વિલાપ રે પ્રા૦ ॥ આ૦ ॥ ૮ ॥ રાઈ સરશવ જેવડાં જી, પરનાં જોવે રે છિદ્ર ॥ બીલાં સરિખાં આપણાં જી, નવિ દેખે ઉચ્ચરી જી. નવિ દેખ એમ દ્રોહ રે ॥ પ્રા૦ ॥ આ૦ ૯ ॥ પર અવગુણ મુખે ઉચ્ચરે જી, કાંઇ વખાણે રે આપ ॥ પરભવે સહેવાં દોહિલાં જી પરનિંદાનાં પાપ રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૧૦ ॥ એક દેવ એક ગુરૂભણીજી, હીલે હીના ચાર ॥ કેવળજ્ઞાનીયે એમ કહ્યું જી, તેહને ઘણો સંસાર રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૧૧ ॥ પરની તાંતે બાપડા જી, મુધા ગુંથે રે ॥ જાળ ॥ નરક તિરિય ગતિ દુઃખ સહે જી, રૂલે અનંતો કાળ રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ પરાયાં પાતક તે ધોવે જી, જે નિપજાવે તાંત ॥ પૈશુનપણું વળી પરહરિ જી, પરના અવગુણ શાંત રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૧૩ ॥ નરભવ નિર્થક નિર્ગમે જી ધર્મ મર્મ નવિ જાણ ॥ આપ પડે પાપે ભર્યો જી, તસ જીવિત અપ્રમાણ રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૧૪ ॥ મેતારજ મુનિરાજીયો જી, શમરસ તણો રે નિધાન ॥ પરિસહ રીષ વિના સહી જી, પામિયો મુકિત પ્રધાન રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૧૫ ॥ ખંધક સૂરિ તણા યતિ જી, ક્ષમા તણા રે ભંડાર ॥ ઘાણીયે ઘાલી પીલતાં જી, ન ચળ્યું ચિત્ત લગાર રે ॥ પ્રા૦ ॥ આ ॥ ૧૬ ॥ કૂરગડુ હુઆ કેવળી જી, કૂડી છાંડી રીશ ॥ પ્રિયા સૂની મૂકી કરી જી, પહેલું નામ શીશ રે ॥ પ્રા૦ આ૦ ॥ ૧૭ ॥ ગિરૂઉ ગય સુકુમાલુઓ જી,ન કર્યો કોપ લગાર ॥ સસરે શિર ઊપર ધર્યા જી, ધગધગતા અંગાર રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૧૮ ॥ દુર્મુખ વયણ સુણી કરી જી, પ્રસન્નચંદ્ર ઋષિરાય ॥ કોપે ચડયો કર્મે નડયો જી, બાંધ્યું નરકનું આય રે ॥પ્રા૦ ॥ આ૦ ॥ ૧૯ ॥ મસ્તક લોચ દેખી કરી જી, વળીયો મુનિ મન માંય ॥ ક્રોધ ગયો નિર્મળ થયો જી, લહિ કેવળ તેણે ઠાય રે ॥પ્રા૦ ॥ આ૦ ॥ ૨૦ ક્ષમા ખડ્ગ નહિં જે કને જી તે દુઃખિયા સંસાર ॥ ક્રોધયોધશું ઝુઝતા જી, કેમ નવિ પામે હાર રે ॥ પ્રા૦ ॥ આ૦ ॥ ૨૧ ॥ તપ

વિણસે રીષે કરીજી, સ્ત્રીથી શિયળ વિનાશ ॥ માને વિનય વિણાશિયો જી, ગર્વે જ્ઞાનિ વિનાશ રે ॥ પ્રા૦ ॥ ૨૨ ॥ જેહનું મન ઉપશમે રમેજી, નહિં તસ દુઃખ દંદોલ ॥ કહે શિષ્ય ઉવજ્ઝાયનો જી, મુનિ લક્ષ્મી કલ્લોલ રે પ્રા૦ ॥ આ૦ ॥ ૨૩ ॥ ઈતિ ॥

---

## ॥अथधर्मसिंहकृत श्री रत्नगुरुनी सज्झाय ॥ ॥

॥ રતનગુરૂ ગુણે મીઠડારે, મીઠડા મુખના બોલ ॥ સાંભળતાં સુખ ઉપજેરે, આપે જેમ તંબોળ ॥ રત૦ ॥ ૧ ॥ સૂરાશાહનો નંદજી રે, શ્રીમાળી કુલચંદ ॥ નાગર ઋષિયે બૂઝવીરે, શ્રીબાઇ વર નાર ॥ પીયુનો સાથ ન મેલીયે રે, રાજુલ રાજકુમાર ॥ રત૦ ॥ ૩ ॥ સોળે વરસે રતનસીરે, કીધાં વ્રત ઉચ્ચાર ॥ દેવકન્યા સરખી તજી રે, શ્રીબાઈ સુખકાર ॥ રત૦ ॥ ॥ ૪ ॥ શ્રીબાઇયે બોલાવીયા રે, તમે સાસરે આવોને શ્યામ ॥ સાસરવાસો લઈ કરી રે, સાથે મંત્રી અભિરામ ॥ રત૦ ॥ ૫ વિનય કરી સાસુ વંદે રે, તમે કેમ પધારયા આજ ॥ રતન કહે તવ રંગશું રે, તુમ તનયાશું કાજ ॥ રત૦ ॥ ૬ ॥ તેડો તુમારી બાલિકા રે, શ્રીબાઇ સુકુમાળ ॥ સાસરવાસો કહું એમ રે, સંયમ લહીશું વિચાર ॥ રત૦ ॥ ૭ ॥ પાંચ સહીયર માંહે બોલતી રે, શ્રીબાઇ પરમોદ ॥ માતા બોલાવે મંદિરે રે, સુણી વાત વિનોદ ॥ રત૦ ॥ ૮ ॥ રતન કહે સુણો સુંદરી રે, અમે આદરશું ચારિત્ર ॥ માની બહેન મેં તુજને રે, લે સાસરવાસો પવિત્ર ॥ રત૦ ॥ ૯ ॥ શ્રીબાઈ કહે કંથને રે, નિઠુર વચન નિવાર ॥ ભોળા એ ચિત્તથી પરિહરો રે, ચાલો મારગ વ્યવહાર ॥ રત૦ ॥ ૧૦ ॥ વિણ અવગુણ નિજ કામિનીરે, કેમ તજો નિરધાર ॥ ઉત્તમ કુળની હું ઉપનીરે, મુજ સાખ ભરે સંસાર ॥ રત૦ ॥ ૧૧ ॥ હું દિન દિન સુખ માણતી રે, મુજ રતનસી ભરતાર ॥ હું મોટા મન જાણતી રે, તુમ ઉપર નિરધાર ॥ રત૦ ॥ ૧૨ રતન કહે સુણો સુંદરી રે, એ સંસાર અસાર ॥ લખ ચોરાશી ફેરા ફર્યા રે, અનંતી વાર ॥ રત૦ ॥ ૧૩ ॥ સગપણ સહુ આપણે લીયાંરે, ન રહી મણા લગાર ॥ ધર્મ વિહુણો આતમારે, વશ્યો નિગોદ મઝાર ॥ રત૦

॥ ૧૪ ॥ દશે દૃષ્ટાંતે છે દોહિલો રે, માનવનો અવતાર ॥ ધર્મ સામગ્રી સરવે લહીરે, હવે કોણ ફરે સંસાર ॥ રત૦ ॥ ૧૫ ॥ કીધું સદગુરૂ સાનિધ્યે રે, પરણવાનું પચ્ચખ્ખાણ ॥ બ્હેન સરેખી તું છે હવે રે, સાંભળ ચતુરસુજાણ ॥ રત૦ ॥૧૬॥ સાસરવાસો પરહરી રે, મુઝ બંધવ કહિ બોલાવ ॥ દે આશીષ સોહામણી રે, મુજ કુંકુમ ચોખે વધાવ ॥ રત૦ ॥ ૧૭ ॥ ગુણવંતા સુણો કંતજી રે, કેમ રહેશો નિરધાર ॥ જો વૈરાગ એવડો હતો રે, તો કાં પ્રથમ ન કીધો વિચાર ॥ રત૦ ॥ ૧૮ ॥ હવે મન સ્થિર કરો નાથજી રે, પહોંચો તુમ આવાસ ॥ લગન વેળા ચોરી વચ્ચેરે, આણજો મન ઉલ્લાસ ॥ રત૦ ॥ ૧૯ ॥ તુમ અમ તાત આશા ઘણી રે, સફળ કરો ગુણવંત ॥ એમ કેમ દીક્ષા લીજીયે રે કુંવારા સુણો રે કંત ॥ રત૦ ॥ ૨૦ ॥ તમે અમે સગપણ જોડીયું રે, તે જાણે જગ વિખ્યાત ॥ એમ કામિની છાડશો રે, તુમ શું મોહી મોરી જાત ॥ રત૦ ॥ ૨૧ ॥ યૌવનવયે દીક્ષા દોહેલી રે, દોહિલો સાધુ આચાર ॥ લઘુવેશે કોણ આદરે રે, દુક્કર સંયમ ભાર ॥ રત૦ ॥ ૨૨ ॥ સુદર્શને સુંદરી તજી રે, જેમ શ્રી જંબુકુમાર ॥ તેમ હું છાંડું છું તુજને રે, અનુમતિ દ્યો શ્રીકાર ॥ રત૦ ॥ ૨૩ ॥ શ્રીબાઇ કહે જંબુયે રે, પરણી આઠે નાર ॥ ત્યાર પછી દીક્ષા ગ્રહી રે, તેમ કરો રતન કુમાર ॥ રત૦ ॥ ૨૪ ॥ તમે તો પરણ્યા વિના રે, આદરો સાધુ આચાર ॥ તે શું તમે મુજને જાણજો રે, કહે શ્રીબાઇ સુખકાર ॥ રત૦ ॥ ૨૫ ॥ વિવાહશાલ તે મેં લીયો રે, તસ નહિં નારી જંજાલ ॥ હું પાય લાગુ પ્રભુ તુમ તણે રે, તે જાણે બાળ ગોપાળ ॥ રત૦ ॥ ૨૬ ॥ દેવકીનંદન સોહામણો રે, નામે ગજસુકુમાળ ॥ કુંવારી કન્યા તજી કરી રે, લીધો સંયમ સાર ॥ રત૦ ॥ ૨૭ ॥ તેતો બ્રાહ્મણ કેરી બાલિકા રે, એ છે યાદવ રાય ॥ જોડાવાડો સારિખો નહિં રે, તે ન મળે ઈહાં ન્યાય ॥ રત૦ ॥ ૨૮ ॥ પાલવ લાગીને પરહરી રે, જેમ નેમે રાજુલ નાર ॥ તેમ હું છાંડું છું તુજને રે, મુજ ઉત્તર કિસ્યો વિચાર ॥ રત૦ ॥ ૨૯ ॥ હાથ જોડી તવ વિનવે રે, તમે જીત્યા માહરા સ્વામી ॥ જેહના રચનામાં હું રહું રે, તે દેખાડો મુજ ઠામ ॥ રત૦ ॥ ૩૦ ॥ મુજ જનક ઘર સુંદરી રે, રહેજો સુખે સંસાર ॥ શ્રીબાઈ કહે તુમ વિના રે, કોણ દેખાડે ઘરબાર ॥ રત૦ ॥ ૩૧ ॥ તો તમે પીયરે થાભજો રે, હું

આપું દ્રવ્ય અપાર ॥ દાન પુણ્ય લખમી તણું રે, લ્યો લાહો સંસાર ॥ ૨ત૦ ॥ ૩૨ ॥ પીયર મીઠાં તિહાં લગે રે, જ્યાં લગે આણાની વાટ ॥ લોક ચડાવે હોપડા રે, પાડે, મનમાં ફાળ ॥ ૨ત૦ ॥ ૩૩ ॥ હું તો કુંવારી કુમારિકા રે, શ્યો ઘર શ્યો ભરતાર ॥ આદરજો મન માનીયો રે, જે જાણો તુમે હિતકાર ॥ ૨ત૦ ॥ ૩૪ ॥ સુંદરી કહે સુણો વાલમા રે, ભવોભવ તુમશું નેહ ॥ હું તુમને છોડું નહીં રે, નવી પાળું અવરશું નેહ ॥ ૨ત૦ ॥ ૩૫ ॥ આપ ભવસાયર તરો રે, મુજ રાખો સંસાર ॥ પીયુડા તે પ્રેમ ન જાણીયો રે, સ્વારથીયો સંસાર ॥ ૨ત૦ ॥ ૩૬ ॥ માનવસરોવર હું સલો રે, નગર ખાગે કોણ નાય ॥ દ્રાખ અખોડ મેવા તજી રે, લીંબોળી કોણ ખાય ॥ ૨ત૦ ॥ ૩૭ ॥ જો રહેશો સંસારમાંરે, તો હું તમારી નાર ॥ જો તુમે સંયમ આદરો રે, તો તુજ સાધ્વી આચાર ॥ ૨ત૦ ॥ ૩૮ ॥ નેમની રીત તમે કરો રે. મેં કરી રાજુલ રીત ॥ પરમેશ્વર સાખે કરી રે, ભવોભવ તુમશું પ્રીત ॥ ૨ત૦ ॥ ૩૯ ॥ અમૃત વચન શ્રીમાળનાં રે, સાંભળી રતન કુમાર દીપતો સંયમ આદર્યો રે, તે જાણે જગ વિસ્તાર ॥ ૨ત૦ ॥ ૪૦ ॥ શ્રીમાળી પાટ શોહે સદા રે, જિનશાસન શણગાર ॥ સંયમ રસ ઝીલે સદા રે, નિર્મળ શીયલ આચાર ॥ ૨ત૦ ॥ ૪૧ ॥ સુરત નગરથી આવીયા રે, શ્રી નવાનગર મઝાર ॥ સાધુ સહુની સેવા કરે રે, સફળ કરે અવતાર ॥ ૪૨ ॥ તિણ સમયે છએ ભ્રાતશું રે, શ્રીશિવજી કુમાર ॥ ચરણ કમળઋષિ રાયનાં રે, ભેટયાં પ્રેમ અપાર ॥ ૨ત૦ ॥ ૪૩ ॥ રતનગુરૂ દીયે દેશના રે, જેમ પુષ્કર જળધાર ॥ સાંભળતાં સુખ ઉપજે રે, દશમો ઢાળ રસાળ ॥ ૨ત૦ ॥ ૪૪ ॥ નાકર રિખ સખી દેવજી રે, ઉપકારી ગુણવંત ॥ તાસ શિષ્ય ધર્મસી વદે રે, સાંભળજો મન ખંત ॥ ૨ત૦ ॥ ૪૫ ॥

॥ ઇતિ રત્નગુરૂની સઝાય ॥

---

## ॥अथ अभयरामकृत श्री रत्नचिंतामणीनी सज्झाय॥

॥ આ ભવ રત્નચિંતામણિ સરિખો, વારો વાર ન મળશે જી ॥ ચેતિ શકે તો ચેતજે જીવડા, આવો સમય નહિં મળશે જી ॥ આ ભવ૦ ॥ ૧ ॥ ચાર ગતિ ચોરાશી લખ યોનિ, તેહમાં તું

ભમી આયો જી ॥ પુણ્યસંયોગે સ્વપ્નની સંગતે, માનવનો ભવ પાયો જી ॥ આ૦ ॥ ૨ ॥ વહેલો થા તું વહેલો જીવડા, લે જિનવરનું નામ જી ॥ કુગુરૂ કુદેવ કુધર્મને છંડી, કીજે આતમ કામજી ॥ આ૦ ॥ ૩ ॥ જેમ કઠીયારે ચિંતામણિ લાધો, પુણ્ય તણે સંયોગ જી ॥ કાંકરાની પરે નાખી દીધો, ફરિ નહિં મળવા જોગ જી ॥ આ૦ ॥૪॥ એક કાળે તું આવ્યો જીવડા, એક કાળે તું જાશે જી ॥ તેહની વચ્ચે તું બેઠો જીવડા, કાળ આહેડી નિકાસે જી આ૦ ॥ ૫ ॥ ધન્ય સાધુ જે સંયમ પાળે, સૂધો મારગ દાખે જી સાચું નાણું ગાંઠે બાંધે, ખોટે દ્રષ્ટિ ન રાખે જી ॥ આ૦ ॥ ૬ ॥ માત પિતા દારા સુત બાંધવ, બહુવિધમાં વિરતિ જોડે જી ॥ માંહેથી જો કાજ સરે તો, સાધુ ઘર કેમ છોડે જી ॥ આ૦ ॥ ૭ ॥ માયા મમતા વિષય સહુ છંડી, સંવર ક્ષમા એક કીજે જી ॥ ગુરૂ ઉપદેશ સદા સુખકારી, સુણી અમૃત રસ પીજે જી ॥ આ૦ ॥ ૮ ॥ જેમ અંજળીમાં નીર ભરાણું, ક્ષણ ક્ષણ ઓછું થાય જી ॥ ઘડી ઘડીયે ઘડીયાળાં વાજે, ક્ષણ લાખીણો જાય જી ॥ આ૦ ॥ ૯ ॥ સામાયિક મન શુદ્ધે કીજે, શિવરમણી ફળ પામીજે જી ॥ માનવભવ મુક્તિનો કામી, તેમાં ભરોંસો શાનો લીજે જી ॥ આ૦ ॥ ૧૦ ॥ દેવ ગુરૂ તમે દ્રઢ કરી ધારો, સમકિત શુદ્ધ આરાધો જી ॥ છકાય જીવની રક્ષા કરીને, મુક્તિનો પંથજ સાધો જી ॥ આ૦ ॥ ૧૧ ॥ હૈડા ભીંતર મમતા રાખો, જનમ ફરી નવિ મળશે જી ॥ કાયર તો કાદવમાં ખૂતા, શૂરા પાર ઉતરશે જી ॥ આ૦ ॥ ૧૨ ॥ ગુરૂ કંચન ગુરૂ હીરા સરિખા, ગુરૂ જ્ઞાનના ખડીયાજી ॥ કહે અભયરામ ગુરૂ ઉપદેશે, જીવ અનંતા તરીયા જી ॥ આ૦ ॥ ૧૩ ॥

---

## ॥ अथ रहनेमीनी सज्झाय ॥

કાઉસ્સગ ધ્યાને મુનિ રહનેમી નામે, રહ્યા છે ગુફામાં શુભ પરિણામ રે ॥ દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો, ધ્યાન થકી હોય ભવનો પારરે ॥ દેવ૦ ॥ એ આંકણી વરસાદે ભીનાં ચીવર મોકળાં કરવા, રાજુલ આવ્યા તેણે ઠામરે ॥ દેવ૦ ॥ ૧ ॥ રૂપે રતિરે વસ્ત્ર વર્જિત બાળા, દેખી બોલાણે તેણે કામરે ॥ દેવ૦ ॥ દિલડું ખોલાણું જાણી રાજુલ ભાખે, રાખો સ્થિર મન ગુણના ધામરે ॥ દેવ૦ ॥ ૨ ॥ જાદવ કુળમાં જીનજી નેમ નગીનો, વમન

કરીછે સુજને તેણેરે ॥ દેવ૦ ॥ બંધવ તેહના તમે શિવાદેવી જાયા, એવડો પટંતર કારણ કેણ રે ॥ દેવ૦ ॥ ૩ ॥ પરદારા સેવી પ્રાણી નરકમાં જાય, દુર્લભ બોધી હોય પ્રાયરે ॥ દેવ૦ ॥ સાધવી સાથે ચુકી પાપ જે બાંધે, તેહનો છૂટકારો કદીય ન થાયરે ॥ દેવ૦ ॥ ૪ ॥ અશુચી કાયારે મળ મૂત્રની ક્યારી, તમને કેમ લાગી એવડી પ્યારીરે ॥ દેવ૦ ॥ હુંરે સંયમી તમે મહાવ્રત ધારી, કામે મહાવ્રત જાશો હારીરે ॥ દેવ૦ ॥ ૫ ॥ ભોગ વમ્યારે મુનિ મનથી ન ઇચ્છે, નાગ અગંધન કુલની જેમરે ॥ દેવ૦ ॥ ધિક્ક કુળ નીચા થઇ નેહથી નિહાળે, ન રહે સંયમ શોભા એમરે ॥ દેવ૦ ॥ ૬ ॥ એવા રસીલા રાજુલ વયણ સુણીને, બુઝયા રહનેમી પ્રભુજી પાસરે ॥ દેવ૦ ॥ પાપ આલોઇ કરી સંયમ લીધું, અનુક્રમે પામ્યા શિવ આવાસરે ॥ દેવ૦ ॥ ૭ ॥ ધન્ય ધન્ય જે નરનારી શિયળને પાળે, સમુદ્ર તર્યા સમ વ્રત છે એહરે ॥ દેવ૦ ॥ રૂપ કહે તેહના નામથી હોવે, એમ મન નિર્મળ સુંદર દેહરે ॥ દેવ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

---

## ॥ अथ सोळ सतीनी सज्झाय ॥

॥ ચોપાઈ ॥

॥ સરસતી માતા પ્રણમું સદા, તું ત્રૂઠી આપે સંપદા ॥ સોળ સતીનાં લીજે નામ જેમ મન વાંછિત સીજે કામ ॥ ૧ ॥ બ્રાહ્મી સુંદરી સુલસા સતી; જપતાં પાતક ન રહેતી રહે રતી ॥ કૌશલ્યા કુંતા સતી સાર, પ્રભાવતી નામે જયકાર ॥ ૨ ॥ ભગવતી શીલવતી ભય હરે, સુખસંપતિ પદ્માવતી કરે ॥ દ્રૌપદી પાંડવ ઘરણી જેહ, શિયળ અખંડ વખાણ્યું તેહ ॥ ૩ ॥ ચૂલા દમયંતી દુઃખ હરે ॥ શિવાદેવી નિત્ય સાંનિધ્ય કરે ॥ ચંદનબાળા ચઢતી કળા, વીરપાત્ર દીધા બાકુળા ॥ ૪ ॥ રાજીમતિ નવિ પરણ્યા નેમ, તોહે રાખ્યો અવિહડ પ્રેમ ॥ સીતા તણું શીયળ જગજયો, અગ્નિ ટળીને પાણી થયો ॥ ૫ ॥ ધન્ય ધન્ય સતી સુભદ્રા ધીર, કાચે તાંતણે ચાળણી નીર ॥ ચંપાપોળ ઉઘાડી ચંગ, મૃગાવતી પ્રણમું મનરંગ ॥ ૬ ॥ પ્રહ ઉઠી સતી જપીએ સોળ; જિમ લહીએ ઋદ્ધિ ઘૃત ગોળ ॥ શ્રી વિનયવિજય વાચક સુપસાય, રૂપવિજય ભાવે ગુણ ગાય ॥ ૭ ॥ ઇતિ ॥

# ॥ अथ श्री नेमराजीमतीना बार मास. ॥

સખી તોરણ આઈ કંથ ગયા નિજ મંદિરે ॥ જે નજર મેળાવો કીધ તે મુજ સાંભરે ॥ ઘર લાવત ઝાલી હાથ, હું હેઠ ઉતરી ॥ પણ કરી વરઘોડા આત, છબીલો છતરી ॥ મધુબિંદુ સમો સંસાર, મુંઝાણા મહાલતા ॥ સંસારે સુખી અણગાર, જિનેશ્વર બોલતા ॥ ૧ ॥ એ આંકણી ॥ સખી શારે કહું અવદાત, વિયોગી દુઃખી તણા ॥ દુનિયામાં દુર્જન લોક, હાંશી કરે ઘણા ॥ મીઠી લાગે પરની વાત, અગન પગ ના લહે ॥ કેના મોભ ચુવે કેનાં નેવ, તે મુખ ના કહે ॥ મધુ૦ ॥ ૨ ॥ સખી શ્રાવણ છેહે મેલી, મહીયરિયા તળે ॥ છેહે છટકી વારધી વેલ, વાળી નહી વળે ॥ કામ વરતી ફરતી ધરતી, ઝરતિ વાદળી ॥ ગયો શ્રાવણ માસ નિરાશ, રાજુલ એકલી ॥ મધુ૦ ॥ ૩ ॥ સખી ભાદરવે ભરથાર, વિના કેમ રીઝીએ ॥ વિરહાનળ ઉઠી ઝાળ, ધુંવા વિણ દાઝીએ ॥ ફળ પાકયાં કર્ષણ શાળ, ન ખાઇએ ખેલીએ ॥ હોત દુઃખના દહાડા બે ચાર, આઘેરા ઠેલીએ ॥ મધુ૦ ૪ ॥ બેન આસો માસે સેવ, સુંવાળી સુખડી ॥ ગયા દસ રે દશેરાના દીન, દીવાળી ઢુંકડી ॥ સખી લાંઘણ કરીએ લાખ, સરસ નાવે ભોજના, રંગતાનને નાટક શાળ, પિયુ વિના પેખણાં ॥ મધુ૦ ॥ ૫ ॥ માસ કાર્તિકે કેલ કરે, નરનારી બાગમાં ॥ જેણે માસે ટણુકે ટાઢ, કુમારી રાગમાં ॥ જેના વાલમ ગયા વિદેશ, સંદેશા મોકલે ॥ મારે ગામ ઘણી ઘરવટ, વસે પિયુ વેગળે ॥ મધુ૦ ॥ ૬ ॥ સખી માગશીરે માગણના, મનોરથ પૂરતા ॥ મને મેલી બાજેવેશ, ચતુર ગુણ ચુરતા ॥ સખી કોઈ રે સંદેશો લેઈ, આવે જાય મુજ કને ॥ તેને દઉંરે મોતનકો હાર, અમુલખ ભૂષણે ॥ મધુ૦ ॥ ૭ ॥ પોશ માસે પોતાની છંડી, શિયાળે ચાલીયા ॥ વાલેસર વિના વેરણ રાતી, સૂનાં મેહેલ માળીયાં ॥ જાય જોબનીયું ભરપૂર, અરણ્ય, જેમ માલતી ॥ જેના પિયુ રે ગયા પરદેશ, દુઃખે દીન કાઢતી ॥ મધુ૦ ॥ ૮ ॥ પિયુ મહામાસે મત જાઓ રે, હિમાળો હાલશે ॥ રયણી એક વરસ સમાન, વિયોગી સાલશે ॥ લંકાંથી સીતા ખટ માસે, રામ ઘર લાવીયા, એવા વહી ગયા સાતે માસ, પ્રીતમ ઘેર નાવીયા ॥ મધુ૦ ॥ ૯ ॥ હલકારો હસંત વસંત, આકાશથી ઉતર્યો ॥ માનું

ફાગણ સુરનર રાય, મળીને નાતર્યો ॥ હોળી ખેલે ગોપી ગોવિંદ, હસુ ઘર આવતી ॥ અતિ કેસુઆં ઝંપાપાત, વિયોગે માલતી ॥ મધુ૦ ॥ ૧૦ ॥ સખી ચૈતરે ચિત્ત થકી, વિછોહી વાલમે ॥ આવા દુઃખના દહાડા કેમ જાય, ઉગે રવિ આથમે ॥ આંખ મીંચાણે મળી જાય રે, ઉઘાડે વેગળો ॥ સામળીઓ સિદ્ધ સરૂપ, સપનમાં આગળો ॥ મધુ૦ ॥ ॥ ૧૧ ॥ રમે હંસ યુગલ શુક મોર, ચકોર સરોવરે ॥ નિજ નાથ સહિયરને સાથ, સુખો રમે વન ઘરે ॥ મુખ મંજરી આંબાડાળે, કોયલ ટહુકતી ॥ સખી વાતમાં વીત્યો વસંત, રૂએ રાજીમતિ ॥ મધુ૦ ॥ ૧૨ ॥ સખી વૈશાખે વન માંહે રે, હીંચોળે હીંચતાં ॥ કદળી ઘર ફુલ બિછાય, ખુશીથી નાચતા ॥ સરોવર જળ કમળે કેલ, કરંતા રાજવી ॥ મુજ સરખી છબીલી નાર, લગન લેઈ લાજવી ॥ મધુ૦ ॥ ૧૩ ॥ જેઠ માસે જૂલમના તાપ, તપંતો ભૂતળા ॥ આઠ માસનો મેઘ વિયોગ, બળે તરૂ ફુતળા ॥ પશુ પંખી વિસામા ખાયરે, શીતળ છાયા તરૂ ॥ મારે પિયુ વિના નહિ વિશરામ, નાતીને નોતરૂં ॥ મધુ૦ ॥ ૧૪ ॥ સખી આવિયો માસ આષાઢ, લરે જગવાદળી ॥ ગરજારવે ટહુકે મોર, ઝબુકે વીજળી ॥ વરસાદે વસુધા નવ પલ્લવ હરીઆં ધરે ॥ નદી નાળે ભરીયાં નીર, બપૈયો પિયુ પિયુ કરે ॥ ॥ મધુ૦ ॥ ૧૫ ॥ ચો માસે કરી તરૂમાળા, રમતાં પંખીયાં ॥ એમ વીત્યા બારે માસ, પ્રીતમ ઘેર નાવીયા ॥ શ્રાવણ શુદી છઠ્ઠે સ્વામી ગયા સહસાવને ॥ લેઇ સંજમ કેવળી થાય, દીન પંચાવને ॥ મધુ૦ ॥ ૧૬ ॥ નેમ મુખથી રાજુલ નવ ભવ, નેહ નિહાળતી ॥ વૈરાગ સુધારસ લીન, સદા મન વાળતી ॥ કાળાંતરે નેમ દયાળ, તિહાં દેશના દીયે ॥ પ્રભુ હાથ સહેલો સાથ, રાજુલ દીક્ષા લીયે ॥ મધુ૦ ॥ ૧૭ ॥ લઈ કેવળ કરી પરીસાટન, બેહુ મુગતિ ગયા ॥ બની પ્રીત તે સાદી અનંત, ભાગ્યે ભેળાં થયાં ॥ શુભ વીરવિજય સુખ લીલ મગન વિશેષતા ॥ લોક નાળની નાટક શાળ, સમયમાં દેખતા ॥ મધુ ॥ ૧૮ ॥ ઇતિ બાર માસ ॥

---

## ॥ अथ भांग्यवारकनी सज्झाय ॥

ભોળા ભોગીયડા, રખે થાઓ ભાંગ્યના ભોગી ॥ ભાંગ્યના ભોગી તે જાણે જાણ, કે જાણે કોઇ રોગી ॥ ભોળા૦ ॥ એ આંક-

ણી ॥ ભંગુર કહી સહુ ભાંડે, કાર ન માને કોઇ ॥ જે બોલે તે બંધ ન બેસે, વૈરી મેલ વગોઇ ॥ ભો૦ ॥ ૧ ॥ લોચન લાલી લહે જે માંહિ, કીર્તી થાયે કાળી ॥ ભાંગ્ય તમાકુનો પીનારો, ગુણ મેલે સહુ ગાળી ॥ ભો૦ ॥ ૨ ॥ માતા પિતા ગુરૂને નવિ માને, સાતે વ્યસને શૂરા ॥ વારે તેહના વૈરી થાયે, પાપી તે વળી પુરા ॥ ભો૦ ॥ ૩ ॥ વનવાસી સંન્યાસી બાવે, જંદ્દા તકીએ જાજી ॥ જે વ્યસની તે જાત વિટાળે, લોકની માંહે લાજી ॥ ભો૦ ॥ ૪ ॥ સાકર દ્રાખનો સરબત પીવો, પીવો દૂધના પ્યાલા ॥ દેહ તપે ને રૂડા દાસો, કોઇ ન કહે મતવાલા ॥ ભો૦ ॥ ૫ ॥ ભાંગ તમાકુ મદિરા પાઇ, માઝમના વળી મોજી ॥ ધર્મતણી તે વાત ન ધારે, ખોટી વાતના ખોજી ॥ ભો૦ ॥ ૬ નીલી બુટી પીયે ઘૂંટી, ખૂણે બેશી ખાંતે ॥ ભૂલવતાં પણ થાયે જાહિર, બાહેર બેસતાં ખાંતે ॥ ભો૦ ॥ ૭ ॥ ભાંગ પાઇને ભિલડી રૂપે, નગન થઈ નચાવ્યો ॥ પારવતીએ પ્રેમ ધરીને, શંભુને સમજાવ્યો ॥ ભો૦ ॥ ૮ ॥ ભાંગ્ય નીલી પણ નરને પૂણે, સબ જીવે સૂકાઈ ॥ વ્યસનતણી વાડી સિંચાવી, સદ્દગુરૂ બાંહે ન સાહી ॥ ભો૦ ॥ ૯ ॥ વણિકવાડની જાત વિટાગે, ભાંગ્ય ઘમાકું વાળા ॥ નીચ ઉંચ વેરો નવિ જાણે, કુળ ઓળવીયા તે ઉંધા ॥ ફુલવિયા ધર્મે નવિ ફુલે, રોળવિયા જડ મૂવા ॥ ભો૦ ॥ ૧૧ ॥ એક હોવે તિહાં સાતે આવે, એક એકના અનુબંધી ॥ બાંધ્યા જિમ જળમાં બંધાયે, સમભાવથી સંબંધી ॥ ભો૦ ॥ ૧૨ ॥ અમલ તણી જે અબળા તેમાં ભવ અટવીમાં શુળા ॥ વ્યસન વિરૂદ્ધા ન રહે સૂધા, તત્ત્વ ન પામે મૂળા ॥ ભો૦ ॥ ૧૩ ॥ મદિરા તણી ભાંગ્ય તે ભગિની, જુઓ જનક ગતિ ગાંજો ॥ પૂર્ણ વ્યવસનનાં અંગ એ પરખી, મુનિ વચને તે માંજો ॥ ભો૦ ॥ ૧૪ ॥ કુળબોળુ નર કહીએ કેતા, કોઇ કુળે અવતંસા ॥ બોળુ તે બીજાને બોળે, પુણ્યે હોય પ્રશંસા॥ ભો૦ ॥ ૧૫ ॥ પુઢવી તેઉ વાઉ વનસ્પતિ, ત્રસ પામે બહુ ત્રાસા ॥ વ્યસની નરનું કાય વિણાસે, વળી લહે દુર્ગતિ વાસા ॥ ભો૦ ॥ ૧૬ ॥ જિનવયણે નયણે જોઇને વ્યસન તે દૂર નિવારો ॥ વ્રત આરાધો સંયમ સાધી, નિજ આતમને તારો ॥ ભો૦ ॥ ૧૭ ॥ સત્તરશે પંચાણુઆ વરષે શુદિ બીજે એ બોલી ॥ ફાલ્ગુન માસે ભાંગ્ય ફજેતી, જેહવી

ગણિકા ગોલી ॥ ભો૦ ॥ ૧૮ ॥ ઉદયરતન વાચક ઉપદેશે સમજ્યા જેહ સુજાણ ॥ અપલક્ષણથી અળગા રહેશે, લેહશે પરમ કલ્યાણ ॥ ભો૦ ॥ ૧૯ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री हीरविजयसूरि सज्झाय ॥

॥ બે કર જોડી વિનવું જી, સારદા લાગું જી પાય ॥ વાણી આપો નિર્મળી જી, ગાશું તપગચ્છરાય ॥ તેં મન મોહ્યું રે હીર જી ॥ ૧ ॥ એ આંકણી ॥ અકબર કાગળ મોકલે, હીરજી વાંચે ને જોય ॥ તુજ મળવા અલજો ઘણો, બિરબલ કરનો જી જોય ॥ તેં૦ ॥ ૨ ॥ અકબર કરે જી વિનતિ, ટોડરમલ લાગે જી પાય ॥ પૂજ્ય ચોમાસું, ઇહાં કરો, હોશે ધર્મ સવાય ॥ તેં૦ ॥ ૩ ॥ તેજી ઘોડાજી આતે ઘણા, થાનસિંહ શાહ ઉદાર ॥ તે૦ ॥ ૪ ॥ પહેલું ચોમાસું જી આગરે, બીજું લાહોરમાંહિ ॥ ત્રીજું ચોમાસું ફત્તેપુર, અકબર કરે રે ઉત્સાહિ ॥ તેં૦ ॥ ૫ ॥ ડામર સરોવર છોડીયાં. છોડયાં બંદીનાં બાન ॥ છોડયાં પંખીને મૃગલાં, અકબર દે બહુ માન ॥ તેં૦ ॥ ૬ ॥ તપગચ્છનાયક રાજીયો, શ્રીવિજયસેન સૂરીંદ ॥ તાસ શિષ્ય ભકિત ભણે, હોજો મુજ આનંદ ॥ તેં૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्यनी सज्झाय ॥

એક ઘરે ઘોડા હાથિયા જી, પાયક સંખ્યા ન પાર ॥ મહોટાં મંદિર માળીયાં જી, વિશ્વતણો આધાર રે ॥ ૧ ॥ જીવડા દીધાનાં ફળ હોય ॥ એ આંકણી ॥ વિણ દીધે કેમ પામિયે જી, હિયડે વિમાસી જોય રે ॥ જી૦ ॥ દી૦ ॥ ૨ ॥ ભરિયાને સહુ કો ભરે જી, વુઠા વરસે રે મેહ ॥ સુખિયાનાં સહુ કો સગાં જી, દુઃખિયાશું નહિં નેહ રે ॥ જી૦ ॥ દી૦ ॥ ૩ ॥ મે નર સાથે જનમિયા જી, એવડો અંતર કાંય ॥ એક માથે મૂળો વહે જી, એક તણે ઘેર રાજ રે ॥ જી૦ ॥ દી૦ ॥ ૪ ॥ એક સુખિયા દીસે, સદાજી, દુઃખિયા દીસે એક ॥ સુખ દુઃખ બેહુ આંતરું જી,

પુણ્યતણે પ્રમાણ રે ॥ જી૦ ॥ દીવ૦ ॥ ૫ ॥ સેવ સુંવાળી સાલણાં જી, ભોજન કૂર કપૂર ॥ કુકસ બાકસ ઢોકળાં જી, તે નહિં પેટહ પૂરરે ॥ જી૦ ॥ દી૦ ॥ ૬ ॥ આંગણુ આગળ મલપતી જી, મીઠા બોલી રે નાર ॥ એક ઘરે કાળી કાંબળી જી, કો ન ચઢે ઘરબાર રે ॥ જી૦ ॥ દી૦ ॥ ૭ ॥ એક ઘરે બેટા સુંદરા જી, રાખે ઘરનાં સૂત્ર ॥ એક નર દીસે વાંઝીયા જી, એક કુળ ખાંપણ પુત્ર રે ॥ જી૦ ॥ દી૦ ॥ ૮ ॥ એક ચઢે ઘોડે હાલસેજી, આગળ એક ઉભાય ॥ એક નર પોઢે પાલખી જી, એક ઓળાંસે પાય રે ॥ જી૦ ॥ દી૦ ॥ ૯ ॥ પાય પટોળાં ચાંપતા જી, પહેરણ ઝાક ઝમાળ ॥ એક તણે નહિં ઓઢણું જી, પહેરવા તો નહિં પોતરે ॥ જી૦ ॥ દી૦ ॥ ૧૦ ॥ એક બહુમાંહિ બોલાવિયે જી, ચોમાસે ચોસાલ ॥ એક નામ નવ જાણિયે જી, જો જાયો જગપાળ રે ॥ જી૦ ॥ દી૦ ॥ ૧૧ ॥ પાત્ર કુપાત્રે આંતરો જી, જુઓ કરીય વિચાર ॥ શાળીભદ્ર સુખ ભોગવે જી, પાત્રતણે અનુસાર રે જી૦ ॥ દી૦ ॥ ૧૨ ॥ દત્ત વીણ ગર્વી તે ઘેહલો જી, નવ તરિયે પર લોક ॥ જેમ દીઠો જળ પોષિયો જી, ઘડીમાં થાયે ફોક રે ॥ જી૦ ॥ દી૦ ૧૩ ॥ રાગ ન કીજે રોષ ન કીજે, વળિ નવિ દીજે દોષ ॥ જો કરે વાવ્યા કોદરવા જી, તો કેમ લણિયે શાળ રે ॥ જી૦ ॥ દી૦ ॥ ૧૪ ॥ આણ નવ ખંડે જિન તણી જી, ઢમકે ઢોલ નિશાન ॥ મુનિ લાવણ્ય સમય ભણે જી, પ્રતક્ષ પુણ્ય પ્રમાણ રે ॥ જી૦ ॥ ઇતિ ॥

---

## ॥ अथ रूपविजयजी कृत श्रीथूलिभद्र सझझाय ॥

॥ આંબો મોરયો હે આંગણે, પરિમળ પુહવી ન માય ॥ પાસે ફુલી હે કેતકી, ભ્રમર રહો હે લુભાય ॥ આંબો૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ આવો થૂલીભદ્ર વાહલા, લાછલદેના હો નંદ ॥ તુમશું મુજ મનમોહીયુ, જિમ સાયર ને ચંદ ॥ આં૦ ॥ ૨ ॥ સુગુણા સાથે પ્રીતલડી, દિન દિન અધિકી હો થાય ॥ બેઠો રંગ મજીઠનો, કદીયે ચટક ન જાય ॥ આ૦ ॥ ૩ ॥ નેહ વિહૂણા કે માણસાં, જેહવાં આવળ ફૂલ ॥ દીસંતાં રળીયામણાં, પણ નવિ પામે હો મુલ્ય ॥ ૪ ॥ કોયેલડી ટહુકા કરે, આંબે લેંકે લુંબ ॥

થૂલિભદ્ર સુરતરૂ સરિખો, કોશ્યા કણયર કંબ ॥ આં૦ ॥ ૫ ॥ થૂલિભદ્રે કોશ્યાને બૂઝવી, દીધો સમકિત સાર ॥ રૂપવિજય કહે શીલથી, લહિયે સુખ અપાર આ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥श्री क्षमाकल्याणजी कृत श्रीथूलिभद्रनी सज्झाय॥

॥ તીરથ તે નમું રે ॥ એ દેશી ॥

॥ શ્રી મહાવીર જિનેસરૂ ॥ ત્રિભુવન ગુરૂ જી ॥ તસુ અઠમ પટધાર ॥ શ્રી થૂલિભદ્ર નમો ॥ ૧ ॥ પાડલીપુર સોહામણું, મહિમંડણું જી ॥ તિહાં પાયો અવતાર ॥ શ્રી૦ ॥ ૨ ॥ નંદ નરિંદ મંત્રીશ્વરૂ, ગુરૂ આગરૂ જી ॥ શ્રી સકડાલ સુપુત્ર ॥ શ્રી૦ ॥ ૩ ॥ લાછલદે નંદન ભલો, મુનિ ગુણનિલો જી ॥ નાગ રદ્વિજ કુળદીપ ॥ શ્રી૦ ॥ ૪ ॥ શ્રી સંભૂતિવિજય ગુરૂ, પૂરવ ધરૂ જી ॥ વ્રત લીધાં તસુ પાસ ॥ શ્રી૦ ॥ ૫ ॥ કોશ્યા વેસ્યા પ્રતિબોધવે, સુગુરૂ તવે જી ॥ દુક્કર દુક્કરકાર ॥ શ્રી૦ ॥ ૬ ॥ ચાર પૂરવ શિષ્યો મળી, શ્રુત કેવળી જી ॥ શ્રીભદ્રબાહુ સમીપ ॥ શ્રી૦ ॥ ૭ ॥ સંયમ પાળ્યો નિર્મળો, ત્રિવિધે ભલો જી ॥ જંગમ યુગ પ્રધાન ॥ શ્રી૦ ॥ ૮ ॥ પંચ માસ પંચ દિન સહી, ઉપર કહી જી ॥ વરસ નવાણું આપ ॥ શ્રી૦ ॥ ૯ ॥ કરી અણસણ આરાધના, શુભવાસના જી ॥ પહોંત્યા સ્વર્ગ મઝાર ॥ શ્રી૦॥૧૦॥ ચુલસી ચોવીશી લગે, જસ ઝગમગો જી ॥ રહેશે જેનું નામ ॥ શ્રી૦ ॥ ૧૧ ॥ વસુ યુગ ચંદ્ર વત્સરે (૧૮૪૮) પાલડીપુરે જી ॥ જસુ પદ થાપના કીધ ॥ શ્રી૦ ॥ ૧૨ ॥ વાચક અમૃત ધર્મનો શુણે શુભમનો જી ॥ શિષ્ય ક્ષમાકલ્યાણ ॥ શ્રી ॥ ૧૩ ॥ ઇતિ ॥

## ॥ अथ तपनी सज्झाय ॥

॥ ઇડર આંબા આંબલી રે ॥ એ દેશી ॥

॥ કીધાં કર્મ નીકંદવા રે, લેવા મુક્તિનું દાન ॥ હત્યા પાતક છૂટવા રે, નહીં કોઇ તપ સમાન ॥ ભવીક જન, તપ કરજો મન શુદ્ધ ॥ એ આંકણી ॥ ૧ ॥ ઉત્તમ તપના યોગથી રે, સેવે સુર નર પાય ॥ લબ્ધી અઠ્ઠાવીશ ઉપજે રે, મનોવંછીત ફળ થાય ॥ ભ૦ ॥ ત૦ ॥ ૨ ॥ તીર્થંકર પદ પામિયે રે, નાસે સઘળા રોગ ॥ રૂપ લીલા સુખ સાહિબી રે, લહિયે તપ સંયોગ ॥

ભ૦ ॥ ત૦ ॥ ૩ ॥ તે શું છે સંસારમાં રે, તપથી ન હોવે જેહ॥ જે જે મનમાં કામિયે રે, સફળ ફળે સહિ તેહ ॥ ભ૦ ॥ ત૦ ॥ ૪ ॥ અષ્ટ કર્મના ઓઘને રે, તપ ટાળે તતકાળ ॥ અવસર લહીને તેહનો રે, ખપ કરજો ઉજમાળ ॥ ભ૦ ॥ ત૦ ॥ ૫ ॥ બાહ્ય અભ્યંતર જે કહ્યા રે, તપના બાર પ્રકાર ॥ હોજો તેહની ચાલમાં રે, જેમ ધન્નો અણગાર ॥ ભ૦ ॥ ત૦ ॥ ૬ ॥ ઉદયરત્ન કહે તપ થકી રે, વાધે સુજસ સનૂર ॥ સ્વર્ગ હુવે ઘર આંગણે રે, દુર્ગતિ જાવે દૂર ॥ ભ૦ ॥ ત૦ ॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री ज्ञानत्रिमळ कृत श्री सुंदरीनी सज्झाय ॥

॥ પુત્ર તમારો દેવકી ॥ એ દેશી ॥ રૂડે રૂપે રે શીળ સોહાગણ સુંદરી ॥ સુંદરી સુલલિત વયણ રૂડે, પંકજદળસમ નયન રૂડે ॥ એ આંકણી ॥ સાઠ સહસ સમ દિગ્જય કરીને, ભરત અયોધ્યાયે આવ્યા ॥ બાર વરસ જિહાં ચક્રિપદને, અભીષેકે ન્હવરાવ્યા ॥ રૂડે૦ ॥ ૧ ॥ એક દિન ચક્રી સુંદરી દેખે, બાહુબળીની બહેન ॥ દિનકર તેજે ચંદ્રકળા જિમ, રૂપે કાંતી થઇ ખીણ ॥ ॥ રૂડે૦ ॥ ૨ ॥ વેદ્ય પ્રમુખા સવિ તેડી કહો, કિસ્યું ઊણું તાત વંશ ॥ ઘર તેડીને તમે દાખો જોઇયે, તે હું પૂરૂં સદંશ ॥ રૂડે૦॥ ૩ ॥ એ વહાલી સુંદરી કિમ કૃશ તનું, તેહ નિદાન કહીજે ॥સાઠ હજાર વરસ થયાં એહને, આંબિલનું તપ કીજે ॥ રૂડે૦ ॥ ૪ ॥ દીક્ષા લેતાં તુમહિ જિવારી, સ્ત્રી રયણની ઇહા ॥ તસ નયથી દુર્દ્ધર તપ કીધાં, ધન ધન એહના દીહા ॥ રૂડે૦ ॥ ૫ ॥ એમ નિસુણી કહે તાત અપત્યમાં, તુંહિજ મૂકુટ સમાણી ॥ વિષયદશાથી એણિપરે વિરમી, થાત સુનંદા જાણી ॥ રૂડે૦ ॥ ૬ ॥ અમે તો વિષયપ્રમાદે નાડયાં, પડિયાં છું સંસાર ॥ નરપતિ ઉત્સવ સાથે તે પ્રભુ, હાથે લીયે વ્રત ભાર ॥ રૂડે૦ ॥ ૮ ॥ યુદ્ધે ચક્રી હારી મનાવી, બાહુબળી લિયો દીખ ॥ વરસ સમે બ્રાહ્મી સુંદરીયે, કહેવરાવે પ્રભુ શીખ ॥ રૂડે૦ ॥ ૯ ॥ ગજ ચઢયાં કેવળ ન હોયે વીરા, એમ સુણી માન ઉતારે ॥ પય ઉપાડી કેવળ પામ્યા, મોટા અણગાર ॥ (પ્રભુ પાસે પાઉ ધાર ) ॥ રૂડે૦ ॥ ૧૦ ॥ અનુક્રમે કેવળ સાધી સાધવા, બ્રાહ્મી સુંદરી જોડી ॥ જ્ઞાનવિમળ પ્રભુ ઋષભની બેટી, પ્રણમું હું કર જોડી ॥ રૂડે૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री जिनहर्षजीकृत राजीमतीनी सज्झाय ॥

॥ કેસર વરણો હો, કાઢ કસુંબો ॥ મારા લાલ ॥ એ દેશી ॥

॥ કાંઇ રીસાણા હો, નેમ નગીના ॥ મારા લાલ ॥ તું પરવારી હો, બુધ્ધે લીના ॥ મારા લાલ ॥ વિરહવિછાહી હો, ઉભી છાંડી ॥ મા૦ ॥ પ્રીતિ પુરાણી હો, કે તેંતો તોડી ॥ મા૦ ॥ ૧ ॥ સયણુ સનેહી હો, કે કર્યું પણ રાખો ॥ મા૦ ॥ જે સુખ લીણા હો, કે છેહ ન દાખો ॥ મા૦ ॥ નેમ નહેજો હો, કે નિપટ નીરાગી ॥ મા૦ ॥ કયે અવગુણે હો, કે મુજને ત્યાગી ॥ મા૦ ॥ ૨॥ સાસૂજાયા હો, કે મંદિર આવો મા૦ ॥ વિરહ બુઝાવો હો, કે પ્રેમ બતાવો ॥ મા૦ ॥ કાંઈ વનવાસી હો, કે કાંઇ ઉદાસી ॥ મા૦ ॥ જોબન જાસી હો, કે ફેર ન આસી ॥ મા૦ ॥ ૩ ॥ જોબન લાહો હો, કે વાલમ લીજે ॥ મા૦ ॥ અંગ ઉમાહો હો, કે, સફળ કરીજે ॥ મા૦ ॥ હું તો દાસી હો, કે આઠ ભવાંરી ॥ મા૦॥ નવમે ભવ પણ હો, કે કામણગારી ॥ મા૦ ॥ ૪ ॥ રાજુલ દીક્ષા હો, કે લહિ દુઃખ વારે ॥ મા૦ ॥ દિયર રહનેમી હો, કે તેહને તારે ॥ મા૦ ॥ નેમ તે પહેલાં હો, કે કેવળ પામી મા૦ ॥ કહે જિનહર્ષ હો, કે મુક્તિ ગામી ॥ મા૦ ૫ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री मोहनविजयजीकृत रूकिमणिनी सज्झाय ॥

॥ આછે લાલની દેશી ॥

॥ કહે સીમંધર સ્વામિ, નારદપ્રત્યે તિણ ઠામ ॥ આછે લાલ ॥ સાંભળજે તુજને કહું ॥ ૧ ॥ પૂરવભવ હરિનાર, બ્રાહ્મણી ઘર અવતાર ॥ આ૦ ॥ રૂપકળા ગુણ ઓરડી ॥ ૨ ॥ અમરીને અનુહાર, અભીનવ રતિ અવતાર ॥ આ૦ ॥ હતાં સુંદર સુંદરી ॥ ૩ ॥ ચાલે પતિ આજ્ઞાય, ગૃહિણી તે કહેવાય ॥ આ૦ ॥ પિયુ મન ગ્રહિયું પાણિમાં ॥ ૪ ॥ ભોળી ટોળી સંગ, ગત વન ધરિય ઉમંગ ॥ આ૦ ॥ કોઇ કામિની ભલી મળી ॥ ૫ ॥ રમે રામા કરિ હોડ, લેવે કુદરડી દોડ ॥ આ૦ ॥ કેઇ ઘુમરી ઘાલતી ॥ ૬ ॥ ગાવે મધુરાં ગીત, સુણતાં ઉપજે પ્રીત ॥ આ૦ ॥ નારી નીકાચિત ના-

થતી ॥ ૭ ॥ ન ધરે કુણની બીક, પિયુ પણ નહીં નજીક ॥ આ૦ ॥ મયગલ જ્યું મદ્ય પીવલો ॥ ૮ ॥ થાકી સઘળી નાર, બ્રાહ્મણી પણ તિણ વાર ॥ આ૦ ॥ જઈ બેઠી તરૂ હેઠલે ॥ ૯ ॥ મોરડીજ તિણ ઠાહ, મૂકયાં ધરીને ઉમાહ ॥ આ૦ ॥ ઇંડાં સુંદર તરૂ હેઠલે ॥ ૧૦ ॥ માણસ સણ સણ જાણ, મૂકણ લાગી ઠાણ ॥ આ૦ ॥ ભય ધરી ઉડી ગોરડી ॥ ૧૧ ॥ કૌતુક દેખણ કાજ, બ્રાહ્મણી સુણીને આદ્ધ ॥ આ૦ ઇંડાં દીઠા જોઇને ॥ ૧૨ ॥ કુમકુમ ખરડે હાથ, ઇંડાં લીધાં સાથ ॥ આ૦ ॥ અરૂણ વરણ ઇંડાં થયાં ॥ ૧૩ ॥ મૂકયાં તિણહિજ ઠાય, મનમેં ધરી ઉમાહ ॥ આ૦ ॥ ફેરી પાછી આવી ગ્રહે ॥ ૧૪ ॥ મોરડી ઇંડાં પાસ, આવી થઇ ઉદાસ ॥ આ૦ ॥ અરૂણ નિરખી નવિ સંગ્રહ્યાં ॥ ૧૫ દેખિ કરેય પોકાર, નયણે આંસુ ધાર ॥ આ૦ ॥ દુઃખ ધરતી વનમોરડી ॥ ૧૬ ॥ સોળ ઘડી પર્યંત, આકળી હુઈ અત્યંત ॥ આ૦ ॥ પંખીનો શો આશરો ॥ ૧૭ ॥ તિણ અવસર ઘનઘાટ, ગાજે કરી ગરેડાટ ॥ આ૦ ॥ કાજળ સરસી કંઠલા ॥ ૧૮ ॥ વરસે જળધર જોર, ભરીયાં સરનદી ઠોર ॥ આ૦ ॥ ઊંડે ઝબકતી વીજળી ॥ ૧૯ ॥ જળ વહે ઠામો ઠામ, મોરડી ઇંડાં તામ ॥ આ૦ ॥ જળથી ધોવાઈ ઉજ્વળ હુવાં ॥ ૨૦ ॥ ઉજ્વળદેખીને તેહ, હિયડે હર્ષ સમેત ॥ આ ઇંડાં પાછાં આદરયાં ॥ ૨૧ ॥ બ્રાહ્મણ નારી જેહ, હરિ ગૃહિણી હુઇ તેહ ॥ આ૦ ॥ પૂરવ કર્મવશે કરી ॥ ૨૨ ॥ પામી પુત્ર પિછોહ, ઉપન્યો ચિત્ત અંદોહ ॥ આ૦ ॥ સોળ વરસ લગે એહને ॥ ૨૩ ॥ ઘડી એક વરસ વિચાર, જાણી વિરહની ઠાર ॥ આ૦ ॥ વિયોગપણે દુઃખ હોયે ઘણું ॥ ૨૪ ॥ ભલિ જિનની વાણી, સંયમ લેઇ કેઈ જાણિ ॥ આ૦ ॥ સમકિતધારી કેઇ થયા ॥ ૨૫ ॥ નિસુણી નારદ તામ, જિનને કરિયે પ્રણામ ॥ આ૦ ॥ મોહન વચને સંથુણ્યો ॥ ૨૬ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्रीलक्ष्मीसूरिकृत रोहिणीजीनी सज्झाय ॥

॥ ભરતનૃપ ભાવશું એ ॥ એ દેશી ॥

શ્રી વાસુ પૂજ્ય જિણંદના એ, મઘવા સુત મનોહાર ॥ જયો તપ રોહીણી એ ॥ રોહિણી નામે તસ સુતા એ, શ્રીદેવી માત

મલાર ॥ જ૦ ॥ કરે તસ ધન અવતાર ॥ જ૦ ॥ ૧ ॥ પદ્મ પ્રભુના વયણુથી એ, દુર્ગંધા રાજ કુમાર ॥ જ૦ ॥ રોહિણી તપથી તે ભવે એ સુજસ સુગંધ વિસ્તાર ॥ જ૦ ॥ ક૦ ॥ ૨ ॥ નરદેવ સુરપદ ભોગવી એ, તે થયો અશોક નરિંદ ॥ જ૦ ॥ રોહીણી રાણી તેહની એ, દાયને તપ સુખ કંદ ॥ જ૦ ॥ ક૦ ॥ ૩ ॥ દુરભિગંધા કામિની એ, ગુરૂ ઉપદેશ સુણંત ॥ જ૦ ॥ રોહિણી તપ કરિ દુઃખ હરી એ, રોહિણી ભવ સુખવંત ॥ જ૦ ॥ ક૦ ॥ ૪ ॥ પ્રથમ પારણુદિન ઋષભનો એ, રોહિણી નક્ષત્ર વાસ ॥ જ૦ ॥ દુવિધે કરિ તપ ઉચ્ચરો એ, સાત વરસ સાત માસ ॥ જ૦ ॥ ક૦ ॥ ૫ ॥ કરો ઉજમણું પૂરણ તપે એ, અશોક તરૂ તલ ઠાય ॥ જ૦ ॥ બિંબ રયણ વાસુપૂજયનું એ, અશોક રોહિણી સમુદાય ॥ જ૦ ક૦ ॥ ૬ ॥ એકસો એક મોદક ભલા એ, રૂપા નાણાં સમેત ॥ જ૦ ॥ સાત સત્યાવિશ કીજિયે એ, વેશ સંઘ ભક્તિ હેત ॥ જ૦ ॥ ક૦ ॥ ૭ ॥ આઠ પુત્ર ચારે સુતા એ રોગ સોગ નવિ દીઠ ॥ જ૦ ॥ પ્રભુ હાથે સંયમ લહ્યું એ, દંપતી કેવળ દીઠા ॥ જ૦ ॥ ક૦ ॥ ૮ ॥ કાંતિ રોહિણીપતિ જિસી એ, રોહિણીસુત સમ રૂપ ॥ જ૦ ॥ એ તપ સુખ સંપદ દિયે એ, વિજયલક્ષ્મીસૂરિ ભૂપ ॥ જ૦ ॥ ક૦ ॥૯॥

॥ ઇતિ રોહિણીની સજ્ઝાય ॥

---

## ॥अथ श्रीज्ञानविमलजीकृत कौशल्याजीनी सज्झाय॥

॥ ભામીનીને ભરતાર મનાવે ॥ એ દેશી ॥

દશરથ નૃપ કૌશલ્યાને કહે, તું ભામિની કિમ દુહવાણી ॥ કે આ જોને રે ॥ તું ભા૦ ॥ પ્રાણથકી અધિકી છો વાહાલી રામમાતા ગુણ ખાણી ॥ કે આ૦ રામ૦ ॥ કે નાજો કે નહિં જો કે શાને કે શા માટે ॥ નારે વાહાલા નહિં બોલું તુમ્હ સાથે રે, તુમશું અબોલડા લીધા ॥ ૧ ॥ એ આંકણી ॥ ગળાપાસો રમણીના ગળાથી, છોડવે આપણે હાથે ॥ કે આ૦ ॥ સામું જોઈ દુઃખે કહે મુજને, એમ કહે ગ્રહિ બાથે ॥ કે આ૦ ॥ કે ના જો૦ ॥ ૨ ॥ અઠોત્તર વિંબ સ્નાત્ર કરાવ્યાં, મંત્ર ન્હવણનાં પાણી ॥ કે આ૦ ॥ અમ્હ વિણ તે સઘળે મોકલાવ્યાં, ત્યારે પ્રીતિ તુમારી જાણી ॥ કે આ ॥ કે ના૦ ॥ ૩ ॥ પતિ સુતવંતી જે કુળવંતી,

તે સવિ સરખે દાવે ॥ કે આ૦ ॥ શોકયવેધ હોય શૂળી સમાના, તે કિમ ખમીયા જાવે ॥ કે આ૦ ॥ કે ના૦ ॥ ૪ ॥ કહે દશરથ નૃપ સ્નાન તણું જળ, મોકલીયું છે પહેલાં કે આ૦ ॥ કરકંકણને શો આરીશો, શ્યા બોલો છો ઘેહેલાં ॥ કે આ૦ ॥ કે ના૦ ॥ ૫ ॥ પ્રેમકહુલ કરતાં એક આવી, જળ લેઈ દાસી જરતી ॥ કે આ૦ ॥ તુરત આગમન નવિ થયું જરાથી, એમ અવસ્થા કરતી કે આ૦ ॥ કે ના૦ ॥ ૬ ॥ ઈણ નિમિત્તે ભવસંવેગ આવ્યો, દેહ અથિરતા જાણી ॥ કે આ૦ દંપતીદોય મળ્યાં રસરંગે, લિયે સંયમ નૃપને રાણી ॥ કે આ૦ ॥ ૭ ॥ કે હોવે જિહાં રે વાહલા, હવે બોલું તુમ્હ સાથ રે ॥ એ આંકણી ॥ઈમ સંબંધ છે પદ્મચરિત્રે, રામને રાજની વેલી ॥ કે આ૦ ॥ જ્ઞાનવિમળ ગુરુથી તે લહ્યો, કર્યો ભકિતને મેલી ॥ કે આ૦ ॥ કે હોવે૦ ॥ ૮ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री धन्नाजोनी सझ्झाय ॥

શીયાળામાં શીત ઘણી રે ધન્ના, ઉનાળે લૂ વાય ॥ ચોમાસે જળ વાદળાં રે ધન્ના, એ દુઃખ સહ્યું ન જાય ॥ હું તો વારી રે ધનજી આજ નહિં સો કાળ ॥ ૧ ॥ વનમેં તો રહેવું એકલું રે ધન્ના, કોણ કરે તારી સાર ॥ ભૂખ પરિસહ દોહિલો રે ધન્ના, મત કર એસી વાત રે હો ધનજી ॥ મત લીયો સંયમ ભાર ॥ ૨ ॥ વનમેં તો મૃગ એકલો રે માતા, કોણ કરે ઉનકી સાર ॥ કરણી તો જેસી આપકી રે માતા, કોણ બેટા કુણ બાપ રે હો જનની ॥ હું લેઉ સંયમ ભાર ॥ ૩ ॥ પંચમહાવ્રતકો પાળવો રે ધન્ના, પાંચ મેરૂ સમાન ॥ બાવીસ પરિસહ જીતવારે ધન્ના, સંયમ ખાંડાકી ધાર રે હો ધનજી ॥ મત૦ ॥ ૪ ॥ નીર વિનાની નદી કીસી રે ધન્ના, ચંદવિના કેસી રાત ॥ પિયુ વિના કેસી કામિની રે ધન્ના, વદન કમળ વિલખાય રે હો ધનજી ॥ મત૦ ॥ ૫ ॥ દીપકવિના મંદિર કિસ્યાં રે ધન્ના, કાન વિના કેસો રાગ ॥ નયણ વિના કિસ્યું નિરખવું રે ધન્ના, પુત્ર વિના પરિવાર રે હો ધનજી ॥ મત૦ ॥ ૬ ॥ તું મુજ અંધા લાકડી રે ધન્ના, સો કોઇ ટેકો રે હોય ॥ જો કોઇ લાકડી તોડશે રે ધન્ના, આંધો હોશે ખુવાર રે હો ધનજી ॥ મ૦ ॥ ૭ ॥ રત્ન જડિતકો પિંજરો રે માતા, તે

સૂડો જાણે બંધ ॥ કામ ભોગ સંસારના રે માતા, જ્ઞાનીને મન ફંદ રે જનની ॥ હું લેઉ સંયમ ભાર ॥ ૮ ॥ આયુતો કંચન ભરયો રે ધન્ના, રાઈ પરબત જેમ સાર ॥ મગર પચ્ચીશી અસતરી રે ધન્ના, નહિ સંયમકી વાત રે હો ધનજી ॥ મત૦ ॥ ૯ ॥ નિત્ય ઉઠી ઘોડલે ફીરતોરે ધન્ના, નિત્ય ઉઠી બાગમેં જાય ॥ એસી ખુબી પરમાણે રે ધન્ના ચમર ઢોળાયા જાય રે હો ધનજી ॥ મ૦ ॥ ૧૦ ॥ ચોડી પાલખોએ પોઢતો રે ધન્ના, નિત્ય નઈ ખુબી માણ એ તો બત્રીસ કામિની રે ધન્ના, ઉભી કરે અરદાસ રે હો ધનજી ॥ મ૦ ॥ ૧૧ ॥ નારય સકારા હું ગયો રે માતા, કાને આયો રાગ ॥ મુનિશ્વરની વાણી સુણી રે માતા, આ સંસાર અસાર રે જનની ॥ હું લઉં૦ ॥ ૩૨ ॥ હાથમેં લેતો પાતરો રે ધન્ના, ઘેર ઘેર માગવી ભીખ ॥ કોઇ ગાળજ દેઈ કાઢશેરે, ધન્ના, કોઇ દેવેંગે શીખ રે હો ધનજી ॥ મત૦ ॥ ૧૩ ॥ તજ દિયાં મંદિર માળીયા રે માતા, તજ દિયો સબ સંસાર ॥ તજ દીની ઘરકી નારીયો રે માતા, છોડ ચલ્યો પરિવાર રે હો જનની ॥ હું લે૦ ॥ ૧૪ ॥ જાૂઠાં તો મંદિરમાળીયાં રે માતા, જૂઠો તે સબ સંસાર ॥ જીવતાં ચુંટે કાળજું રે માતા, મુવાં નરક લેઈ જાય રે હો જનની ॥ હું લે૦ ॥ ૧૫ ॥ રાત્રિભોજન છોડદે હો ધન્ના, પરનારી પચ્ચખ્ખાણ ॥ પરધનશું દૂરા રહો રે ધન્ના, એહુજ સંયમભાર રે હો ધનજી ॥ મત૦ ॥ ૧૬ ॥ માત પિતા વરજો નહિં રે ધન્ના, મત કર એસી વાત ॥ એહ બત્રીશે કામિની રે ધન્ના, એસા દેગી શાપ રે હો ધનજી ॥ મ૦ ॥ ૧૭ ॥ કર્મ તણાં દુઃખ મેં સહ્યાં રે માતા, કોઈ ન જાણે ભેદ ॥ રાગ દ્વેષકે પૂંછડે રે માતા, વાધ્યાં વેર વિરોધ રે હો જનની ॥ હું૦ ॥ ૧૮ ॥ સાધુપણામેં સુખ ઘણાં રે માતા, નહિ દુઃખરો લવલેશ ॥ મળશે સોઇ ખાવશું રે માતા, સોઈ સાધુ ઉદ્દેશ રે હો જનની ॥ હું૦ ॥ ૧૯ ॥ એકલો ઉઠી જાયશે રે માતા કોઈ ન રાખણુહાર ॥ એક જીવકે કારણ રે માતા, કયું કરે એતો વિલાપ રે હો જનની ॥ હું૦ ॥ ૨૦ ॥ ન કોઇ ધન્નો મર ગયો રે માતા, ન કોઈ ગયો પરદેશ ॥ ઉગ્યા સોઇ આથમે રે માતા, ફુલ્યા સો કરમાયરે હો જનની ॥ હું લે૦ ॥ ૨૧ ॥ કાળ ઓર્ચિંતો મારશે રે માતા કોણ છોડાવણ હાર ॥ કર્મ કાટ મુકતેં ગયા રે માતા, દેવલોક સંસાર રે હો જનની ॥ હું ॥ ૨૨ ॥ જે

જેશી કરણી કરે રે માતા, તિન તેનાં ફળ હોય ॥ દયા ધરમ સંયમ વિના રે માતા, શિવ સુખ પામે ન કોય રે હો જનની ॥ લેશું૦ ॥ ૨૩ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री जिनवर्द्धनकृत उपदेशकारक कक्कानी सज्झा ॥

॥ સોરઠા ॥

॥ કક્કા કરમની વાત, કરી કમાઇ ભોગવો ॥ શુભ અશુભ જે હોય, ભોગવ્યા વિણ નહિં છુટકો ॥ ૧ ॥ ખણુ ખણુ આયુ જાય, ચેતવું હોય તો ચેતજે ॥ બાજની પેઠે અહે જીવ, જિહાં મૂકયું તે તિહાં રહે ॥ ૨ ॥ ગુરૂનાં વચન મન આણુ, ગુરૂ વિણ જ્ઞાન ન પામીયે ॥ ગુરૂથી ઉતરીશ પાર, સદ્ગુરૂ વચન હિયડે ધરે ॥ ૩ ॥ ઘર કુટુંબ પરિવાર, સ્વારથીયો સહુ કો સગો ॥ તાહરો ન દીસે કોય, ભોગવીશ પ્રાણી એકલો ॥ ૪ ॥ નન્ના ન કરીશ નેહ, પરનારીશું પ્રીતડી ॥ મન ચિત્ત રાખી ઠામ. પરનિંદા તું પરહરે ॥ ૫ ॥ ચચ્ચા તું ચાર નિધાર, ક્રોધ લોભ મદ મોહને ॥ ચાર દાવાનલ જાણુ, કરી કમાઇ હારીયે ॥ ૬ ॥ છોડ તું સકળ સંસાર, એ સંસાર અસાર છે ॥ તું જાણે મન સાર, જગમાં કોઇ કહેતું નથી ॥ ૭ ॥ જન્મ્યો વાર અનંત, અનંતા ભવ તેં કર્યા ॥ છેદન ભેદન અપાર, પાર ન પામ્યો તેહનો ॥ ૮ ॥ ઝુર્યો સયલ સંસાર, જાગીને જોયું નહિ ॥ ખૂતો મોહની જાળ, જન્મ મરણ નવિ ઓળખ્યો ॥ ૯ ॥ નિલવટ લખિયા લેખ, કોણે મટાડયા નહિ મટે ॥ જો જાઓ દેશ વિદેશ, હાણુ વૃદ્ધિ સાથે ચલે ॥ ૧૦ ॥ ટાળ તું કુગુરૂ કુદેવ, સદ્ગુરૂ સાચો જાણીને ॥ દેજો ધર્મ ઉપદેશ, તો મુક્તિ તણાં ફળ પામશે ॥ ૧૧ ॥ ઠાલે હાથ જે જાય, પામી ધન નવિ જે દિયે ॥ મરિને વિષધર થાય, ધન ઉપર પરઠી રહે ॥૧૨॥ ડંશ હિયે મત રાખ, ડંશથી દુર્ગતી પામીયે ॥ ડંશ દાવાનલ જાણુ કરી કમાઇ હારીયે ॥ ૧૩ ॥ ઢૂંઢત સયળ સંસાર, નિસ્પૃહી કોઇ નહિ મિલ્યો ॥ તિસકા વંદૂં પાય, જેહ મળ્યો તે લાલચી ॥ ૧૪॥ રણની વાટે જાય, પ્રાણી જાવું એકલું ॥ સંબળ લેજે સાથ,

આગળ નથી હાટ વાણીયો ॥ ૧૫ ॥ તજ તું રાગને દ્વેષ, સમતાશું મન લાવજે ॥ કર તું વ્રત પચ્ચખ્ખાણ, સામાયિક પોસા સાચવે ॥ ૧૬ ॥ થર થર કંપે કાય, મુખથી લાળ ચૂવે ઘણી ॥ પંચે પરવશ થાય, ધર્મ ઉદય આવે નહિં ॥૧૭॥ દેને સુપાત્રે દાન, ભજ ભગવંત વિસાર માં, જીવદયા પ્રતિપાળ, રાત્રિભોજન પરિહરે ॥ ૧૮ ॥ ધન જે હોય તે ખાય, ધર્મનો ભેદ જાણે નહિં ॥ હાય હાય કરે દિન સાત, સમતા ન આણે પ્રાણીયો ॥ ૧૯ ॥ નારી વિષ સમ જાણ, વિષની વેલ તું કાપજે ॥ શીયળ અમૃત વેલ, શિયળે સવિ સંકટ ટળે, ॥૨૦॥ પરપીડા તું જાણ, જીવ સઘળાની રક્ષા કરે ॥ આપણા જીવ સમાન, પરના એવા જાણીયે ॥ ૨૧ ॥ ફરિયો અનંતી વાર, તીન લોક માહે વળી ॥ તોહિ ન પામ્યો પાર, સમય જોઇ જાગ્યો નહિં ॥ ૨૨ ॥ બબ્બા બે કર જોડ, સકળ સાધુને વંદિયે ॥ ન કરિશ કોઇની વાત, નિંદા કરજે આપણી ॥૨૩॥ ભણ્યો તે ચારે વેદ, આપ પ્રતીતિ આવે નહિ ॥ પરને દે શીખ, આપ કશું સમજે નહિં ॥ ૨૪ ॥ મનુષ્ય જન્મને પામી, ત્રણ દદ્દા તું લાવજે ॥ દયા દીનપર લાવ, દાન દેજે તું મન દમે ॥ ૨૫ ॥ આવ્યો યોનિ મઝાર, ઉંધે શિર દુઃખ ભોગવ્યાં ॥ સંકટ ઉદર મઝાર, સાતે નરકથી આકરાં ॥ ૨૬ ॥ રત્નચિંતામણી હાથ, કાચ લેઇ મત રાચજે ॥ જીતે સકળ સંસાર, પાંચ ઇંદ્રિય જો વશ કરે ॥ ૨૭ ॥ લે ભગવંતજી નામ, નામે નરભવ પામિયે ॥ નામે નિર્મળ કાય, આવાગમન નિવારીયે ॥ ૨૮ ॥ વ્રત માંહે મન આણ, વ્રતથી વિલસે સુખ ઘણાં ॥ વ્રતથી પામીશ પાર, વ્રત છે જીવને મોટકું ॥ ૨૯ ॥ સત્ય વચન તું બોલ, સત્ય વચન શિલ નિર્મળાં ॥ સત્યથી શીતળ આગ સત્યથી વિષહર વેગળા ॥૩૦॥ ખોજને તું ઘટમાંહિ, ધર્મ અધર્મ ઘટમાં વસે ॥ ધર્મે હોયે સિદ્ધિ, અધર્મે હોયે દુઃખ ઘણાં ॥ ૩૧ ॥ સાત વ્યસન તું છોડ, વ્યસને વ્હાલાં વેગળાં, વ્યસને જીવની હાણ ॥ પરીયાનું પાણી ઉતરે ॥ ૩૨ ॥ હૈયે હર્ષ ન માય, હર્ષે હક્કા જોડીયા ॥ કલ્યાણધર પંન્યાસ, શિષ્ય જિનવર્દ્ધન ઇમ ભણે ॥ ૩૩ ॥ ઇતિ ॥



# ॥ अथ श्री ज्ञानविमळजीकृत एवंतीसुकुमारनो सज्झाय ॥

॥ લાછલદે માત મલ્હાર ॥ એ દેશી ॥

મનોહર માળવદેશ, તિહાં બહુ બહુ નયર નિવેશ ॥ આજ હો અછે રે ઉજેણી નયરી સોહતી જી ॥ ૧ ॥ તિહાં નિવસે ધન-શેઠ, લચ્છી કરે જસ વેઠ ॥ આજ હો ભદ્રા રે તસ ઘરણી મનડું મોહતી જી ॥ ૨ ॥ પૂરવ ભવે રૂપ એક, રાખ્યો ધરિય વિવેક ॥ આજ હો પામ્યો રે તેહ પુણ્યે સોહમ કલ્પમાં જી ॥ ૩ ॥ નલિનીગુલ્મ વિમાન, ભોગવી સુખ અભિરામ ॥ આજ હો તે ચવિ-ઉપન્યો રે ભદ્રાકુખે જી ॥ ૪ ॥ એવંતીસુકુમાર, નામે અ-તિસુકુમાર ॥ આજ હો દીપે રે ઝીંપે નિજ રૂપે રતિપતિજી ॥ ૫ ॥ રંભાને અનુકારી, પરણ્યો બત્રીશ નારી ॥ આજ હો ભોગી રે ભામિનીશું ભોગજ ભોગવે જી ॥ ૬ ॥ નિત્ય નવલા શણ-ગાર, શોવન જડિત સફાર ॥ આજ હો પહેરે રે સુંવાળું ચીવર સામટું જી ॥ ૭ ॥ નિત નવલાં તંબોળ, ચંદન કેશર છોળ ॥ આજ હો ચરચે રે જસ અંગે આંગી ફુટડી જી ॥ ૮ ॥ એક પખાળે અંગ, એક કરે નાટક ચંગ ॥ આજ હો એકજ રે સુંવા-ળી સેજ સમારતી જી ॥ ૯ ॥ એક બોલે મુખ આખ, મીઠી જાણે દ્રાખ ॥ આજ હો લાવણ્યે લટકાળા રૂડા બોલડા જી ॥ ૧૦ ॥ એક કરિ નયન કટાક્ષ, એક કરે નખરા લાખ ॥ આજ હો પ્રેમેં રે પન્હોતી પિયુ ઉચ્ચરે જી ॥ ૧૧ ॥ એક પિરસે પકવાન્ન, એક સમારે પાન ॥ આજ હો પિરસે રે એક સારાં ખારાં સાલણાં જી ॥ ૧૨ ॥ એક વળી ગૂંથે ફૂલ, પંચ વરણ બહુમૂલ ॥ આજ હો જામે રે કેસરીયે કસ એક બાંધતી જી ॥ ૧૩ ॥ એક કહે જીજી-કાર, કરતી કામ વિકાર ॥ આજ હો રૂડી રે રઢિયાળી વેણુ વ-જાવતી જી ॥ ૧૪ ॥ ઇત્યાદિક બહુ ભોગ, વિલસે સ્ત્રીસંયોગ ॥ આજ હો જાણે દોગુંદક પૃથિવી મંડલે જી ॥ ૧૫ ॥ એવે સમે સમતા પૂર, શ્રી આર્યમહાગિરિ સૂરિ ॥ આજ હો આવ્યા રે ઉજે-ણીપુરને પરિસરે જી ॥ ૧૬ ॥ વસતિ અનુગ્રહ હેત, ચેલા ચતુર સંકેત ॥ આજ હો મેલે રે ભદ્રા ઘર સ્થાનક યાચવાજી ॥ ૧૭ ॥ વારૂ વાહન યાળ, પોઢી વળી પટશાળ ॥ આજ હો આપે રે

ઉતરવા કાજે સાધુને જી ॥ ૧૮ ॥ શિષ્ય કથન સુણી એમ, સપરિવારે ધરિ પ્રેમ ॥ આજ હો પુણ્યે રે પટશાળે આવી ઉતર્યા જી ॥ ૧૯ ॥ સકળ મુનિ સમુદાય, કરે પોરિસિ સજ્ઝાય ॥ આજ હો સુણિયાં રે શ્રવણે રે સુખ નલિનીગુલ્મનાં જી ॥ ૨૦ ॥ તેહ સુણી વૃત્તાંત, જાતિસમરણવંત ॥ આજ હો ચિંતે રે ચિત્તમાંહિ એ કેમ પામીયે જી ॥ ૨૧ ॥ પૂછે ગુરૂને નેહ, કેમ લહિયે સુખ એહ ॥ આજ હો ભાંખે રે ગુરૂ તવ વયણ સુધારસે જી ॥ ૨૨ ॥ ચરણથી નિશ્ચે મોખ, જો પાળે નિર્દોષ ॥ આજ હો અથવા રે સરાગે વૈમાનિકપણું જી ॥ ૨૩ ॥ કહે ગુરૂને દિયો દીખ, ગુરૂ કહે વિણું માય શીખ ॥ આજ હો ન હુવે અનુમતિ વિણુ સંયમકામના જી ॥ ૨૪ ॥ તિહાં માતા આલાપ, સ્ત્રીના વિરહ વિલાપ ॥ આજ હો કહેતાંરે તે સઘળો પાર ન પામીયે જી ॥ ૨૫ ॥ આપે પહેરે વેશ, લહી આગ્રહ સુવિશેષ ॥ આજ હો ધારે રે તિહાં પંચમહાવ્રત ગુરૂ કને જી ॥ ૨૬ ॥ જિમ કર્મ એરૂ થાય, દાખો તેહ ઉપાય ॥ આજ હો આપે રે ઉપાયોગી ગુરૂ પરિસહ તિહાં જી ॥ ૨૭ ॥ કંથેરી વનમાંહી, પહોતો મન ઉત્સાહિ ॥ આજ હો કરે રે કાઉસ્સગ્ગ કર્મને તોડવા જી ॥ ૨૮ ॥ પાછી ભવની નાર, કરી ભવભ્રમણ અપાર ॥ આજ હો થઈ રે તે શ્યાલણી વ્યાળણની પરેજી ॥ ૨૯ ॥ નવપ્રસૂત વિકરાળ, આવી વનહ વિચાલ ॥ આજ હો નિરખી રે તે મુનિને રીષે ધડહડેજી ॥ ૩૦ ॥ નિશ્ચળ મને મુનિ તામ, કર્મ દહનને કામ ॥ આજ હો ભુખે ભડભતી મુનિ ચરણે અડે જી ॥ ૩૧ ॥ ચારે પહોર નિશિ જોર, સહ્યો પરિસહ ઘોર ॥ આજ હો કરડી રે શ્યાલણે શરીર વલૂરીયું જી ॥ ૩૨ ॥ ધરતો ધર્મનું ધ્યાન, નલિનીગુલ્મ વિમાન ॥ આજ હો પહોતો રે પન્હોતો પુણ્ય પ્રભાવથી જી ॥ ૩૩ ॥ સુરભિ કુસુમજળ વૃષ્ટિ, સુર કરે સમકિત દૃષ્ટિ ॥ આજ હો મહિમા રે તે ઠામે સબળો સાચવેજી ॥ ૩૪ ॥ ભદ્રાને સવિનાર, પ્રભાતે તિણવાર ॥ આજ હો આવો રે ગુરૂ વાંદી પૂછે વાતડી જી ॥ ૩૫ ॥ ગુરૂ કહે એક રાતમાંહિ, સાધ્યા મનના ઉત્સાહ ॥ આજ હો નિસુણી રે દુઃખ વારે સંયમ આદરે જી ॥ ૩૬ ॥ ગર્ભવતી એક પુત્ર, તેણે રાખ્યું ઘરસૂત્ર ॥ આજ હો થાપે રે મુનિ કાઉસ્ગ્ગ ઠામે સુંદર જી ॥ ૩૭ ॥ તે માહાકાળ પ્રસાદ, આજ લગે જસવાદ ॥ આજ

હો પાસ જિનેસર કેરો રૂયડો તિહાં જી ॥ ૩૮ ॥ ધન ધન તે મુનિરાજ, સાધ્યા આતમ કાજ ॥ આજ હો વરશે રે શિવરમણી ભવને આંતરે જી ॥ ૩૯ ॥ ધીર વિમલ કવિ શિષ્ય, લળી લળી નામે શીશ ॥ આજ હો તેહ રે નયવિમળ ગાવે ગુણો જી ॥ ૪૦ ॥

॥ ઈતિ શ્રી એવંતી સુકુમાર સજ્ઝાય ॥

---

## ॥ अथ श्रीरामविजयजीकृत लयर मुनिनी सझ्झाय ॥

॥ સાંભળજો તુમે અદ્‌ભુતવાતો, વયેરકુમર મુનિવરની રે ॥ એ આંકણી ॥ ખટ મહિનાના ગુરૂ ઝોળીમાં, આંબે કેલિ કરંતા રે ॥ ત્રણ વરસના સાધ્વી મુખથી, અંગ અગ્યાર ભણતા રે ॥ સાં૦ ॥ ૧ ॥ રાજસભામાં નહિં સોભાગ્ય, માત સુખલડી દેખી રે ॥ ગુરૂયે દીધો ઓઘો મુહુપત્તી, લીધો સર્વ ઉવેખી રે સાં૦ ॥ ૨ ॥ ગુરૂસંઘાતે વિહાર કરે મુનિ, પાળે શુદ્ધ આચાર રે ॥ બાળપણાથી મહા ઉપયોગી, સંવેગી, શિરદાર રે ॥ સાં૦ ॥ ૩ ॥ કોળાપાક ને ઘેવર ભિક્ષા, દાય ઠામે નવિ લીધી રે ॥ ગગનગામિની વૈક્રિયલબ્ધિ, દેવે જેહને દીધી રે ॥ સાં૦ ॥ ૪ ॥ દશ પૂરવ ભણિયા જે મુનિવર, ભદ્રગુપ્ત ગુરૂ પાસે રે ॥ ખીરાસ્ત્રવ પ્રમુખ જે લબ્ધિ, પરગટે જાસ પ્રકાસે રે ॥ સાં૦ ॥ ૫ ॥ કોડિ સેંકડા ધનને સંચે, કન્યા રૂકિમણી નામે રે ॥ શેઠ ધનાવો દિયે પણ ન લીયે, વધતે શુભ પરિણામે ॥ સાં૦ ॥ ૬ ॥ દેઇ ઉપદેશને રૂકિમણી નારી, તારી દીક્ષા આપી રે ॥ યુગપ્રધાન જે વિચરે જગમાં, સૂરજ તેજ પ્રકાશી રે ॥ સાં૦ ॥ ૭ ॥ સમકિતશિયળ તુંબ ધરિ કરેમાં, મોહયર કરયો છોટો રે ॥ તે કેમ બૂડે નરનદીમાં, એ તો મુનિવર મહોટો રે ॥ સાં૦ ॥ ૮ ॥ જેણે દુર્ભિક્ષ સંઘ લેઇને, મૂકયો નગર સુકાળ રે ॥ શાસનશોભા ઉન્નતિ કારણ, પુષ્પપદ્મ વિશાળ રે ॥ સાં૦ ॥ ૯ ॥ બોધરાયને પણ પ્રતિબોધ્યો, કીધો સાસનરાગી રે ॥ શાસન શોભા જયપતાકા, અંબર જઇને લાગી રે ॥ સાં૦ ॥ ૧૦ ॥ વિસરયો શુંઠગાંઠિયો કાને આવશ્યકવેળા જાણયો રે ॥ વિસરે નહિં પણ એ વિસરિયો, આયુ અલ્પ પિછાન્યો રે ॥ સાં૦ ॥ ૧૧ ॥ લાખ સોનઇએ હાંડી ચડે જિમ, બિજે દિન સુગાળ રે ॥ એમ સંભળાવી વીરસેનને, જાણી અણસણ કાળ રે ॥ સાં૦ ॥ ૧૨ ॥ રાથવર્ત ગિરિ જઇ અણસણ કીધું, સો-

હુમ હરિ તિહાં આવે રે ॥ પ્રદક્ષિણા પર્વતને દેઈને, મુનિવર વંદે ભાવેરે ॥ સાં૦ ॥ ૧૩ ॥ ધનસિંહગિરિ સૂરી ઉત્તમ જેહના એ પટધારી રે ॥ પદ્મવિજય કહે ગુરૂપદ પંકજ, નિત્ય નમિયે નર નારી રે ॥ સાંભળજો૦ ॥ ૧૪ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री पद्मविजयजोक्त वयरमुनिनी सज्झाय ॥

॥ ધન ધન મેતારજ મુનિ, જેણે સંયમ લીધો ॥ જીવદયાને કારણે, તેણે કોપ ન કીધો ॥ ધ૦ ॥ ૧ ॥ માસ ખમણને પારણે ગોચરીયે જાય ॥ સોવનકાર તણે ઘરે, પહોતા મુનિરાય ॥ ધ૦ ॥ ૨ ॥ સોવન જવ શ્રેણિકના, ઋષિ મૂકી ॥ ઘરભીંતર તે નર ગયો, વાત ન ચૂકી ॥ ધ૦ ॥ ૩ ॥ જવ સઘળા પંખી ગળે, મુનિવર તે દેખે ॥ તવ સોની ઘર આવીયો, જવ તિહાં ન દેખે ॥ ધ૦ ॥ કહો મુનિવર જવ કિહાં ગયા. કહોને કેણે લીધા ॥ મુનિ ઉત્તર આપે નહિં, તવ ચપેટા દીધા ॥ ધ૦ ॥ ૫ ॥ ॥ મુનિવર ઉપશમ રસ ભરયો, પંખી નામ ન ભાસે ॥ કોપ ધરીને ઇમ કહે, જવ છે તુમ પાસે ॥ ધ૦ ॥ ૬ ॥ જવ ચોરયા રાજાતણા, તું તો મહોટો ચોર ॥ આગાં ચર્મ તણો કરી, બાંધ્યો મસ્તકે દોર ॥ ધ૦ ॥ ૭ ॥ નેત્રયુગલ તણી વેદના. નિકળીયાં તતકાળ ॥ કેવળજ્ઞાન તે નિર્મળું, પામી કીધો કાળ ॥ ધ૦ ॥ ૮ ॥ શિવનગરી તે જઇ ચઢયો, એહવો સાધુ સુજાણ ॥ ગુણવંતના ગુણ જે જંપે, તસ ઘર કલ્યાણ ॥ ધ૦ ॥ ૯ ॥ નવ કન્યા તેણે તજી, તજી કંચન કોડિ ॥ નવ પૂરવધર વીરના, પ્રણમું કર જોડી ॥ ધ૦ ॥ ૧૦ ॥ સિંહતણી પરે આદરી, સિંહની પરે પરે શૂરો ॥ સંયમ પાળી શિવ લહ્યા, જસ જગમે પુરો ॥ ધ૦ ॥ ૧૧ ॥ ભારો કાઠ તણી તિહાં, ઉંચેથી નાખે ॥ ધડકી પંખી જવ વમ્યા, તે દેખી આંખે ॥ ધ૦ ॥ ૧૨ ॥ તવ સોનિ મન ચિંતવે, કીધું ખોટું કામ ॥ વાત રાજા જો જાણશે, તો ટાળશે ઠામ ॥ ધ૦ ॥ ૧૩ ॥ તવ તે મનમાં ચિંતવે, ભયથી જિન હાથે ॥ સોવનકાર દીક્ષા લીયે, નિજ કુટુંબ સંઘાતે ॥ ધ૦ ॥ ૧૪ ॥ શિવનગરી તે જઇ ચઢયો, એવો સાધુ સુજાણ ॥ ગુણવંતા જે જંપે, તસ ઘર કોડી કલ્યાણ ધ૦ ॥ ॥ ૧૫ ॥ શ્રી કનકવિજય વાચકવરૂ, શિષ્ય જંપે રામ ॥ સાધુ તણા ગુણ ગાવતાં, લહિયે ઉત્તમ ઠામ ॥ધ૦ ॥ ૧૬ ॥

# ॥ अथ श्रीउदयरत्नजी कृत शीयलनो नववाड ॥

## ॥ ઢાળ પહેલી ॥

॥ દોહા ॥

શ્રીગુરૂને ચરણે નમી, સમરી સારદ માય ॥
નવવિધ શીલની વાડનો, ઉત્તમ કહું ઉપાય ॥ ૧ ॥
॥ વધાવાનીા પહેલોને પાસો હોજી ॥ એ દેશી ॥

॥ પહેલીને વાડ હોજી વીર જિનવરે કહ્યો, સેવો સેવો હો વસ્તિ વિચારીને જી ॥ સ્ત્રી પશુ પંડગ હોજી વાસો વસે જિહાં, તિહાં નવિ રહેવું હો શીલવ્રતધારીને જી ॥ ૨ ॥ જિમ તરૂડાલે વસતો વાનરો, મનમાં બીએ રખે ભૂંઈ પડું જી ॥ મંજારી દેખી હોજી પિંપરમાંહેથી, પોપટ ચિંતે હો રખે દાટે ચડું જી ॥ ૩ ॥ જિણ સિંહલકી હોજી સુંદરી શિર ધરી જળનું બેડું હો જુગતિશું જાળવે જી ॥ તિમ મુનિ મનમેં હોજી રાખે ગોપવી, નારી નિરખી હોજી ચિત્ત નવિ ચાળવે જી ॥ ૪ ॥ જિહાં હોવે વાસો હોજી સેહેજે મંજારનો, જોખમ લાગે હો મુષકની જાતને જી ॥ તેમ બ્રહ્મચારી હોજી નારીની સંગતે, હાંરે હો હાંરે રે શીયલ સૂધાતને જી ॥ ૫ ॥ ત્રુટક ॥ એમ વાડ વિઘટે વિષય પ્રગટે, શંકા કંખા નીપજે ॥ તીવ્ર કામે ધાતુ બિગડે, રોગ બહુવિધ ઉપજે ॥ મનમાંહે વિષય વ્યાપે, વિષયશું મન રહે ન મળી ॥ ઉદયરત્ન કહે તિણ કારણ, નવ વાડ રાખો નિર્મળી ॥ ૬ ॥

## ॥ ઢાળ બીજી ॥

॥ વિદર્ભદેશ કુંદનપુરા નયરી ॥ એ દેશી ॥

॥ સુરપતિ સેવતિ ત્રિભુવન ધણી, અજ્ઞાન તિમિર હર દિનમણિ ॥ શીયલ રત્નનાં જતન તંતે, ભાંખી બીજી વાડ ભગવંતે ॥ ૧ ॥ ત્રુટક ॥ ભગવંત ભાખે સંઘ સાખે, શીયલ સુરતરૂ રાખવા ॥ મુક્તિ મહાફલ હેતુ અદ્દભુત, ચારિત્રનો રસ ચાખવા ॥૨॥ મીઠે વચને માનનીશું, કથા ન કરે કામની ॥ વાડ વિધશું જેહ પાળે, બલિહારી તસ નામની ॥ ૩ ॥ વાત વ્રતને ઘાતકારી, પવન જિમ તરૂપાતને ॥ વાત કરતાં વિષય જાગે, તે માટે તજો એ વાતને ॥ ૪ ॥ લીંબુ દેખી દુરથી જિમ ખટાશે ડાઢા ગળે ॥ ગગને ગ-

ર્જારવ સુણીને, હુડક્વા જિમ ઉચ્છળે ॥ ૫ ॥ તિમ બ્રહ્મચારીનાં ચિત્ત વિણસે, વયણ સુંદરીનાં સુણી ॥ કથા તજો તિણે કારણે, ઇમ પ્રકાશે ત્રિભુવન ધણી ॥ ૬ ॥

## ॥ ઢાળ ત્રીજી ॥

॥ તટ જમુનાનો રે અતિ રળીયામણો રે ॥ એ દેશી ॥

॥ ત્રીજીને વાડે રે ત્રિભુવન રાજીયો રે ॥ એણી પરે દીયે ઉપદેશ ॥ આસન છંડારે સાધુજી નારીના રે, મુહૂર્ત્ત લગે સુવિશેષ ॥ હું બલિહારી રે જાઉં તેહની રે ॥ ૧ ॥ ધન્ય ધન્ય તેહની હો માત ॥ શીલ સુરંગી રે રંગાણી રાગશું રે, જેહની સાતે હો ધાત ॥ હું૦ ॥ ૨ ॥ શયનાસને રે પાટીને પાટલે રે, જિહાં જિહાં બેસે હો નાર ॥ બે ઘડી લગે રે તિહાં બેસે નહીં રે, શીલવ્રત રાખણહાર ॥ હું૦ ॥ ૩ ॥ કોહેલા કેરી રે ગંધ સંયોગથી રે, જેમ જાયે કણકનો વાંક ॥ તિમ અબળાનું રે આસન સેવતાં રે, વિણસે શિયલ સુપાક ॥ હું૦ ॥ ૪ ॥

## ॥ ઢાળ ચોથી ॥

॥ હું વારી રંગઢોલણા ॥ એ દેશી ॥

॥ ચોથીની વાડ ચેતજો હો રાજ, ઇમ ભાખે શ્રીજિન ભૂપ રે ॥ સંવેગી સૂધા સાધુ જી ॥ નયણ કમળ વિકાસીને હો રાજ, રખે નિરખો રમણીનું રૂપ રે ॥ સં ॥ ૧ ॥ રૂપ જોતાં રઢ લાગશે હો રાજ, ઉલ્લસશે અનંગ રે ॥ સં૦ ॥ મનમાંહે જાગશે મોહીની હો રાજ, ત્યારે હોશે વ્રતનો ભંગરે ॥ સ૦ ॥ ૨ ॥ દિનકર સામું દેખતાં હો રાજ, નયણ ઘટે જિમ તેજ રે ॥ સં૦ ॥ તિમ તરૂણી તન પેખતાં હો રાજ, હીણું થાયે શીયલશું હેજ રે ॥ સં૦ ॥ ૩ ॥

## ॥ ઢાળ પાંચમી ॥

॥ થાંપર વારી મારા સાહિબા કંબલ મત ચાલો ॥ એ એ દેશી ॥

॥ પંચમી પરમેસરે, વખાણી હો વારૂ ॥ સાંભળજો શ્રોતા તુમે ધર્મી વ્રતધારૂ ॥ ૧ ॥ કુડયાંતર વરકામિની, રમે જિહાં રાગે ॥ સ્વરકંકણાદિકનો સુણી, જિહાં મન્મથ જાગે ॥ ૨ ॥ તિહાં વસવું બ્રહ્મચારિને, ન કહ્યું વીતરાગે ॥ વાડ ભાંગે શીલ રત્નની, જિહાં લાંછન લાગે, ॥ ૩ ॥ અગ્નિપાસે જિમ ઓગળે

ભાજનમાંહે ધરિયા ॥ લાખને મીણ જાએ ગળી, ન રહે રસ ભારયા ॥ ૪ ॥ તિમ હાવ ભાવ નારી તણા, વળી હાંસુને રૂદના ॥ સાંભળતાં શીયલ વીશ્વરે, મન વેધે હો મદના ॥ ૫ ॥

## ॥ ઢાળ છઠ્ઠી ॥

॥ સહીયાં મારા નયણ સમારો ॥ એ દેશી ॥

॥ છઠ્ઠીને વાડે છયલ છબીલો, ગુણ રત્ને ગાડો ભરયો જી ॥ સિદ્ધારથ ને કુલે નગીનો, વીર જિણંદ ઇમ ઉચ્ચરયોજી ॥ ૧ ॥ એ વ્રતીપણે જે જે આગે, કામ ક્રીડા બહુવિધ કરી જી ॥ વ્રત લેઈને વિલસિત પેહેલાં, રખે સંભારો દીલ ધરી જી ॥ ૨ ॥ અગનિ ભારયાં ઉપર પૂળો, મેલે જિમ જવાળા વમે જી ॥ વરસ દિવસે જેમ વિષધરનું, શંકાયે વિષ સંક્રમે જી ॥ ૩ ॥ વિષયસુખ જે વિલસિત પેહેલાં, તિમ શીયલવ્રતી સંભારતો જી ॥ વ્યાકુળ થઇને શીયલ વિરાધે, પછી થાય વળી ઓરતો જી ॥ ૪ ॥

## ॥ ઢાળ સાતમી ॥

ગઢ બુંદીરા વાળા ॥ એ દેશી ॥

॥ સામી વાડે વીર પયંપે, સુણો સંજમના રાગી હો ॥ શીલરથના હો ધોરી ॥ સૂધા સાધુ વૈરાગી, મુજ આણાકારી, બ્રહ્મચારી વિષય રસ ત્યાગી હો ॥ શી૦ ॥ ૧ ॥ સરસ આહાર તે તજજો સહેજે, વિગય થોડી વાવરજો હો ॥ શી૦ ॥ માદક આહારે મન્મથ જાગે, તે જાણી પરિહરજો હો ॥ શી૦ ॥ ૨ ॥ સન્નિપાતે જિમ ઘૃત જોગે, અધિક કરે ઉલાળા હો ॥ શી૦ ॥ પાંચે ઈંદ્રિય તિમ રસે પોખ્યા, ચારિત્રમાં કરે ચાળા હો ॥ શી૦ ॥ ૩ ॥

## ॥ ઢાળ આઠમી ॥

॥ રાગ મારૂ ॥ ગોઠણ ખોલો કમાડ ॥ એ દેશી ॥

॥ ત્રિશલા સુત હો ત્રિગડે બેશી એમ, આઠમી વાડ વખાણી શીલનીજી ॥ અતિ માત્રા હો આહાર તજો અણગાર, લાલચ રાખો જો સંયમ શીલનીજી ॥ ૧ અતિ આહારે હો આવે ઉંઘ અપાર, સ્વપનમાં હો થાયે શીલ વિરાધના જી ॥ વળી થાયે હો તેણે મદવંત દેહ, સંયમની હો નવી થાયે આરાધના જી ॥ ૨ ॥ જિમ શેરના હો માપમાંહિ દોઢ શેર, ઓરીને ઉપર

દીજે ઢાકણું જી ॥ ભાંજે તોલડી હો ખીચડી ખેરૂ થાય, તેમ અતિ માત્રાએ વ્રત બિગડે ઘણું જી ॥ ૩ ॥

## ॥ ઢાળ નવમી ॥

॥ કાય થકે સવારે ॥ અથવા ગરબાની દેશી ॥

॥ નવમી વાડે નિવારજો રે, સાધુજી સણગાર ॥ શરીર શોભાયે શોભે નહીં રે, અવનીતળે અણગાર ॥ ૧ ॥ એમ ઉપદેશે વીરજી રે, મુનીવર ધરજો રે મન્ન ॥ શીખામણ એ માહરી રે, કરજો શીલ જતન્ન ॥ ૨ ॥ સ્નાન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્ર અપાર ॥ તેલ તંબોળ આદ તજો રે, ઉદ્ભટ વેશમ ધાર ॥ ૩ ॥ ધોઇને ધરણી ધરચો રે, જિન રત્ન હારચો કુંભાર ॥ તિમ શીલરત્નને હારશો રે, જો કરશો શણગાર ॥ ૪ ॥

## ॥ ઢાળ દશમી ॥

॥ ભટીયાણીની દેશી ॥

॥ એકલી નારી સાથે, મારગે નવિ જાવું હો, વળી વાત વિશેષ ન કીજીયે ॥ એક સેજે નર દોય, શીલવંત નવિ સૂવે હો, વળી સહેજે ગાળ ન દીજિયે ॥ ૧ ॥ ન સૂવારે નિજ પાસ, સાડા છ વરસની હો કાંઇ, પુત્રીને પણ સેજમાં ॥ સાત વરસ ઉપરાંત, સુતને પણ ન સૂવારે હો, કાંઈ શીલવંતી તેમ સેજમાં ॥ ૨ ॥ સ્ત્રી સંગે નવ લાખ, જીવ પંચેદ્રિ હણાયે હો, કાંઈ ભગવંતે ભાંખ્યુ ઇસ્યું ॥ અસંખ્યતા પણ જીવ, સંમૂર્છિમ પંચેદ્રિય હણાયે હો વળી ઘણું કહીયે કિસ્યું ॥ ૩ ॥ ઇમ જાણી નર નાર, શીયલની સદ્દહણા હો શુધી દિલમાં ધારજો ॥ એહ દુર્ગતિનું મૂળ, અબ્રહ્મસેવમાંહિ હો, જાતાં દિલને વારજો ॥ ૪ ॥ તપગચ્છ ગયણ દિણંદ, મન વંછિત ફલદાતા હો, શ્રી હરીરત્નસૂરીશ્વરૂ ॥ પામી તાસ પસાય, વાડો એમ વખાણી હો, શીયલની મનોહરૂ ॥ ૫ ॥ ખંભાત રહી ચોમાસ, સત્તરશે ત્રેશઠે હો, શ્રાવણ વદિ બીજ બુધે ભણે ॥ ઉદયરત્ન કહે કર જોડ, શિયલવંત નર નારી હો, તેહને જાઉં ભામણે ॥ ૬ ॥

॥ ઇતિ શ્રી શીયળની નવવાડો ॥

## ॥ अथ श्री वैराग्य सज्झाय ॥

॥ યા નેવાસમે બે, મરદા મગન ભયા મેવાસી ॥ કાયારૂપ મેવાસ બન્યો હૈ, માતા જયું મેવાસી ॥ સાહેબકી શિર આણ ન માને, આખર કયા લે જાસી ॥ યા૦ ॥ ૧ ॥ ખાઇ અતિ દુર્ગંધ ખજાના, કોટમાં બહુતેર કોઠા ॥ વણસી જાતાં વાર ન લાગે, જેસા જલ પંપોટા ॥ યા૦ ॥ ૨ ॥ નવ દરવાજા વહે નિરંતર, દુખદાયી દુર્ગંધા ॥ કયા ઉસમે તલ્લીન ભયા હે, રે રે આતમ અંધા ॥ યા૦ ॥ ૩ ॥ છિનમેં છોટા છિનમેં મોહોટા, છિનમેં છેહ દિખાસી ॥ જબ જમરેકી નજર લગેગી, તબ છિનમેં ઉઠ જાસી ॥ યા૦ ॥ ૪ ॥ મુલક મુલકકી મલી લો કાઈ, બોહોત કરે ફરીયાદી ॥ પણ મુજરો માને નહી પાપી, અતિ છાકયો ઉન્માદી ॥ યા૦ ॥ ૫ ॥ સારા મુલક મેલ્યા સંતાપી, કામ કિરાડી કોટો ॥ લોભ તલાટી લોચા વાળે, તો કિમ નાવે ત્રોટો ॥ યા૦ ॥ ૬ ॥ ઉદયરત્ન કહે આતમ મેરા, મેવાસીપણું મેલો ॥ ભગવંતને ભેટો ભલી ભાંતે, મુક્તિપુરી મેં ખેલો ॥ યા૦ ॥ ૭ ॥ ઇતિ વૈરાગ્ય સઝાય ॥

## अथ अज्ञान दोष अंधेर नगरीनी सज्झाय ॥

॥ અજ્ઞાન મહા અંધેર નગરે, જેહની નહીં આદિ રે ॥ મિથ્યાત્વ મંદિર મોહ મહાનિશિ, પલંગ જિહાં પ્રમાદ રે ॥ ૧ ॥ જીવ જાગ તું ગઇ રાતડી, ભગવંત ઉગ્યો ભાણુ રે ॥ ગતિ ચ્યાર તે ઇશ ઉપલાંને, કષાય પાઇયા ચ્યાર રે ॥ ભ્રાંતિ ભરડે સુભર ભરિયો, વાહણ વેદ વિચાર રે ॥ જીવ૦ ॥ ૨ ॥ તૃષ્ણા તળાઇ પાથરીને, ગોદડાં મહા ગર્વ રે ॥ ગતિ ભંગ ગાલ મસૂરીયાં તે, સજ્યા કુમતિ સર્વ રે ॥ જીવ૦ ॥ ૩ ॥ રૂશનાઈ બની તિહાં રાગની ને, આઠ મદ ઉલ્લોચ રે, પડયો પાસું ન પાલટે તે, તજ્યા સહુ સંકોચ રે ॥ જીવ૦ ॥ ૪ ॥ સ્નેહ સાંકળે સાંકળ્યો ને, મોહની મદિરાપાન રે ॥ સૂતો પણ નવિ સળસળે, નહીં શુદ્ધિ સુમતિને સાન રે જીવ૦ ॥ ૫ ॥ લાખ ચોરાશી સુપન લાધાં, ફરી ફરી બહુ વાર રે ॥ કુમતિ વાસ્યો બકે બહુ વિધ, હજી ન આવ્યો પાર રે ॥ જીવ૦ ॥ ૬ ॥ હર્ષને રહ્યો શોક હેરી, સંયોગને વિયોગ રે ॥ ભોગ ભવની ભાસકીને, રૂપ ત્યાં બહુ રોગ રે ॥

જીવ૦ ॥ ૭ ॥ ઉંઘે ત્યાં વસે આપદા ને, જાગે ત્યાં વળી જોખ રે ॥ કુટુંબ મેળો કારમો જેમ, ગગન વાદળ ગોખ રે ॥ જીવ૦ ॥ ॥ ૮ આખરે જાવું એકલાને, કોઈ ન આવે કેડ રે ॥ વાહાલાં વળાવી વળે પાછાં, સહુ સ્નેહી નેહ નિમેડ રે ॥ જીવ૦ ॥ ૯ ॥ જિનવચને જે નર જાગિયા તે, પામ્યા પરમ કલ્યાણ રે ॥ જંબૂ આદિ જોઇ લેજો, જગમાંહે જે હોયે જાણ રે ॥ જીવ૦ ॥ ૧૦ ॥ એમ ભવ્યને ઉપદેશ ભાંખે, ઉદયરત્ન ઉવજ્ઝાય રે ॥ સાર શ્રી જિન વયણ છે જગ, મુક્તિ જેહથી થાય રે ॥ ૧૧ ॥ ઇતિ સજ્ઝાય ॥

---

## અથ શ્રી જ્ઞાનવિમળજીકૃત અષ્ટભંગીની સઝ્ઝાય ॥

॥ સુગુરૂ દેવ સુધર્મ્મનું, જેહ તત્ત્વ ન જાણે ॥ મુનિ શ્રાવક વ્રત નાદરે, ભાવે પણ નાણે ॥ ચેતન જ્ઞાનદશા ભજો, તજો પરની નિંદા ॥ ઉદાસ ભાવપણું ભજો, જિમ જળ અરવિંદા ॥ ચેતન૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ નવિ જાણે નવિ આદરે, નવિ પાળે અંગી તેહ ॥ મિથ્યાત્ત્વી સવિ જન કહ્યા, પહિલે ભંગે તેહ ॥ ચે૦ ॥ ૨ ॥ નવિ જાણે નવિ આદરે, અંગી પુણ પાળે ॥ કષ્ટ ક્રિયા શીલાદિકે, તાપસ તનુ ગાળે ॥ ચે૦ ॥ ૩ ॥ નવિ જાણે વળી આદરે, મુનિવ્રત નવિ પાળે ॥ પાસત્થાદિક દુભવી, ત્રીજે ભંગે નિહાળે ॥ ચે૦ ॥ ૪ ॥ નવિ જાણે વળી આદરે, પાળે પુણ અંગી ॥ અભવ્ય ઉત્સૂત્ર કથક, મુખા લહ્યા ચોથે ભંગે ॥ ચે૦ ॥ ૫ ॥ જાણે પણ નવિ આદરે, વ્રત ભયે નવિ પાળે ॥ શ્રેણિક પ્રમુખ જે સમકિતિ, સાસન અજુવાળે ॥ ચે૦ ॥ ૬ ॥ જાણે પણ નવિ આદરે, શીલાદિક પાળે ॥ પંચાનુત્તર સુરવરા, છઠો ભેદ નિહાળે ॥ ચે૦ ॥ ૭ ॥ જાણે અંગી આદરે, મુનિ વ્રત નવિ પાળે ॥ ગીતારથ પ્રવચન લહે, સત્તમ ભેદ વિશાળે ॥ ચે૦ ॥ ૮ ॥ જાણે પાળે આદરે, જિનમતના વેદી ॥ ચઉવિહ સંઘ જે સુવિરતિ, અઠમ ભંગ વિનોદી ॥ ચે૦ ॥ ૯ ॥ પઢમ ચઉભંગી માંહિલા, મિથ્યાત્વ નિવાસી ॥ પર ચઉભંગી સમકિતી, શ્રી જિન મતવાસી ॥ ચે૦ ॥ ૧૦ ॥ એ અઠભંગી ભાવતાં, વિધિને અનુસરતાં ॥ જ્ઞાન વિમળ મતિ તેહની, જિન આણ ધરંતાં ॥ ચેતન૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

## ॥ अथ जीव उपदेशनी सज्झाय ॥

॥ સહુકો સુણજો રે કરમ સમો નહીં કોઈ ॥ એ દેશી ॥

ચેતન ચેતજો, રે, એ કાળ ન મેલે કેડો ॥ સંબલ શીષ સાથે લેજો કીનાશ વસે છે નેડો ॥ ચે૦ ॥ ૧ ॥ છાયા મિષ કરી એ નિત્ય, છળ ગવેષે છાનો ॥ અચિંત્યો આવી પકડી જાશે, કાંઇક ચડાવી બાનો ॥ ચે૦ ॥ ૨ ॥ તનરૂખ એ જીવ વટેરો, ઇચ્છા રામે રમતો ॥ ક્રૂર કીનાશ એ શગળી પેરે, લેઇ જાશે ભમતો ॥ ચે૦ ॥ ૩ ॥ બાળા બૂઢા ગરભે હુતા, યોવન વય લેઇ જાવે ॥ કાચાં પાકાં સઘળાં બેડાં, એહને દયા ન આવે ॥ ચે૦ ॥ ૪ ॥ તું જાણે પરવારી જઇશું, લોચા સઘળા ધોઈ ॥ હા હો કરતાં લેઇ જાશે, સહુકો રહે એમ જોઈ ॥ ચે૦ ॥ ૫ ॥ તું અમરપરે થિર થઇ બેઠો, લોચા વાળે મૂઢ ॥ લખપતિ નરપતિ શેઠ સત્થવાહ, તુજ આગળ કેઇ બુઢ ॥ ચે૦ ॥ ૬ ॥ આજ કાલ ને પોર પરારે, ધર્મ વિલંબજ કરતો ॥ ક્ષણ ક્ષણ આયુ ઓછુ થાયે, અંજળીજળ જિમ ખરતો ॥ ચે૦ ॥ ૭ ॥ તારે તો રોહણમાં ગાજે, બહેરો થઇને બેઠો ॥ તુજ આગળ કેઇ નર ચાલ્યા, તું એ પંથે પેઠો ચે૦ ॥ ૮ ॥ વાર કવાર સુખી દુઃખી એ, ન ગણે એક એ ટાણું ॥ અવર રૂઠા તે દામે પાચે, નવ લે એહનું આણુ ॥ ચે૦ ॥ ૯ ॥ નિશ્ચિંતા નવિ સુઇએ પ્રાણિ, જમનો ઝાઝો જોરો ॥ માત પિતાદિક જોતાં લેશે, કેહુનો ન ચાલે તોરો ॥ ચે૦ ॥ ૧૦ ॥ સમય થયે ચેત્યો નહિં પ્રાણિ, આવે આઉ બહુ ઝુરે ॥ બુડતાં વારે કેવી લાગે, સાયરને જિમ પૂરે ॥ ચે૦ ૧૧ ॥ રાત દિવસ ચાલે એ પંથે, કિણ ન જાયે કળીયો ॥ થાવચ્ચાદિક તે મુનિ ચેત્યા, તેહને એ ભય ટળીયો ॥ ચે૦ ॥ ૧૨ । પાણી પહેલી પાળ જે બાંધે, તે જગમાંહિ બળીયા ॥ ઘર લાગે કુવો જે ખોદે, તે મૂરખમાં ભળીયા ॥ ચે૦ ॥ ૧૩ ॥ જરાકુતિ જોબન એ સસલો, આહેડી જમ જાણે ॥ જિહાં જાશે તિહાં એ મારે, ચિત્તમાં કાં નવિ આણો ॥ ચે૦ ॥ ૧૭ ॥ એવું જાણી ધર્મ આરાધો, શું કરે તે જમ બળીયો ॥ વીરવીમળ ગુરૂ શિષ્યવિશુદ્ધ કહે, જઈ શીવપુરમાં ભળીયો ચેતન૦ ॥ ૧૫ ॥ ઇતિ ॥

# ॥ अथ श्री विशुद्धविमळजीकृत जोबनअस्थिरनी सज्झाय ॥

॥ જોજો રે એ જોબનિયુ મેં, જાણ્યુ કેઇ દિન રહેશે રે ॥ ઘણા દિવસની પ્રીતડી કાંઈ, જાતું મુજને કહેશે રે ॥ જો૦ ॥ ૧ જોબનવય જુવતી રે સરાતો, ધનકારણ બહુ ધાતો રે ॥ પુદ્ગલશું નિશિદિન રહ્યો રાતો, કાળ ન જાણ્યો જાતો રે ॥ જો૦ ॥ ૨ ॥ જાત રે પણ જોબનીયે, વળી જરા રાક્ષસી મેલી રે ॥ સર્વે લોહી ચૂશી લીયે એ, તિલને જિમ કરે તેલી રે ॥ જો૦ ॥ ૩ ॥ કાળા તે ધોળા થયા એ, તનનો જોરો ભાંગો રે ॥ ઇચ્છા અંધેર કરી બહુ વાધે, લોભ પિશાચ તે લાગો રે ॥ જો૦ ॥ ૪ ॥ શ્રવણે કાંહિ સુણે નહીં એ, આંખે પણ નાવ સૂઝે રે ॥ લાખોગમે લાળો ચૂવે, મૂરખ તોહિ ન બૂઝે રે ॥ જો૦ ॥ ૫ ॥ દાંત સવિ મુખથી ગયા એ, હાથ પગ નવિ હાલે રે ॥ ચિંત્યો કામ એ નવિ થાવે, એ ઘરડપણુ બહુ સાલે રે ॥ જો૦ ॥ સજ્જન વર્ગ સહુ એમ ભાંડે, જડ તે શું એ જાણે રે ॥ લવ લવ કરતો લાજ નહીં એ, કોણ ગણે તૃણ તોલે રે ॥ જો૦ ॥ ૭ ॥ વંઠેલ વહુરો ઈણપરે બોલે, તાતચાડીયો તાણો રે ॥ લાઠી લેઈ લૂડીને હાંકે, એ વૃદ્ધનગાં સુખ માણો રે ॥ જો૦ ॥ ૮ ॥ કટુક વચન સુણી એમ શ્રવણે, શિર ધૂણે બહુ ઝુરે રે ॥ જરાયે જીરણ કરયો એ, આંખે આંસુ ચૂવે રે ॥ જો૦ ॥ ૯ ॥ સાત લલા આવી અડયા એ, કેહને જઇને કહિયે રે ॥ અવસર તો ચેત્યો નહિં પ્રાણી, સમતાયે હવે સહિયે રે ॥ જો૦ ॥ ૧૦ ॥ હે હે જન્મ એળે ગયો એ, સ્વજન વિણ રંગશું મોહિયો રે ॥ પાપ કરી આણીને પોષ્યો, નરભવ એળે ખોયો રે ॥ જો૦ ॥ ૧૧ ॥ જાણંતાં પણ કેઇ ભવ પ્રાણી, કરી જિમ કચરે ખૂંચે રે ॥ મોહ મહાલાલે ગૂંથાણા, ખેલે મસક જિમ ગૂંચે રે ॥ જો૦ ॥ ૧૨ ॥ એહવું જાણી ચિત્તમાંહિ આણી, પુણ્ય કરો ભવિ પ્રાણી રે ॥ જન્મ જરા કરવું નવિ હોવે, ઈમ કહે કેવળનાણી રે ॥ જો૦ ॥ ૧૩ ॥ પંડિત વીરવિમળ ગુરૂ સેવક, વિશુદ્ધ કહે ચિત્ત ધરજો રે ॥ એ સંસાર અસાર મન આણી, ધર્મ તે વહેલો કરજો રે ॥ જો૦ ॥ ૧૪ ॥ ઇતિ ॥

# श्रथ नोकारवाली सज्झाय ॥

॥ ઢાળ ॥ એક નારી રે, ॥ ધર્મ તણે ધુરિ જાણીયે ॥ તસ મહિમા રે, મન રંગે વખાણિયે ॥ તેહ નારી રે, આપણડે મન આણિયે ॥ ષટદર્શની રે, તે પણ સઘળે માનીયે ॥ ૧ ॥ ત્રૂટક ॥ માનિયે પણ નારી રુડી, નહિં કૂડી તે વળી ॥ કરકમળ કીજે કાજ સીઝે, ધ્યાન ધરિયે મન રૂલી ॥ ત્રીભુવન સોહે રૂપ મોહે, દેવ દાનવ કર ચડી ॥ નોકરવાલી મુહપત્તીને, આદિ પુરૂષે આદરી ॥ ૨ ॥ ઢાળ ॥ જિનશાસન રે, નોકારવાલી સહુ કહે ॥ પરસાસની રે, જપમાળી કહિ સવિ ગણે ॥ તુરકાણે રે, તસબી બોલે મન રૂલી ॥ અક્ષમાળા રે, નામ કહિયે ચોથું વળી ॥ ૩ ॥ ત્રૂટક ॥ તસ નામ લીજે કાજ સીઝે, લોક બૂઝે અતિ ઘણા ॥ દરસણ દીઠે દુઃખ નીઠે, પાપ જાયે ભવ તણાં ॥ હરિ હર પુરંદર સકળ મુનિવર, હાથે રૂડી દીસ એ ॥ નોકારવાલી હાથ લેતાં, દેવદાનવ તુસ એ ॥ઢાળ ॥ એક શોહે રે, મૂરતિ મોહનવેલડી ॥ શોહામણી રે, ચતુરપણે તે ગુણે ચડી ॥ દોવચોપન રે, મળી કરી અષ્ટોતરી ॥ ધ્યાન ધરિયે રે, તરિયે ભવસાયર વળી ॥ ૫ ॥ ત્રૂટક ॥ સંસાર તરિયે ધ્યાન ધરિયે, તરિયે ભવસાયર વળી ॥ નોકારવાલી ધ્યાન ધરતાં, મુકિત પામે કેવળી ॥ સવિ આશ પૂરી કર્મ ચૂરી, સહેજે સોહે મલ રૂલી ॥ કહે કવિઅણ સુણો લોકો, આરાધો એક મન વળી ॥ ૬ ॥

॥ ઇતિ નોકારવાલી સજઝાય ॥

---

# ॥ उपदेशकारक सज्जाय ॥

॥ પદ પહેલું ॥ રાગ ધનાશ્રી ॥

॥ પરમ પ્રભુ સબ જન શબ્દ ધ્યાવે ॥ જબલગે અંતર ભરમ ન ભાજે, તબલગ કોઉ ન પાવે ॥ પરમ૦ ॥ ૧ ॥ સકળ અંશ દેખે જગ જોગી, એ બીનું સમતા આવે ॥ મમતા અંધ ન દેખે યાકો, ચિત્ત ચહુરે ધ્યાવે ॥ પરમ૦ ॥ ૨ ॥ સહજ શકિત ઔર ભકિત સુગુરૂકી, જો ચિત્ત જોગ જગાવે ॥ ગુણ પરજાય દ્રવસું અપને, તો લય કોઉ લગાવે ॥ પરમ૦ ॥ ૩ ॥ પઢત પુરાણ વેદ ઔર ગીતા, મૂરખ અર્થ નવિ પાવે ॥ ઉત ઇત ફરત ગ્રહત રસ,

નાહી જ્યું પસુ ચરબીત ચાવે ॥ પરમ૦ ॥ ૪ પુદ્દગલશુ ન્યારો પ્રભુ મેરો, પુદ્દગળ આપ છિપાવે ॥ ઉનસે અંતર નાંહી હમારો, અબ કહાં ભાગો જાવે ॥ પરમ૦ ॥ ૫ ॥ અકળ અલખ અર અજર નિરંજન, તારી ગતી તુંહી જાણે ॥ અગમ અરૂપી આગમ અનુસારે સેવક જસ ગુણ ગાવે ॥ પરમ૦ ॥ ૬ ॥

---

## ॥ उपदेशकारक सज्झाय ॥

॥ પદ બીજું ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ ચેતન જો તું જ્ઞાન અભ્યાસી ॥ આપહી બાંધે આપહી છોડે, શકિત બુદ્ધિ વિમાસી ॥ ચેતન૦ ॥ ૧ ॥ જો તું આપ સ્વભાવમેં ખેલે, આશા છોડ ઉદાસી ॥ સુરનર કિન્નર નાયક સંપત્તિ, સો તુજ ઘરકી દાસી ॥ ચેતન૦ ॥ ૨ ॥ મોહ ચોર જન ગુણ ધન લુસે, દેત આશા ગલે ફાંસી ॥ આશા છોડ ઉદાસ રહેજો, સો ઉત્તમ સન્યાસી ॥ ચેતન૦ ॥ ૩ ॥ જોગ લઇ પર આશા ધરત હે, યાહી જુગમે હાંશી ॥ તું જાણે મેં ગુનકું સંચુ, પણ ગુણ જાએ નાશી ॥ ચેતન૦ ॥ ૪ ॥ પુદ્દગળકી તું આશ ધરતહે, સોતો સબહી વિનાશી ॥ તુંતો ॥ ભિન્નરૂપ હે ઉનસે, ચિદાનંદ અવિનાશી ॥ ચેતન૦ ॥ ૫ ॥ ધન ખરચે નર બહોત ગુમાને, કરવત લેવે કાશી ॥ તોબી દુઃખનો અંત ન આવે, જો આશા નહુ ધાશી ॥ ચેતન૦ ॥૬॥ સુખ જલ વિષય મૃગ તૃષ્ણા, હોત મુઢ મતિપાસી ॥ વિભ્રમ ભૂમિ ભયીં પર આશી, તું તો સહજ વિલાસી ॥ ચેતન૦ ॥૭॥ યાકો પિતા મોહ દુઃખ ભ્રાતા, હોય વિષય રતિમાસી ॥ ભવસુત ભરતા અવિરતિપ્રાની, મિથ્યામતિ હે વાશી ॥ ચેતન૦ ॥ ૮ ॥ આશા છોડ રહે જો જોગી, સો હે શીવ વિલાશી ॥ ઉનકુ સુજશ વખાણે જ્ઞાતા, અંતર દૃષ્ટિ પ્રકાશી ॥ ચેતન૦ ॥ ૯ ॥

---

## ॥ उपदेशकारक सज्झाय ॥

॥ પદ ત્રીજું ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ જૈન કહો કયું હોવે, પરમગુરૂ જૈન કહો કયું હોવે, ॥ ગુરૂઉપદેશ વિના જન મુઢા, દરશન જૈન વિગોવે ॥ પરમ ગુરૂ૦

એ આંકણી ॥ ૧ ॥ કહત કૃપાનિધિ શમ જળ ઝીલે, કર્મ મેલ જો ધોવે ॥ બહીર પાપમલ અંગ ન ધારે, શુદ્ધ રૂપ નિજ જોવે ॥ પરમ૦ ॥ ૨ ॥ સ્યાદ્વાદ પુરન જો જાણે, નય ગર્ભિત જસ વાચા ॥ ગુણપર જાય દ્રવ્ય જો બુઝે, સોઇ જૈન હે સાચા ॥ પરમ૦ ॥ ૩ ॥ ક્રિયા મૂઢમતિ જો અજ્ઞાની, ચાલે ચાલ અપૂંઠી ॥ જૈનદશા ઉન માંહી નાંહી, કહેસો સબહી જૂઠી ॥ પરમ૦ ॥ ૪ ॥ પર પરણતી અપની કરી માને, ક્રિયા ગરવે ઘેલો ॥ ઉનકું જૈન કહો કયું કહીએ, સો મૂરખમેં પેહેલો ॥ પરમ૦ ॥ ૫ ॥ જૈન ભાવ જ્ઞાની સબ માંહી, શિવસાધન સદ્દહિએ ॥ નામ ભેખશુ કામ ન સીજે, ભાવ ઉદાસે રહીએ ॥ પરમ૦ ॥ ૬ ॥ જ્ઞાન સકળ નય સાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાસી ॥ ક્રિયા કર તું હે ધરત હે મમતા, આઇ ગલેમેં ફાંસી ॥ પરમ૦ ॥ ૭ ॥ ક્રિયાવિના જ્ઞાન નહી કબહુ, ક્રિયા જ્ઞાન વિના યાહી ॥ જ્ઞાન ક્રિયા દોઉ મિલતા રહત હે, જ્યું જલરસ જલમાંહી ॥ પરમ૦ ॥ ૮ ॥ ક્રિયા મગનતા બાહિર દીસે, જ્ઞાનશકિત જસ ભાજે ॥ સદ્દગુરૂ શીખ સુણે નહી કબહુ, સોજન જન તે લાજે ॥ પરમ૦ ॥ ૯ ॥ તત્વબુદ્ધિ જીનકી પરણતી હે, સકળ સૂત્રકી કુંચી ॥ જગ જસ વાદ વદે ઉનહીકો, જૈનદશા જસ ઉંચી ॥ પરમ૦ ॥ ૧૦ ॥

---

## ॥ उपदेशकारक सज्झाय ॥

પદ ॥ ચોથું ॥ રાગ નાયકી કનરો ॥

॥ ચેતન મમતા છોર પરીરી, દૂર પરીરી ॥ ચેતન૦ ॥ પર રમણીશું પ્રેમ ન કીજે, આદર સમતા આપ વરીરી ॥ ચેતન૦ ॥ ૧ ॥ મમતા મોહ ચંડાળકી બેટી, સમજ નૃપ કુમરીરી ॥ મમતા મુખ દુર્ગંધ અસતે, સમતા સત્ય સુગંધ ભરીરી ॥ ચેતન૦ ॥ ૨ ॥ મમતાસે લરતે દીન જાવે, સમતા નહીં કોઉ સાથ લરીરી ॥ મમતા હેતુ બોહોત હે દુશ્મન, સમતા કોઉ ન હોય અરીરી ॥ ચેતન૦ ॥ મમતાકી દુર્મતિ હે આલી, ડાકણ જગત અનરથ કરીરી ॥ સુમતાકી શુભ મતિ હે આલી, પર ઉપકાર ગુણે સભરીરી ॥ ચેતન૦ ૪ ॥ મમતા પૂત ભયે કુલ ખંપણ, સોક વિજોગ મહા મસ્તરીરી ॥ સુમતા સુત હોવેગા કેવળ, રહે દિવ્ય નિશાન

ધુરીરી ॥ ચેતન૦ ॥ ૫ ॥ સમતા મગન રહેગો ચેતન જો એ ધારે શીખ ખરીરી ॥ સુજશ વિલાસ લહેગો તો તું, ચીદાનંદ ઘન પદવી વરીરી ॥ ચેતન૦ ॥ ૬ ॥

## ॥ उपदेशकारक सज्जाय ॥

॥ પદ ૫ મું ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ આવે નહીં મન ઠામ, જબલગ આવે નહીં મન ઠામ ॥ તબલગ કષ્ટક્રિયા શબ નિષ્ફલ, જ્યું ગગને ચિત્રામ ॥ જબલગ૦ ॥ ૧ ॥ કરણી વિના તું કરે મોટાઇ, બ્રહ્મવૃત્તિ તુજ નામ ॥ આખર ફલ ન લહેગો જ્યું જગ, વેપારી વિનું દામ ॥ જબ૦ ॥ ૨ ॥ મુંડ મુંડાવ સબહી ગાડરીયાં, હરણ રોઝ બન ધામ ॥ જટા ધરાવત ભસ્મ લગાવત, રાસ ભયે વસતુ ગામ ॥ જબ૦ ॥ ૩ ॥ એતે પર નાહીં જોગકી રચના, જો નહીં મન વિસરામ ॥ ચિત્ત અંતર પરમાતમ કૈસે, કહા જપત મુખ રામ ॥ જબ૦ ॥ ૪ ॥ વચન કાય ગોપે દૃઢ ન ધરે, ચિત્ત તુરંગ લગામ ॥ તામે તું ન લહે શીવ સાધન, જ્યું કણુસુને ગામ ॥ જબ૦ ॥ ૫ ॥ ધ્યાન ધરો કરો સંજમ ક્રિયા, ન ફીરાવો મન ઠામ ॥ ચીદાનંદ ઘન સુજસ વિલાસી, પ્રગટે આતમરામ ॥ જબલગ આવે નહીં મન ઠામ ॥ ૬ ॥

## ॥ उपदेशकारक सझ्झाय ॥

॥ પદ છઠું ॥ રાગ કનરો ॥

॥ અજબ ગતિ ચિંદાનદ ઘનકી, ભવ જંજાળ શકિત શું હાવે, ઉલટ પુલટ જીનકી ॥ અજબ૦ ॥ ૧ ॥ ભેદી પરણતી સમકિત પાયો, કર્મ વજર ઘનકી ॥ સહજ અખંડ ચડતા થાકી, ખીમા વિમળ ગુણકી ॥ અજબ૦ ॥ ૨ ॥ પાપ વેલી સબ જ્ઞાન દહનસુ, જાલી ભવ વનકી ॥ શીતળતા પ્રગટી ઘટ અંતર, ઉત્તમ લછનકી ॥ અજબ૦ ॥ ૩ ॥ ઠકુરાઇ જગજન તેં અધિકી, ચરન કરન ઘનકી ॥ વૃદ્ધિ રિદ્ધિ પ્રગટે નીજ નામે ખ્યાતી અકોચનકી ॥ અજબ૦ ॥ ૪ ॥ અનુભવ વિના ગતિ કોઇ ન જાણે અલખ નિરંજનકી ॥ જસ ગુન ગાવત પ્રીતિ નિવાહો, ઉનકે સમરનકી ॥ અજબ૦ ॥ ૫ ॥

## ॥ उपदेशकारक सज्झाय ॥

॥ પદ ૭ મું ॥ રાગ ધન્યાશ્રી ॥

ચેતન જ્ઞાનકી દ્રષ્ટિ નિહાળો ॥ મોહદ્રષ્ટિ અતિ દેખે સો બાહરા, હોત મહા મતવાલો ॥ ચેતન૦ ॥ ૧ ॥ મોહદ્રષ્ટિ અતિ ચપળ કરત હે, ભવ વન વાનર ચાળો ॥ યોગ વિયોગ દાવાનળ લાગત, પાવત નાંહી વિચાળો ॥ ચેતન૦ ॥ ૨ ॥ મોહદ્રષ્ટિ કાયર નર ડરપે, કરે અકારણ ટાળો ॥ રણ મેદાન લરે નહીં અરીસુ, શૂર લરે જ્યું પાળો ॥ ચેતન૦ ॥ ૩ ॥ મોહદ્રષ્ટિ જન જનકે પરવશ, દીન અનાથ દુઃખાળો ॥ માગે ભીખ ફીરે ઘર ઘરશું, કહે મુજકું કોઇ પાળો ॥ ચેતન૦ ॥ ૪ ॥ મોહદ્રષ્ટિ મદ મદિરા માતી, તાકો હોત ઉછાળો ॥ પર અવગુણ રાચે સો અહનીશ, કાગ અશુચિ જ્યું કાળો ॥ ચેતન૦ ॥ ૫ ॥ જ્ઞાનદ્રષ્ટિ . દોષ ન એતે, કરે જ્ઞાન અજુવાળો ॥ ચીદાનંદ ઘન સુજશ વચન રસ, સજન હ્રદય પખાળો ॥ ચેતન૦ ॥ ૬ ॥

---

## ॥ उपदेशकारक सज्झाय ॥

॥ પદ ૭ મું ॥ રાગ આશાવરી ॥

સાધુભાઇ સોહે જૈનના રાગી ॥ જાકી સુરતન મુલ ધુન લાગી ॥ સા૦ ॥ ૧ ॥ સાધુ અષ્ઠ કરમસું ઝગડો, સુનં બાંધે ધર્મશાળા ॥ સોહં સબકા ધાગા સાંધે, જપે અજપા માળા ॥ સા૦ ॥ ૨ ॥ ગંગારે જુમના મધ્ય સરસ્વતી, અધર વહે જળ ધારા ॥ કરી સ્નાન મગન હોઇ બેઠે, તોડે કર્મ ફળ ભારા ॥ સા૦ ॥ ૩ ॥ આપ અભ્યંતર જોતિ બિરાજે, બંકનાળ ગ્રહે મૂળા ॥ પછિમ દીશકી ખડકી ખોલે, તો બાજે અનહદ તુરા ॥ સા૦ ॥ ૪ ॥ પંચ ભુતકા ભીસ્મ મીટાયા, છઠ્ઠે માંહે સમાયા ॥ વિનય પ્રભુ શું જોત મિલે જબ, ફિર સંસાર ન આયા ॥ સા૦ ॥ ૫ ॥

## ॥ उपदेशकारक सज्झाय ॥

॥ પદ ૮ મું ॥ રાગ ભૈરવ ॥

જાગો પ્યારે ભયો સુ વિહાન ॥ શ્રી તિર્થંકર ઉદય ભાણુ પાયે, ભવિક મન કમળ વિકાશ ॥ ઉડ ગયે અવગુણ ભમર ઉદાસ

॥ જાગો૦ ॥ ૧ ॥ નયન ઉઘાડી વિલોકો કંત, મોહ તિમિર અબ આયો અંત ॥ પ્રગટી જ્ઞાન કળા એક જયોત, મુક્તિ પંથ ભયો ઉદ્યોત ॥ જાગો૦ ॥ ૨ ॥ સ્વપ્નેમે મુઝી રહ્યો મેરે લાલ, એણી વિધ ગયા અનંતાકાળ ॥ અબ સ્વપ્નેકા છોડો ખ્યાલ, આ સબ જૂઠે મિથ્યા જાળ ॥ જાગો૦ ॥ ૩ ॥ યા પવન માયાકા સેજ, પસરે પિઉકા ઇતના હેજ ॥ શુકલધ્યાન પખાળો અંગ, શું પ્રગટે તુમ નિર્મળ રંગ ॥ જાગો૦ ॥ ૪ ॥ પિયુ નિરખે જિનરાઉ દીનંદ, રહે મતિ ન્યારી મીટે આનીંદ ॥ આપ સંભાળો ખોલી નેન, વિનય કરી ચિંતવો પીયુ ચિત્ત ॥ જાગો૦ ॥ ૫ ॥

---

## ॥ अथ श्री उपदेशनी लावणी ॥

બીત ગયો નરભવકો અવસર, નહીં સુકૃતકો કાજ કર્યો ॥ મનકો મેલ મિટયો નહીં મૂરખ, ઉપર સાધકો સ્વાંગ ધર્યો ॥ અલ્પ ઉમર ઓળખ લે અપની, નિગોદમેં કયુ નીમ ધરે ॥ કંઠ નહીં યાકો જીવ હમારો. પાપ કર્મ કર પિંડ ભરે ॥ દયા દાન તપ જપ સમરનકું, દિલસેંતી સબ દૂર કરે ॥ કામ ક્રોધ કુમતિમેં કાળો, પાપ વિના પળભર ન સરે ॥ ધોળા આય લગા અબ શિરપર, દુર્ગતિકા દુઃખસેં ન ડરે ॥ અથાગપુર સમુદરમેં પડીયો, ભવજલસેં કહો, કૈસે તરે ॥ જીભ્યાકે પરવશમેં પડીયો, સરસ પરાયો માલ ચર્યો ॥ મનકો મેલ મિટયો નહીં મૂરખ, ઉપર સાધકો સ્વાંગ ધર્યો ॥ ૧ ॥ એ આંકણી ॥ પેટ પોષતા ફરે પિંડ માંહી, હાડ માંસ વધીયો લોહી ॥ માતપિતા સબ કુટુંબકબીલો, કામ નહીં આવે કોઇ ॥ મુખપર મીઠી મનને ચીઠી, સ્વારથકી દુનિયા જોઇ ॥ પંચપચ મરે ઇનોકે કારણ, માનવ જન્મ દીયો ખોઈ ॥ મેં મતિહિન બુદ્ધિકો વિહુણો, ઇનસેંતી મનસા મોઇ ॥ સર્યો ન સીજયો કામ રતિભર, બૈઠ રહ્યો મનમેં રોઈ ॥ કુગુરૂકો રંગ લાગ રહ્યો હે, જૈનધર્મ દીલમેં ન જર્યો ॥ મનકો૦ ॥ ૨ ॥ ભેખપેરે મનમાંહે મગન મેરે, પડીયા પોબારે પાસા ॥ અનમતકો કોઇ વિરલો પરખે, કંચન નહીં પીતળ ખાસા ॥ કનક કામિનિકી મનમાંહે, લગરહી હે અધિકી આશા ॥ મુખ ઉપર લોકોકો કહે, મેં મહાવ્રત માંહે કિયા બાસા ॥ મેં કિયા પાળું મુનિવર, દોષ નહી લાગે માસા ॥

કીયો કપટ એ પેટ ભરાણે, શેટીકા લગ રહ્યા સાંસા ॥ એસો કપટ મેં કર્યો આકરો, રતિ નહિં પરભવસેં ડર્યો ॥ મનકો૦ ॥ ૩ ॥ અન્ન વસ્ત્રકું ખાય પેર કર, અપને તનકો પોખ કીયો ॥ પલ્લે બાંધ્યાં પાપ પ્રાણીયા, નહિ સુજસકો લાભ લીગો ॥ ભક્તિ કરી નહીં સાત ક્ષેત્રકી, નહીં નિર્ગ્રંથકું દાન દીયો ॥ નીંદા કીધી જૈન ધર્મકી, સાત વ્યસનકો ઝેર પીયો ॥ સાધુ શ્રાવક સંવર કર કર, નિર્મળ કરતાં આપ હિયો ॥ જીનદાસ આશ તૃષ્ણાકી લાગી કોણ ગીનતમેં મેરો જીયો ॥ આણ નહીં માની અરિહંતકી મેં, આગમસેંતી અલગ ફર્યો ॥ મનકો૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ अथ अष्टमीनी सज्झाय ॥

॥ હો સુંદર ॥ એ દેશી ॥

શ્રીસરસ્વતી ચરણે નમી, આપો વચન વિલાસ ॥ ભવિયણ ॥ અષ્ટમી ગુણ હું વર્ણવું, કરી સેવકને ઉલ્લાસ ॥ ભ૦ ॥ ૧ ॥ અષ્ટમી તપ ભાવે કરો ॥ એ આંકણી ॥ આણી હર્ષ ઉમેદ ॥ ભ૦ ॥ તો તુમે પામશો ભવ તણો, કરશો કર્મનો ચ્છેદ ॥ ભ૦ ॥ અ૦ ॥ ૨ ॥ અષ્ટ પ્રવચન તે પાળીયે, ટાળીયે મદનાં ઠામ ॥ ભ૦ ॥ અષ્ટ પ્રાતિહાર્ય મન ધરી, જપિયે જિનનું નામ ॥ ભ૦ ॥ અ૦ ॥ ૩ ॥ એહવું તપ તુમે આદરો, ધરો મનમાં જિનધર્મ ॥ ભ૦ ॥ તો તુમે છુટશો આપદા, ટાળશો ચિહું ગતિ ભર્મ ॥ ભ૦ ॥ અ૦ ॥ ૪ ॥ જ્ઞાન આરાધન એહ થકી, લહિયે શિવ સુખ સાર ॥ ભ૦ ॥ આવાગમન જન નહિ હુઓ, એ છે જગ આધાર ॥ ભ૦ ॥ અ૦ ॥ ૫ ॥ તીર્થંકર પદવી લહે, તપથી નવે નિધાન ॥ ભ૦ ॥ જૂઓ મલ્લી કુમરી પરે, પામે તે બહુ ગુણ જ્ઞાન ॥ ભ૦ ॥ અ૦ ॥ ૬ ॥ એ તપના છે ગુણ ઘણા, ભાંખે શ્રી જિન ઇશ ॥ ભ૦ ॥ શ્રી વિજયરત્ન સૂરીંદનો, વાચક દેવ સૂરીશ ॥ ભવિયણ ॥ અષ્ટમી તપ ભાવે કરો ॥ ૭ ॥

## ॥ अथ सुगुरु गुणनी सज्झाय ॥

॥ પંચ મહાવ્રત સૂધાં પાળે; અંતરંગ મળ ટાળે ॥ વ્રત દૂષણ ક્ષણ ક્ષણ સંભાળે, જ્ઞાન ક્રિયા અજુવાળે ॥ ૧ ॥ સુસાધુ

ગુરૂશું મેરો મન માને ॥ એ આંકણી ॥ આગમ કસતાં જે કસ પહોંચે, તે કસને ગુરૂ માને ॥ સોના તણી પરે જે કસ પહોંચે, દિનદિન ચઢતે વાને ॥ સુ૦ ॥ ૨ ॥ સૂત્ર અરથશું પ્રીત કરીને, આપણડું મન રેહે ॥ ઉભયકાળ જે ભાજન ઉપકરણ, સંભાળી પડિલેહે ॥ સુ૦ ॥ ૩ ॥ ખરારે બપોરે અતિથિની વેળા, ગોચરીયે મુનિ જાવે ॥ નિર્દૂષણ આહારાદિક ન મળે, તો મન ઊણો ન આવે ॥ સુ૦ ॥ ૪ ॥ અણગારાદિક દૂષણ પાંચે, ભોજન વેળા ટાળે ॥ આઠે પ્રવચન માતા નિરતે, જયણાશું પ્રતિપાળે ॥ સ૦ ॥ ૫ ॥ કર્મકથા જે વિકથા ચારે, આપણથી ન પ્રકાશે ॥ લોકતણા જે વચન પરીસહ, તે મનમાંહે અહિયાસે ॥ સુ૦ ॥ ૬ ॥ ધર્મતણું કાંઇ કારણ જાણીં નિજ શરીર પણ છંડે ॥ ઉપસર્ગાદિક આવે હુંતે, વ્રત પચ્ચખાણ ન ખંડે ॥ સુ૦ ॥ ૭ ॥ કાળ પ્રમાણે સંયમને ખપ, જોઇને ગુણ લીજે ॥ વિનયવિમલ પંડિત એમ બોલે, તસુ પાય વંદન કીજે ॥ સુ૦ ॥ ૮ ॥

---

## ॥ अथ मूरखनी सझ्झाय ॥

॥ માયાને વશ ખોટું બોલે, પુણ્યની વાત બિગાડે રે ॥ ઉંડા જળમાં જે નર પેસે, બીજાને બૂડાડે રે ॥ ૧ ॥ મૂરખડા લોકો આતમ અનુભવ જાણો ॥ એ આંકણી ॥ ચુવા ચંદન અંગ લગાવે, જે નર હીંડે આછા રે ॥ તેહનું ભલપણ તો હું જાણું જો જમને વાળે પાછા રે ॥ મૂ૦ ॥ ૨ ॥ પાપ સંઘાતે માયા માંડે, મોહ તણે વશ પડિયારે ॥ મારૂં મારૂં કરતા હીંડે, તે નર કર્મે નડિયા રે ॥ મૂ૦ ॥ ૩ ॥ અહંકારીને લોભ ઘણેરો, મનમાં રાખે કાતી રે ॥ જીવતણી જયણા નહિં જાણે, તે સરિખો નહિં ઘાતી રે ॥ મૂ૦ ॥ ૪ ॥ રૂડું કહેતાં રીસ ચઢાવે, રાચે મૂરખ સાથે રે ॥ પાપતણી ગાંઠડલી બાંધી, મરવું લીધું માથે રે ॥ મૂ૦ ॥ ૫ ॥ ઘોડા વહેલ પાલખીયે ચઢવું, ભોંય પગલું નવિ ધરવું રે ॥ ભાતભાતનાં ભોજન કરવાં, તોએ આખર મરવું રે ॥ મૂ૦ ॥ ૬ ॥ હાથીની અંબાડીયે ચઢવું, ઉપર છત્ર તે ધરવુ રે ॥ આગળ પાળા દોડ કરે પણ, તોએ આખર મરવું રે ॥ મૂ૦ ॥ ૭ ॥ નોબત ને નિશાન ગડગડે, હાકમ થઇને ફરવું રે ॥ આગળ હાથી બેસણ

હાથી, તોયે આખર મરવું રે ॥ મૂ૦ ॥ ૮ ॥ ગર્વે માતો દ્રવ્યે તાતો, મારૂં મારૂં કરવું રે ॥ રળી રળી ભંડારજ ભરીયા, તોપણ આખર મરવું રે ॥ મૂ૦ ॥ ૯ ॥ મંદિર માળિયાં ગોખ જાળિયાં મેડી ઉપર ચઢવું રે ॥ સુંદર સ્ત્રીશું ભોગ ભોગવવા, તોએ આખર મરવું રે॥ મૂ૦ ॥ ૧૦ ॥ પરમાતમશું પ્રીતિ બનાવો, નીચ સંગ ન કરિયે રે ॥ સુમતિમંદિરમાં વાસો વસિયે, તો ભવસાગર તરીયે રે ॥ મૂ૦ ॥ ૧૧ ॥ નાના મોટા રાજા રાણા, સહુનો મારગ એક રે ॥ મૂરખ કહે ધન મારૂં મારૂં, પણ મેલી જાવું છેક રે ॥ મૂ૦ ॥ ૧૨ ॥ શીયળ અમૂલખ બખ્તર પેરી, જીતો મોહ મેવાસી રે ॥ દુર્જનથી જો દૂરે રહીએ, તો થઇએ સુખ વાસી રે ॥ મૂ૦ ॥ ૧૩ ॥ કેવળરૂપી સાહેબ મેરા, તાસ ભજનમાં રહિયે રે ॥ નિત્યલાભ કહે પ્રભુ ગોડી પારસ, તેહથી અનુભવ લહિયે રે ॥ મૂરખડા લોકો આતમ અનુભવ જાણો ॥ ૧૫ ॥

## ॥ अथ अध्यात्म सज्झाय. ॥

॥ રાગ કાફી ॥

॥ કિસકે ચેલે બે કિસકે પૂત, આતમરામ એકિલે અવધૂત ॥ જીવ જાન લે ॥ અહે મેરે જ્ઞાનીકા ઘર સૂત, દિલ માન લે ॥ ૧ ॥ આયા એકિલા જાવેગા એક, આપ સ્વારેથી માળિયા અનેક ॥ જીવ૦ ॥ મટિય ગરીંદકી જૂઠ ગુમાન, આજકે કાલ ગિરેગી નિદાન ॥ જીવ૦ ॥ ૨ ॥ તૃષ્ણાપાવલડી વર જોડ, બાબુ કાહેકું સીંચ્યો ગોર ॥ જીવ૦ ॥ આગે અંગીઠી નાવેગી સાથ, નાથ રહોગે ખાલી હાથ ॥ જીવ૦ ॥ ૩ ॥ આશા ઝોળી પાતરાં લોભ, વિષય ભિક્ષા ચર નાયો થોભ ॥ જીવ૦ ॥ કર્મકી કંથા ડારો દૂર, વિનય વિરાજો સુખ ભરપૂર ॥ જીવ જાનલે ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥अथ पंडित श्री देवचंदजीकृत समकितनी सज्झाय॥

॥ સમકિત નવિ લહ્યું રે એ તો રૂલ્યો ચતુર્ગતિ માંહે ॥ ત્રણ થાવરકી કરુણા કીની, જીવ ન એક વિરાધ્યો ॥ તીન કાળ સામાયિક કરતાં, શુદ્ધ ઉપયોગ ન સાધ્યો ॥ સમકિત૦ ॥ ૧ ॥ જૂઠ બોલવાકો વ્રત લીનો, ચોરીકો પણ ત્યાગી ॥ વ્યવહારાદિક મહાનિપુણ ભયો, પણ અંતર્દૃષ્ટિ ન જાગી ॥ સ૦ ॥ ૨ ॥ ઉર્ધ્વ-

ભુજા કરિ ઉંધો લટકે, ભસ્મ લગા ધૂમ ગટકે ॥ જટા જુટ શિર મૂડે જૂઠો વિણ શ્રદ્ધા ભવ ભટકે ॥ સ૦ ॥ ૩ ॥ નિજ પરનારી ત્યાગજ કરકે, બ્રહ્મચારી વ્રત લીનો ॥ સ્વર્ગાદિક યાકો ફળ પામી નિજકારજ નવિ સીધ્યો ॥ સ૦ ॥ ૪ ॥ બાહ્ય ક્રિયા સબ ત્યાગ પરિગ્રહ, દ્રવ્યલિંગ ધર લીનો ॥ દેવચંદ્ર કહે આ વિધ તો હમ, બહુત વાર કર લીનો ॥ સમકિત૦ ॥ ૫ ॥

## ॥ अथ श्री आत्मोपदेश सज्झाय ॥

॥ સાસરીયે એમ જઇયે રે બાઇ, સાસરીયે એમ જઇએ ॥ જિનધર્મ તે સાસરૂં કહીયે, જિનવર દેવ તે સસરો ॥ જિનઆણા સાસૂ રઢીયાળી, તેના કહ્યામાં વિચરો રે બાઇ ॥ સાસરીયે૦ ॥ ૧ ॥ અરાં ને પરાં ક્યાંહિ ન ભમીયે, ભમતા જસ નવિ લહીયે રે બાઇ ॥ સા૦ ॥ એ આંકણી ॥ શિયળ સ્વભાવ સોહે ઘાઘરીયો, જીવદયા કાંચલડી ॥ સમકિત ઓઢણી ઓઢી રે ઝીણી, શંકા મેલે ન ખરડી રે બાઈ ॥ સા૦ ॥ ૨ ॥ નિશ્ચય ને વ્યવહાર તણાં બે પાયે નેપુર ખલકે ॥ બેઉ વિધ ધર્મ સાધુ શ્રાવકનો, કાન અકોટા ઝળકે રે બાઈ ॥ સા૦ ॥ ૩ ॥ તપતણા બે બેરખા બાંહે, તગતગે તેજે સારા ॥ જ્ઞાન પરમત તણું તે અર્ચા, માંહે પરિણામની ધારા રે બાઈ ॥ સા૦ ॥ ૪ ॥ રાગ સિંદૂરનું કીધું ટીલું, શિયળનો ચાંદલો સોહે ॥ ભાવનો હાર હૈયામાં લહેકે, દાનનાં કાંકણુ સોહે રે બાઈ ॥ સા૦ ॥ ૫ ॥ સુમતિ સાહેલી સાથે લેઇને, દીઠે મારગ વહીયે ॥ ॥ ક્રોધ કષાય કુમતિ અજ્ઞાની, તેહથી વાત ન કરીયે રે બાઈ ॥ સા૦ ॥ ૬ ॥ મિથ્યાત્વી પીયરમાં ન વસીયે, રહેતાં અળખામણાં થઇયે ॥ મોહ માયા માવતર વીરુખાં, દોહિલો કાળ નિર્ગમીયે રે બાઈ ॥ સા૦ ॥ ॥ ૭ ॥ અનુભવપ્રીતમ સાથે રમતાં, પ્રેમે આનંદપદ લહિયે ॥ વિનયપ્રભસૂરી પ્રસાદ, ભાવે શિવ સુખ લહીયે રે બાઇ ॥ સા૦ ॥ ૮ ॥ ઇતિ આત્મોપદેશ સજ્ઝાય ॥

## ॥ अथ द्वितीय श्री आत्मोपदेशनी सज्झाय ॥

॥ હું તો પ્રણમું સદ્ગુરુ રાયા રે, માતા સરસતીના વંદું પાયા રે ॥ હું ગાઊ આતમ રાયા ॥ જીવનજી બારણે મત જાજો

રે ॥ તુમે બેઠા કમાવો ચેતનજી, બારણે મત જાજો રે ॥ ૧ ॥ તાહરે બાહિર દુર્મતિ રાણી રે, કે તાસું કુમતિ કેહેવાણી રે, તુને ભોળવી બાંધશે તાણી રે ॥ જી૦ ॥ બા૦ ॥ ૨ ॥ તાહરા ઘરમાં છે ત્રણ રત્ન રે, તેનું કરજે તું તો જત્ન રે ॥ એ અખૂટ ખજાનો છે ધન રે ॥ જી૦ ॥ બા૦ ॥ ૩ ॥ તારા ઘરમાં પેઠા છે ધૂતારા રે, તેને કાઢોને પ્રીતમ પ્યારા રે, એથી રહો ને તુમે ન્યારા ॥ જી૦ ॥ બા૦ ॥ ૪ ॥ સત્તાવનને કાઢો ઘરમાંથી રે, ત્રેવીશને કહો જાઓ ઇહાંથી રે, પછી અનુભવ જાગશે માંહેથી ॥ જી૦ ॥ બા૦ ॥ ૫ ॥ શોળ કષાયને દીયો શીખ રે, અઢાર પાપસ્થાનકને મગાવો ભીખ રે; પછે આઠ કરમની શી બીક ॥ જી૦ ॥ બા૦ ॥ ૬ ॥ ચારને કરોને ચકચૂર રે ॥ પાંચમાશું થાઓ હજૂર રે, પછેપામો આનંદ ભરપૂર ॥ જી૦ ॥ બા૦ ॥ ૭ ॥ વિવેકદીવે કરો અજુવાળો રે, મિથ્યાત્વ અંધકારને ટાળો રે ॥ પછે અનુભવ સાથે માલો ॥ જી૦ ॥ બા૦ ॥ ૮ ॥ સુમતિ સાહેલીશું ખેલો રે. દુર્મતિનો છેડો મેલો રે, પછે પામો મુક્તિગઢ હેલો ॥ જી૦ ॥ બા૦ ॥ ૯ ॥ મમતાને કેમ ન મારો રે, જીતી બાજી કાંઈ હારો રે, કેમ પામો ભવનો પારો ॥ જી૦ ॥ બા૦ ॥ ૧૦ ॥ શુદ્ધ દેવગુરૂ સુપસાય રે, મારો જીવ આવે કોંઇ ઠાય રે, પછે આનંદઘનમય થાય ॥ જી૦ ॥ ॥ બા૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ शियळ विषे शिखामणनी सज्झाय ॥

### ॥ ઢાળ પહેલી ॥

સુણ સુણ પ્રાણી શીખડી, લંપટશું લોભાણો રે ॥ લલનાશું લાગી રહ્યો, વદન જોઈ વિકળાણો રે ॥ ૧ ॥ નારીને નિરખી રખે, જાણો ચંપકળી એ ફુલી રે ॥ સમજે વિષની વેલડી, મત રહે તિણ પર ઝૂલી રે ॥ ના૦ ॥ ૨ ॥ ક્ષણ રોવે ક્ષણમે હસે, ક્ષણ વળી વિરહે પ્રજાળે રે ॥ પ્રીત ધરે ક્ષણ પાપિણી, ક્ષણ વળી રોષ દેખાડે રે ॥ ના૦ ॥ ૩ ॥ જન પૂછે તવ જારને, કહે મુજ બાંધવ એહો રે ॥ સૂંસ કરી અતિ આકરા, કૂડ કપટનો ગેહો રે ॥ ના૦ ॥ ૪ ॥ સમજાવી કરી સાનશું, કેને નયનની શાને રે ॥ પગની ગતિ શાને કરી, વચન તણે અનુમાને રે ॥ ના૦ ॥ ૫ ॥

મુખ મન્દીને કોઇશું, વાત કરે વિષયાળી રે ॥ પાડી પુરૂષને પાશમાં, દેઇ મીટ ને ચાલી રે ॥ ના૦ ॥ ૬ ॥ ધન વિર્ય ચિત્ત રૂપની, હરિણાક્ષી હરનારી રે ॥ કામિનિ સરખી કો નહીં, ધરતીમાં ધૂતારી રે ॥ ના૦ ॥ ૭ ॥ જેહ છે ચંચળ વીજળી, ચંચળ કુંજર કાનો રે ॥ ચંચળ વાન સંધ્યા તણો, ચંચળ પીંપળ પાનો રે ॥ ના૦ ॥ ૮ ॥ જેહવો રંગ પતંગનો, જેહવી બાદળ છાંહો રે ॥ નેહ ઇસ્યો નારી તણો, જેહવી કાયર બાંહો રે ॥ ન૦ ॥ ૯ ॥

॥ ઢાળ બીજી ॥

॥ દેશી નારાણાની ॥

॥ અથિર મૂછ ઉંદર તણી રે, અથિર જયું ઠાકોરનો ત્રેહ ॥ પ્રાણીડા ॥ વર્જે છબીલડી જી ॥ મુગ્ધ કિશ્યું મોહી રહ્યો રે, અથિર તો નારીનો નેહ ॥ પ્રા૦ ॥ વર૦ ॥ ૧ ॥ કામિનિ કુલી કેળશી રે, રખે મન સમજે એમ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ કાંકચના કાંટા જિસી રે, જાણે કાચી જેમ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ ૨ ॥ એકને મૂકી આદરે રે, વળી બીજાનો સંગ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ બીજાથી ત્રીજો જુવે રે, જેહના નવ નવ ઢંગ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ ૩ ॥ નિજ સ્વારથ અણ પૂગતે રે, વદન કરી રે વિકરાળ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ પ્રીતિ પૂરવની મૂકીને રે, દે મુખમાંથી ગાળ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ ૪ ॥ જોયા વિણ જિમ તિમ લવે રે, નારી નિઠુર નિટોલ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ લવતી પણ લાજે નહીં રે, બોલે હલકા બોલ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ ૫ ॥ કદિય ન હોયે કેહની રે, નીચ નારીની જાત ॥ પ્રા૦ ॥ વ૦ ॥ વિશ્વાસ કરે જે તેહનો રે, તેનો કરે તે ઘાત ॥ પ્રા૦ ॥ વ૦ ॥૬॥ વિષય થકી વિષ દેઇને રે, સુરિ કંતા રે નાર ॥ પ્રા૦ ॥ વ૦ ॥ પતિ પરદેશી મારિયો રે, જો જો કામવિકાર ॥ પ્રા૦ ॥ વ૦ ॥ ૭ ॥ દીધેશું લપટી કરે રે, પાપ વળી પ્રભૂત ॥ પ્રા૦ ॥ વ૦ ॥ લાખ માંહે પરજાળીયો રે, ચુલ્લણીયે નિજ પૂત ॥ પ્રા૦ ॥ વ૦ ॥ ૮ ॥ હંસ વચ્છ નિજ પુત્રને રે, હંસાવલિયે હેજ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ પ્રાર્થના કરી લોટની રે, દેખી કરૂણા તેજ ॥ પ્રા૦ ॥ વ૦ ॥ ૯ ॥ કુમરી કેણે માન્યું નહીં રે, કરિયો પ્રાર્થના ભંગ ॥ પ્રા૦ ॥વ૦॥ આપી સુતને આપદા રે, જુઓ રમણીના સંગ ॥પ્રા૦॥વ૦॥૧૦॥ લીલાવતીયે પ્રાર્થિયો રે, વિક્રમ ચરિત્ર નિજ જાત ॥પ્રા૦॥વ૦॥ અંગ વલૂરી આપણું રે, દિયું દુઃખ સુતની માત ॥પ્રા૦॥વ૦॥૧૧॥

## ॥ ઢાળ ત્રીજી ॥

॥ જંબુદ્વિપના ભરતમાં ॥ એ દેશી ॥

॥ વરવી વાઘણ જેસી; વીંછણ જેહવી રે સાપણી શાકિણીથી ખૂરી, નારી છે એહવી રે ॥ નારી ભુંડી ॥ ૧ ॥ ઝટકી રે મટકી છેહ દે, એહવી જાણી ભુલો રે ॥ વિકસિત વદન તુમ દેખીને, મત જાણો મુખ ફુલો રે ॥ ના૦ ॥ ૨ ઇત્યાદિક અવગુણ ઘણા, જાણી—વરજે શીલો રે ॥ પ્રાણીયડી સુણ શિળચી, લહિયે અવિચળ લીલો રે ॥ નારી૦ ॥ ૩ ॥ એક મૂરખ માખીપરં, મધુયે જિમ વીંટાય રે ॥ ભમર સરીખા જાણ તે, રસ લેઇ દૂર થાયરે ॥ નારી૦ ॥ ૪ શેઠ સુદર્શન સારિખા; જંબુ વયર કુમારો રે ॥ નારીને વશ નવિ પંડયા, તે મહોટા મૂઝારો રે ॥ નારી૦ ॥ ૫ ॥ બલિહારી હું તેહની, ચરણ શરણ મુજ તેહનું રે ॥ પાતક સર્વ પખાળીયે, ધ્યાન ધરી વળી એહનું રે નારી૦ ॥ ૬॥ કામીની કુલ કિંપાક શી, જ્ઞાન સાગર એમ લહિયે રે ॥ તન મન ચપળ ત્રિયા તણાં, જાણી અળગા રહિયે રે ॥ નારી૦ ॥ ૭ ॥

॥ ઇતિ શિયળવિષે શિખામણ સઝાય ॥



## ॥ अथ षट्साधुनी सज्झाय ॥

॥ રાગ ગોડી:અથવા રામગ્રી ॥

મનડું તે મોહ્યું મુનિવર માહરૂં રે, દેવકી કહે સુવિચાર રે ॥ ત્રીજી તે વાર આવ્યા તુમો રે, મારો સફળ કરયો અવતાર રે મનડું૦ ॥ ૧ ॥ ॥ એ આંકણી ॥ સાધુ કહે સુણ દેવકી રે, અમો છું છએ ભ્રાત રે ॥ ત્રોહિ સંઘાડિ ઘર તાહરી રે, અમો લેવા આહાર નીદાન રે ॥ મ૦ ॥ ૨ ॥ સરખી વય સરખી કળા રે, સરખા સંપ શરીર રે ॥ તન વાન શોભે સરિખા રે, જે દેખી ભૂલી ધીર રે ॥ મ૦ ॥ ૩ ॥ પૂર્વ નેહ ધરી દેવકી રે. પૂછી સાધુની વાત રે ॥ કોણ ગામ વસતા તમો રે. કોણ પિતા કોણ માત રે ॥ મ૦ ॥ ૪ ॥ ભદ્દિલપુરવાસે પિતા રે, નામ ગાહાવઇ સુલસા માત રે ॥ નેમ જિણંદ વાણી સુણી રે, પામ્યા વૈરાગ્ય વિખ્યાત રે ॥ મ૦ ॥ ૫ ॥ બત્રીશ કોડિ સોવન તજી રે, તજી બત્રીશ નાર રે ॥ એક દિને સંયમ લીયો રે, જાણિ અથિર સંસાર રે ॥ મ૦ ॥ ૬ ॥ પૂર્વકર્મને

ટાળવા રે, ધર્યો છઠ્ઠમ ઉદાર રે ॥ આજ છઠખમણ નહિં વાણી રે, આવ્યા નગર મઝાર રે, ॥ મ૦ ॥ ૭ ॥ નાની મ્હોટી બહુ ધરી રે, ફરતાં પહોતા એજ આવાસે રે ॥ એમ કહી સાધુ વળ્યા રે, ચાલ્યા નેમ જિણંદની પાસે રે મ૦ ॥ ૮ ॥ સાધુ વચન સુણી દેવકી રે, ચેત્યાં હ્રદય મઝાર રે ॥ બાળપણે મુજને કહ્યું રે, નિમિત્તી પોલાસપુરી સાદ રે ॥ મ૦ ॥ ૯ ॥ આઠ પુત્ર તાહરે થશે રે, તેહવા ન જન્મે અનેરી માત રે ॥ એ ભરતક્ષેત્ર મધ્યે જાણી રે, તેતો જૂઠી નિમિત્તની વાત રે ॥ ૧૦ ॥ એ સંશય નેમ જિન ટાળશે રે, જઇ પૂછું પ્રશ્ન ઉદાર રે ॥ રથમાં બેશી ચાલ્યાં દેવકી રે જઈ વાંદ્યા નેમિજિન સાર રે ॥ મ૦ ॥ ૧૧ ॥ તવ નેમિ જિણંદ કહે દેવકી રે, સુણો પુત્રની વાત રે ॥ છ અણગાર દેખિ તિહાં રે, તવ ઉપન્યો સ્નેહ વિખ્યાત રે ॥ મ૦ ॥ ૧૨ ॥ દેવકી સુત છએ તાહરા રે, તેં ધરયા ઉદર નવ માસ રે ॥ હરિણગમેષી દેવતા રે, જન્મતાં હર્યા તુજ પાસ રે ॥ મ૦ ॥ ૧૩ ॥ સુલસાની પાસે ઠવ્યા રે, પહોતી સુલસાની આશ રે ॥ પુણ્યપ્રભાવે તે પામિયા રે, સંસારનાં ભોગ વિલાસ રે ॥ મ૦ ॥ ૧૪ ॥ નેમ જિણંદ વાણી સુણી રે, પામી હર્ષ ઉલ્લાસ રે ॥ વળી છ અણગાર જઇ વાંદિયા રે, નિરખે નેહ ભરી તાસ રે ॥ મ૦ ॥ ૧૫ ॥ પાહાનો પ્રગટયો ત્યાંકને રે, વિકસ્યા રોમકૂપ દેહ રે ॥ અનિમિષ નયણે નિરખીયા રે, ધરી પુત્ર પ્રેમ સ્નેહ રે ॥ મ૦ ॥ ૧૬ ॥ વાંદી નિજ ઘેર આવિયાં રે, હોંશ પુત્ર રમાવણ જાસ રે ॥ કૃષ્ણજીયે દેવ અરાધિયો રે, માતને સુખ નિવાસ રે ॥ મ૦ ॥ ૧૭ ॥ ગજ સુકુમાળ ખેલાવત્તી રે, પોહોતી દેવકીની આશ રે ॥ કર્મ ખપાવી મુકતે ગયાં રે, છ અણગાર સિદ્ધ વાસ રે ॥ મ૦ ॥ ૧૮ ॥ સાધુ તણા ગુણ ગાવતાં રે, સફળ હોયે નિજ આશ રે ॥ ધર્મસિંહ મુનિવર કહે રે, સુણતાં લીલવિલાસ રે ॥ મન૦ ॥ ૧૯ ઇતિ ॥

## ॥ शीखामण कोने आपवी ? ते विषे सज्झाय ॥

॥ રે બેટી, ભલી રે ભણી તું આજ ॥ એ દેશી ॥

શીખામણ દેતાં ખરી રે, મૂઢ ન માને મન્ન ॥ શીલાયે જળ શીંચતાં રે, ઉગે નહીં જેમ અન્ન રે ॥ બેહેની, ત્યાં બોલ ન બો-

લો એક ॥ જ્યાં નહીં વિનય વિવેક રે બેહેની ॥ એવા માણસ અનેક રે ॥ બે૦ ॥ ત્યાં બોલ ન બોલો એક ॥ ૧ ॥ એ આંકણી॥ શિક્ષા દીજે સંતને રે, જેહની ઉત્તમ જાત ॥ કાટે પણ કીટે નહી રે, જિમ પડી પટોળે ભાત રે ॥ બે૦ ॥ ત્યાં ॥ ૨ ॥ વિઘટાવ્યાં વિઘટે નહીં રે, ગોળે ઘેહેલા થાય ॥ કસોટીયે કુંદન પરે રે, કસતાં નવિ ક્ષણ સાય રે ॥ બેહે૦ ॥ ત્યાં૦ ॥ ૩ ॥ ડગ ડગ દીસે ડુંગરા રે, પગ પગ પાણી પૂર ॥ હીરો ને અમૃત બને રે, શોધ્યા ન મળે સનૂર રે ॥ બેહે૦ ॥ ત્યાં૦ ॥ ૪ ॥ આવળ રૂપે રૂઅડી રે, ડમરો મરૂઓ સોય ॥ રૂપ રહિત સહુ આદરે રે, આવળ આદરે ન કોય રે ॥ બેહે૦ ॥ ત્યાં૦ ॥ ૫ ॥ આપમતીલા આદમી રે, ઇચ્છાચારી અપાર ॥ હારયાં દોરયાં હારમાં રે, નાવે તે નિરધાર રે ॥ બેહે૦ ॥ ત્યાં૦ ॥ ૬ ॥ પડસૂદી વાળી વળે રે, વાળી વળે વળી વેલ ॥ કુમાણસ ને કાઠની રે, વાળી ન વળે વેલ રે ॥ બેહે૦ ॥ ત્યાં૦ ॥ ૭ ॥ ઉદયરતન ઉપદેશથી રે, રીઝેજે પુરૂષ રતન ॥ તેહનાં લીજે ભામણાં રે, જે કરે શિથળ જતન્ન રે ॥ બેહે૦ ॥ ત્યાં૦ ॥ ૮ ॥

---

## ॥ अथ सातवारनी सझ्झाय ॥

અદિત્ય કહે છે માનવીને, આદીશ્વરને ધ્યાઓ ॥ પાંચે ઇંદ્રિય વશ કરો તો, વેલા મુકતે જાઓ ॥ ૧ ॥ સોમ કહે હું સોમવારને, દૃષ્ટિ ભલેરી ભાવે ॥ પરસ્ત્રીને મા કરી થાપે, ફરિ ગર્ભાવાસો નાવે ॥ ૨ ॥ મંગળ કહે સદા શિવ રામા, મન વિચારી જોઇ ॥ જેહને મુખ નહીં પ્રભુની વાણી, તે જીવ તો મૂડ હોઇ ॥ ૩ ॥ બુદ્ધ કહે છે કાલાવાલા, અવર ન બીજો જાચું ॥ મહારે મંદિર મહોટા આવે, પ્રભુ વિના નવિ રાચું ॥ ૪ ॥ બૃહસ્પતિવારે ધન સંચય જે, તે અનરથનું મૂળ ॥ મૂઆ પછી સાથે નહિં આવે, પછી રહેશે ધૂળ ॥ ૫ ॥ શુક્રે સુકૃત કરણી કીજે, સંસાર માંહે સાર ॥ તેણે ત્રિભુવન તેહને માને, એવી દીનદયાળ ॥ ૬ ॥ શનેશ્વર વારે ધન સાંચીયને, કારજ પૂરાં થાય ॥ પ્રભુજીની જો થોભણ હોય તો, વેહેલો મુકતે જાય ॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥ अथ प्रसन्नचंद्रराजर्षिनी सझ्झाय ॥

॥મારગમાં મુનિવર મળ્યો ઋષિ એ રૂડો ॥ સાધતો મુક્તિનો પંથ ॥ ઋષિશ્વર એ રૂડો ॥ ઉત્કૃષ્ટી રયણી રહે ॥ ઋ૦ ॥ સૂધો સાધુ નિંગ્રંથ ॥ ઋ૦ ॥ ૧ ॥ એક પગે ઉભો રહ્યો ॥ ઋ૦॥ સૂરજ સામી દૃષ્ટિ ॥ ઋ૦ ॥ બોલાવ્યો બોલે નહીં ॥ ઋ૦ ॥ ધ્યાન ધરે પરમેષ્ટી ॥ ઋ૦ ॥ ૨ ॥ શ્રેણિક કહે સ્વામી સુણો ॥ ઋ૦ ॥ જો મરે તો જાયે કેથ ॥ ઋ૦ ॥ સ્વામી કહે જાયે સાતમી ॥ ઋ૦ ॥ તીવ્ર વેદન છે તેમ ॥ ઋ૦ ॥ ૩ ॥ વાગ્યાં દેવનાં દુંદુભિ ॥ ઋ૦॥ ઉપન્યું કેવળજ્ઞાન ॥ ઋ૦ ॥ શ્રેણિકને સમજાવિયો ॥ ઋ૦ ॥ અશુભ અને શુભધ્યાન ॥ ઋ૦ ॥ ૪ ॥ પ્રસન્ન ચંદ્ર સરખી મળે ॥ ઋ૦ ॥ તો હું તરૂં તતકાળ ॥ ઋ૦ ॥ દુષમ કાળે દોહિલો ॥ ઋ૦ ॥ સમયસુંદર મન વાગી ॥ ઋ૦ ॥ ૫ ॥

॥ ઇતિ પ્રસન્નચંદ્રરાજર્ષિની સઝાય ॥

---

## ॥ अथ जीवोपदेशनी सज्झाय ॥

॥ સેવો શહગુરૂ ભવિજના, નામે નર્વાવધિ થાયો રે ॥ પંચ મહાવ્રત પાળતાં, સમતાશું ચિત્ત લાયો રે ॥ સે૦ ॥ ૧ ॥ હિત ચિંત સવિ જીવશું, ષટ્કાય દોષ વિચાર રે ॥ ત્રિવિધ ત્રિવિધ કરિ વોસિરે, મમતા મોહ નિવાર રે ॥ સે૦ ॥ ૨ ॥ પૃથિવી અપ તેઉ વાયુનું, એનું સત્તજ નામો રે, રૂખ્ય સવે ભૂત જાણીયે, ભૂત રહે તિણ ઠામો રે ॥ સેવો૦ ॥ ૩ ॥ બિતિ ચઉરિંદ્રિય પ્રાણીયા, ભાંખ્યા સિરિ અરિહંતો રે ॥ સુર નુર તિરિ વળી નારકી, જીવ નામ કહંતો રે ॥ સે૦ ॥ ૪ ॥ ષટ્કાય હિંસાથકી ઘણું, દ્વીંદ્રિયનાં છે પાપો રે ॥ અનંત અસંખ્યાતે જાણીયે, બોલે એ જિનવર આપો રે ॥ સે૦ ॥ ૫ ॥ દ્વીંદ્રિયને હણવાથકી, ચઉરિંદ્રિય પાપ વિશેષો રે ॥ સહસ્સ ગુણું અધિકું સહિ, જિનવર એ ઉપદેશો રે ॥ સે૦ ॥ ૬ ॥ ચઉરિંદ્રિયથી જાણજો પૂરવ સંખ્યા સારી રે ॥ શત વળી પંચેંદ્રિય થઈ, ભાળે પર ઉપકારી રે ॥ સે૦ ॥ ૭ ॥ પીતવર્ણ પૃથ્વી ભણી, પાણી રાતેરૂં હોય રે ॥ ધનગવર્ણ વગી તેમનો, નીલો વાવરો જોય રે ॥ સે૦ ॥ ૮ ॥ પંચવરણ રાજિકા રે, આગમે કરિ એ જાણો રે ॥ પંચ થાવર

જયણા કરો. મતિમંતા તેહ નિવારે રે ॥ જપ તપ ક્રિયા સાચવી. જિનવચનને મને ધારે રે ॥ સે૦ ॥ ૧૦ ॥ દમદંત મુનિવરની પરે, શમરસ મનમાં ભાવે રે ॥ કર્મ કઠોર ખપાવીને શિવપદ નગર સિધાવેરે ॥ સે૦ ॥ ૧૧ ગુણ ગિરૂવા ગુરૂ સેવિયે, લહિયે પુણ્ય સંયોગ રે ॥ નવિ ચિંતે જગ આહરો, ધિક ધિક બર તણો ભોગ રે ॥ સે૦ ॥ ૧૨ ॥ રાગની હાનિ ઉંચી રહી, જનશું ચિત્ત લગાવે રે ॥ જતિ જરા ભય ટાળીને, અજરામર પદ પાવે રે ॥ સે૦ ॥ ૧૩ ॥ સમિતે ગુપ્તિધર સાધુજી, સેવો સજસ સવાયો રે ॥ ગુણવંત ગુરૂના નામથી, શિવસુખ સંપદ થાજો રે ॥ સે૦ ॥ ૧૪ ॥ તપગચ્છનાયક ગુણનિલો, શ્રી વિજય સૂરિંદો રે ॥ તસ પદ સૂરિ શિરોમણી, શ્રી વિજયપ્રભ મુણિંદો રે ॥ સે૦ ॥ ૧૫ ॥ તપગચ્છ પંડિત રોહતો, પુણ્યરૂચી પંડિત શિષ્યો રે ॥ જીવરૂચિ એ ગુણ ગાવતાં, મંગળ હોય નિશદીસો રે ॥ સે૦ ॥ ૧૬ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री मणिचंदजीकृत वैराग्यकारक सज्झाय ॥

ચોપાઇ ॥ શ્રવણ કીર્ત્તન સેવન ત્રણ્ય સાર વચન વદન ધ્યાન મન ધાર ॥ લઘુતા એકતા સમતા સહી, નવમા ક્રિયા તે ઇમ સદ્દહી ॥ ૧ ॥ ગુણ અનંત જીવદ્રવ્યનાં કહ્યાં, જ્ઞાન દર્શન સુખ વીર્ય ગ્રહ્યાં ॥ તેહ તણું સાંભળવું કરે, પ્રથમ ક્રિયા પાતક પરિહરે ॥ ૨ ॥ કીર્તન કથની કરે આતે ઘણી, જે દ્રવ્યગુણપર્યાયે ભણી ॥ વચનયોગી પાતક પરિહરે, બીજી ક્રિયા સજ થઇ આદરે ॥ ૩ સેવન કરતો હૃદય મઝાર, ગુણ સંભારે વારોવાર ॥ દુર્ગતિ કાપે નિશ્ચે સહી, ત્રીજા બોલથકી એ લહી ॥ ૪ ॥ વંદન કરતો ભાવથી વળી, ચેતન દ્રવ્યના ગુણ કેવળી ॥ ઘણે વીર્ય ઉલ્લાસે જેહ, ચોથી ક્રિયાનો મ ધર સંદેહ ॥ પર નિંદા કરે વિભાવજ તણી, રાગાદિક દુઃખ દેતા ભણી ॥ લઘુકર્મી તિણે નિશ્ચે થાય પંચમ ક્રિયાયે ગુણ બોલાય ॥ ૬ ॥ ધ્યાન ધરતો તેહનો ધણી થિર કરી થાપે બહુ ગુણ ભણી ॥ ઘાતિકર્મનો છેદક તેહ. છઠ્ઠી ક્રિયા ધર સંદેહ ॥ ૭ ॥ ઈમ લઘુતાયે ચિંતે ઘણું, ઘણા મોક્ષ ગયા હું ભમું ॥ તો હું હીણપણાથી બહુ, ગુણ સાતમે તે

ઈમ સદ્દહું ॥ ૮ ॥ એકલો મરે એકલો જન્મીજે. સખાયકિણે નવિ નીપજે ॥ સુખ દુઃખ તેતો એકલો એહ. સર્વથી અભગો આઠમે તેહ ॥ ૯ ॥ રસ સમતા તે નવમો જાણી સર્વ ભુત નિજ ભુત સમાણી ॥ સરખા સ્વભાવ ચતુર્ગુણના કહ્યા, નવમે બોલે શિવપદ લહ્યા ॥ ૧૦ ॥ એવા ભવ જે ધરે મુણિંદ. કથની કથી એ ગણિ મુણિચંદ ॥ વિનય કરીને ભણશે જેહ. અવિચળ પદવી લેહેશે તેહ ॥ ૧૧ ઇતિ ॥

---

## ॥ अथ वैराग्यकारक द्वितिय सज्झाय ॥

॥ જે દેખું તે તુજ નહીં નવિ દેખું તે તૂહી ॥ ઈણભાવે વરતે સદા. સઘળે તુંહિજ તુંહિ ॥ ૧ ॥ જેણે તુજકું પિછાણીયો, નવિ જૂવે પારકી લાર ॥ આપ સ્વભાવમેં તે રહ્યો, નવી લીયે મનકી સાર ॥ ૨ ॥ દોહા ॥ મને જે આણી મેં લીયો, આતમગુણને સાર ॥ મનકું દુરે મૂકીને, શૂન્ય ન કરે વ્યાપાર ॥ ૩ ॥ તાળી લાગી આપકું, પરકું દેખત નાંહિં ॥ આપ સભાવમેં ઝીલતો, જાણે સબ વસ્તુ યાહી ॥ ૪ ॥ એણીપરે જયોતિ જગાય કે, ઉદ્યોત ભયે સબ ઠોર ॥ અંતરંગ પ્રગટી કળા, હુવે ઓરકી ઓર ॥ ૫ ॥ ઢાળ ॥ જીત્યો જીત્યો રે મોટો મોહરાજ કે, દીઠો દીઠો રે લોકાલોક આજ કે ॥ જાણ્યા જાણ્યા રે સ્થૂળ સૂક્ષ્મ કાજ કે, પામ્યા પામ્યા રે આતમ ગુણરાજ કે ॥ ૬ ॥ નામગોત્ર ઉદયથી પૂજે સુરરાજ કે, વેદની આઉથી વિચરે મહારાજ કે ॥ શૈલેશીકરણે શિવ રાજ કે, ભણે મણિચંદ્ર સિદ્ધલાં હવે કાજ કે ॥ ૭ ॥ ઈતિ ॥

---

## ॥ अथ वैराग्यकारक तृतीय सज्झाय ॥

। રાગ કેદારો ॥

જેહને અનુભવ આતમ કેરો રે, હોવે તે ધન્ય ધન્ય રે ॥ સરખાણું ચિતમેં તે ભાવે, ભેદ અભેદ ભિન્નાભિન્ન રે ॥ જે૦ ॥૧॥ દ્રવ્યગુણ પજ્જવ મેં ખેલે, પરપરણિતિથી ન્યારો રે ॥ આપ સભાવમેં આપ ખેલે, કેવળ નાણ જસ પ્યારો રે ॥ જે૦ ॥ ૨ ॥ પુદ્દગલ વસ્તુ દેખીને ન ધસે, અનાગત કાળ ન નિરખે રે ॥ ॥ વ-

ર્ત્તમાનમા રેહેતે લૂખા, અતીત કાળ નવિ પરખે રે ॥ જે૦ ॥૩॥ બાહ્ય આતમાતણા જે કારણ, તેહને જાણી ઉવેખે રે ॥ સારપણું જગતમાં દેખે, અનંતચતુષ્ટય લેખે રે ॥ જે૦ ॥ ૪ ॥ અંતર આતમ માંહે રેહેતો, પરમાતમને ધ્યાતો રે ॥ ભણે મણિચંદ તેહને નમીયે, આપ સભાવમેં રાતો રે ॥ જે૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्यकारक चतुर्थ सज्झाय ॥

॥ રાગ કેદારો ॥

આતમ અનુભવ જેહને હોવે, ચારચિત્તનિજ જાણે રે ॥ વિક્ષિપ્ત જાતાય સુશ્લિષ્ટ, સુલીનતાયે લય આણે રે ॥ આ૦ ॥ ૧ ॥ વિક્ષિપ્ત તે અવસર ચિત્ત જાણે, જાતાયત ખેંચી આણે રે ॥ પ્રથમ અભ્યાસ એણિ પરે હોવે, કિંચિત્ આણંદ જાણે રે ॥ આ૦ ॥ ૨ ॥ સુશ્લિષ્ટ તે વળી ગાડયું રહવે, સજ્ઝાય ધ્યાનને યોગે રે ॥ સુલીન તે નિશ્ચલ ચિત્ત રહેવે, પરમાનંદ ઉપયોગેરે ॥ આ૦ ॥ ૩ ॥ બાજિઝ આતમા શરીરાદિક જાણો, અંતર આત્મેં કરી છાંડો રે ॥ પરમાત્મા તે સાક્ષાત્ દેખે, કેવળી સિદ્ધ પિછાણે રે ॥ આ૦ ॥ ૪ ॥ પરમાત્માનું ધ્યાન કરંતાં, રસલોહે સુવન્ન રે ॥ ભણે મણિચંદ તેહને ધ્યાઓ, જેનું પરમાતમમેં મન્ન રે ॥ આ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ वैरायग्यकारक पंचम सज्झाय ॥

॥ રાગ કેદારો ॥

અનુભવ સિદ્ધ આતમ જે હોવે, યમચતુષ્ટય જોવે રે ॥ ઇચ્છા પ્રવૃત્તિ સ્થિરસિદ્ધ યમમાં, નિજ શકતે ચિત્ત જોડે રે ॥ અ૦ ॥ ૧ ॥ પ્રથમયમે અહિંસાદિક વારતા, કરતાં સુણતાં મીઠી રે ॥ જાણે જિનની આણ આરાધું, બીજી વાત અનિઠી રે ॥ અ૦ ॥ ૨ ॥ બીજે ખમે પ્રવર્ત્તે યોગી, જિનઆણા માહે માગી રે ॥ યમ પાળવાને તત્પર યોગી, પ્રમાદ દશા તસ જાગી રે ॥ અ૦ ॥ ૩ ॥ ત્રીજે યમમેં યમી નિરતિચારી, અપ્રમત્ત શુભ રૂપે રે ॥ પરિસહ પરનાં વૈરી તેહ પાસે, હોવે તે શાંતરસરૂપે રે ॥ અ૦ ॥ ૪ ॥ સિદ્ધયમ તે ચોથા કહિયે, પરાર્થક સાધક શુદ્ધ રે॥ ભણે મણિચંદ યોગદૃષ્ટિ તંત્રે, વચન શ્રીહરિ બુદ્ધ રે ॥ અ૦ ॥૫॥

## ॥ अथ वैराग्यकारक षष्ठ सज्झाय ॥

॥ રાગ કેદારો ॥

કોયે કિનહીંકૂ કાજ ન આવે, મૂઢ મોહે વેળા ગમાવે રે ॥ શબ્દ રૂપ રસ ગંધ ફરસાવે, શુભાશુભે સુખ દુઃખ પાવે રે ॥ કો૦ ॥ ૧ ॥ જડસભાવમેં ચેતન મૂંઝયો, યથાસ્થિતભાવ તે બૂઝયો રે ॥ તેરી કરત અલુંજયો, શાંતરસભાવ ન સૂજયો રે ॥ કો૦ ॥ ૨ ॥ જડકી સંગતે જડતા વ્યાપે, જ્ઞાન માર્ગ રહ્યો ઢાંકી રે ॥ યોગ કરે તે આપે એ જાણે, હું કરતાં કહે થાકી રે ॥ કો૦ ॥ ૩ ॥ અજ્ઞાની મિથ્યાત્વી યોગે, પ્રકૃતિ પ્રદેશ દળ બાંધે રે ॥ કષાયરસસ્થિતિ ન એ કિરતાં, સંસારસ્થિતિ બહુ બાંધે રે ॥ કો૦ ॥ ૪ ॥ સર્વ પદાર્થથી હું અળગો, એ બાજીગરકી બાજી રે ॥ ઉદયાગતિ ભાવે એ નિપજે, સંસારવર્ત્તન હું કો સાજી રે ॥ કો૦ ॥ ૫ ॥ અંતર આતમ તે નર કહિયે, ત્યાગભોગ નવિ ઇચ્છે રે ॥ ભણે મણિચંદ યથાસ્થિત ભાવે, સુખદુખદિકને પ્રીછે રે ॥ કો૦ ॥ ૬ ॥ ઇતિ ॥

---

## ॥ अथ वैराग्यकारक सप्तम सज्झाय ॥

॥ રાગ આશાવરી ॥

ચેતના ચેત તોકું સંભળાવે, અનાદિ સરૂપ જણાવે રે ॥ સુમતિ કુમતિ દોય નારી તાહરે, કુમતિ કહે તિમ ચાલે રે ॥ ચે૦ ॥ ૧ ॥ કુમતિ તણો પરિકર છે બહુલો, રાતિ દિવસ કરે દુબળો રે ॥ વિષયમાં ભીનો રહવે, નવિ જાણે તે ભોકુલો રે ॥ ચે૦ ॥ ૨ ॥ સુમતિને મિલવા નવિ દિયે, તુજને મોહની છાકયો રે ॥ ભક્ષ્યાભક્ષ્ય તુજને કરાવે, અનંતકાળ તાંઇ રાખ્યો રે ॥ ચે૦ ॥૩॥ અવસર પામી ચેતના બોલી, પ્રભુ સુમતિને ઘર રાખો રે ॥ કુમતિને મુખ મીઠાઇ દેઈ, સુમતિ તણા ગુણ ચાખો રે ॥ ચે૦ ॥૪॥ એણે અભ્યાસે દેશવ્રત આવે, અવસરે કુમતિને છાડે રે ॥ સુમતિતણું બળ વાધ્યું જાણી, સંયમસ્ત્રી તવ આણે રે ॥ ચે૦ ॥ ૫ ॥ સુમતિસ્ત્રી પરિવારે વાધે, તવ મુક્તિસ્ત્રી મેલાવે રે ॥ આપ સ્વરૂપે ચેતન થાવે, તવ નિર્ભયસ્થાનક પાવે રે ॥ ચે૦ ॥ ૬ ॥ આપસરૂપ યથા સ્થિતિ ભાવે, જોઇને ચિત્તે આણો રે ॥ સુમતિ કુમતિ તે તે પટંતર દેખી, ભણે મણિચંદ ગુણ જાણો રે ॥ ચે૦ ॥૭॥

## ॥ अथ वैराग्यकारक अष्टम सज्झाय ॥

॥ રાગ આશાવરી ॥

ચેતન ચેતનમે ધરી રાગો, જ્ઞાન દરિસન સુખ વીર્ય ગુણે લાગો ॥ ઉર વાત દીસે ધંધા, એહ સંસારમેં માંડયાં ફંદા ॥ ચે૦ ॥ ૧ ॥ ચેતન બાહ્ય સર્વ વસ્તુ છાંડો, અંતર આતમમેં સ્થિર માંડો રે ॥ શુદ્ધ વસ્તુ પરમાતમ કામે તે ઉપાય અછે ઇણ ઠામે ॥ ચે૦ ॥ ૨ ॥ આતમ ગુણમેં ચિત્ત નિજ ઘાલે, તેહમાંહે જો ક્ષણ એક ગાળો ॥ ધ્યાન અગ્નિજળ પૂરી ઝાળે, કર્મરૂપી તિહાં કષ્ટ પ્રજાળે ॥ ચે૦ ॥ ૩ ॥ રાગ દ્વેષ લોહ ભસ્મજ થાવે, શાંત રસે સોવન ગુણ ગાવે ॥ નિરાલંબન મન થોભે સોચે, ઘાતિકર્મ તિહાં રહે નવિ કોયે ॥ ચે૦ ॥ ૪ ॥ એણિવિધ અસંખ્ય પ્રદેશ દ્રવ્ય ભાવે, પ્રદેશ પ્રત્યે અનંત ગુણ થાવે ॥ ગુણે અગુરૂલઘુ પજ્જવ અનંત, ભણે મણિચંદ હોય એમ ભવ અંત ॥ ચે૦ ॥ ૫ ॥ ઇતિ ॥

---

## ॥ अथ वैराग्यकारक नवम सज्झाय ॥

॥ જગસરૂપ ચેતના સંભળાવે, નરભવ અથિર દેખાવે રે ॥ દશ દૃષ્ટાંતે દોહલો આવે. પુણ્યપસાયે તે ભવ પાવે રે ॥ જ૦ ॥ ૧ ॥ આર્ય ક્ષેત્ર ઉત્તમકુળ આવે, યોગઇંદ્રિય પરવડાં પાવે રે ॥ સદ્‌ગુરૂ સામગ્રી મેળાવે, તિહાં અંતરાય કાઠિયા નાવે રે ॥ જ૦ ॥ ૨ ॥ સાંભળવાની છે શ્રદ્ધા આવે, અલ્પ આઉખે શું થાવે રે ॥ અધવચાળે મરણ જો પાવે, ખોટો મોહ લગાવે રે ॥ જ૦ ॥ ૩ ॥ મેરો મેરો કરે જે ઘેલો, સબ સ્વારથકો મેલો રે ॥ ઉઠિ ચલેગો હંસ એકલો, વિછડયાં મિલણો દોહિલો રે ॥ જ૦ ॥ ૪ ॥ કો દુખ વાંટી ન લહે કોઈ, દુખ ભોગવો તુમ્હો ભાઈ રે ॥ મસાણ તાંઈ પહોંચાડે લોગા, ત્રૂટી જાણ સગાઇ રે ॥ જ૦ ॥ ૫ ॥ સબ મિલિ આપણો સ્વારથ રોવે, પરાઇગતિ કુણ જોવે રે ॥ ઓછું અધિકું કહ્યું કયું હોવે, પૂંઠે કહીય વગોવે રે ॥ જ૦ ॥ ૬ ॥ પુણ્ય પાપ સાગે સગાઇ, તેણે એહવી ગતિ પાઇ રે ॥ તિહાં જીવ ભુખ્યો ભખે ષટકાય, પણ ધર્મવાત ન સુહાચી રે ॥ જ૦ ॥ ૭ ॥ ધન રામાને કારણે ધ્યાતો, આરંભે કરી હોય માતો રે ॥ જન્મ

ગમાવ્યો ન જાણે જાતો ફરે કર્મે કરી તાતો રે ॥ મ૦ ॥ ૮ ॥ પંચ કારણ જો એકઠા પાવે, કર્મ રાશિ ત્રુટી જાવે રે ॥ મુક્તિ-યોગ્ય તે ચેતન થાવે, મણિચંદ ગુણ આવે રે ॥ જ૦ ॥ ૯ ॥

---

## ॥ अथ वैराग्यकारक दशम सज्झाय ॥

॥ સમકિતી તેહ યથાસ્થિતિ ભાવે, તેહ મનપજ્જાવ હોયે સભાવે ॥ તેહ પજ્જાવ જિણ દેખે જાણે, ઉદયવેળા તે આવી ટાણે ॥ સ૦ ॥ ૧ ॥ બાઝ નિમિત્ત ઘણી રીતે ભાસે, પણ તથા-વિધ કારણ છે પાસે ॥ તેહ દેખી ઉદાસી ન રહેવે, કોઇનો દોષ તેહને નવિ દેવે ॥ સ૦ ॥ ૨ ॥ હું કરતા માની કર્મ બંધાવે, તેહ કમ્મ સત્તા થાવે ॥ ઉદય માફક બંધ ઉદયે આવે, તેહ વિના કોઇ ઉદીરણા પાવે ॥ સ૦ ॥ ૩ ॥ નિકાચના વિણ બંધ ખરી જાવે, નિકાચના વિણ કોઇ ઉદયે આવે ॥ બંધવેળાયે જેહવો રસ હોયે, ઉદય વેળા તેહવો તિહાં સોયે ॥ સ૦ ॥ ૪ ॥ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભવ મિલિ આવે, તબ વિપાક તે પૂરો થાવે ॥ તિણ કારણે સમતા આણો, ભણે મણિચંદ યથાસ્થિત જાણો સ૦ ॥ ૫ ઇતિ ॥

---

## ॥ अथ वैराग्यकारक एकादश सज्झाय ॥

॥ રાગ સામેરી ॥

॥ આતમારામે રે મુનિ રમે, ચિત્ત વિચારીને જોય રે ॥ તાહરૂં દીસે નવિ કોય રે; સહુ સ્વારથ મળ્યું જોય રે, જન્મ મરણ કરે લોય રે, પૂંઠે સબ મિલિ રોય રે ॥ આ૦ ॥ ૧ ॥ સ-જન વર્ગ સવિ કારિમો, કૂડો કુટુંબ પરિવાર રે ॥ કોઇ ન કરે તુજ સાર રે, ધર્મવિણ નહિં કોઇ આધાર રે. જિણે પામે ભવપાર રે ॥ આ૦ ॥ ૨ ॥ અનંત કલેવર મૂકીયાં, તે કિયાં સગપણ અ-નંત રે ॥ ભવ ઉદ્વેગે રે તું ભમ્યો, તોહ ન આવ્યો તુજ અંત રે ॥ ચેતો હૃદયમાંહે સંત રે ॥ આ૦ ॥ ૩ ॥ ભોગ અનંતા તેં ભોગવ્યા, દેહ મહુષ્યગતિ માંહિ રે ॥ તૃપ્તિ ન પામ્યો રે જીવ-ડા હજી તુજ વાંછા છે ત્યાંહ રે આણો સંતોષ ચિત્તમાંહ રે ॥ આ૦ ॥ ૪ ॥ ધ્યાન કરો રે આતમ તણું. પરવસ્તુથી ચિત્ત વારી

રે ॥ અનાદિ સંબંધ તુજ કો નહિં, શુદ્ધ નિશ્ચય એમ ધારી રે ॥ ઈણવિધ નિજ ચિત્ત ઠારી રે, મણિચંદ્રે આતમ તારી રે ॥ આ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्यकारक द्वादश सज्झाय ॥

॥ ચેતન જબ તૂં જ્ઞાનવિચારે, તવ પોદ્ગલિક સંગતિ છાંડે ॥ આપહિ આપ સ્વભાવમેં આવે, પરપરિણતિ સવિ દૂરે ગમાવે ॥ ચે૦ ॥ ૧ ॥ ચેતન જબ તું જ્ઞાનથી ન્યારો, તવ પુદગલ તુજ લાગે પ્યારો ॥ મોહની કરમે તુજને માર્યો, ચેતન તેં તો કછુ ન વિચાર્યો ॥ ચે૦ ॥ ૨ ॥ મોહરાજકી બહુ રાજધાની, તે માંહિ સૂતા જે અજ્ઞાની ॥ કર્મરાયકી હુંડી લખાણી, નરક નિગોદે જઇ શકરાણી ॥ ચે૦ ॥ ૩ ॥ જબ લગે આતમદ્રવ્ય નવિ બૂઝે, તભ લગ મિથ્યા મનકે મુઝે ॥ ક્રિયાકષ્ટ તે કરે ઘણેરા, કર્મ તણા નવિ આવે છેડા ॥ ચે૦ ॥ ૪ ॥ ધર્મ ધર્મ સહુકો કરી માને, ધમ ધર્મ તો વિરલા જાણે ॥ બાહિર દૃષ્ટિ બાહિર ધ્યાવે, કારજ સો કારણ કરી ભાવે ॥ ચે૦ ॥ ૫ ॥ જ્ઞાની તે જો જ્ઞાન વિચારે, કારજ કારણ દો નય ધારે ॥ કારણ ગ્રહિ કાર્યમાં આવે, તવ સો જ્ઞાની શિવપદ પાવે ॥ ચે૦ ॥ ૬ ॥ આપહિ આપ સ્વભાવમેં ખેલે, પર-પરિણતિ સવિ દૂર મેલે ॥ અરિહંત ભાષિત ધર્મ આરાધે, મુક્તિ માર્ગ તે નિશ્ચય લાધે ॥ ચે૦ ॥ ૭ ॥ તેહ તણાં કારણ જે જોયે, નિશ્ચય વાત હૃદયથી ન છાંડે ॥ જ્ઞાન દરિસન ચારિત્ર આરાધે, સેવકને સુખ સંપત્તિ વાધે ॥ ચે૦ ॥ ૮ ॥ ઇતિ ॥

---

## ॥ अथ वैराग्यकारक त्रयोदश सज्झाय ॥

॥ રાગ ભૈરવ ॥

॥ અણવિમાસ્યું કરે કાં મૂઢા, લોભ લાગે વંછા છે ભૂંડા ॥ માયા કરે તુજ સહુ કહે કૂડા, માને વિજય તુજ નાવે રૂડા ॥ અ૦ ॥ ૧ ॥ ક્રોધ કરી તપે કાં ભાઇ, અંચચમાદિ પરભાથે વિકાઈ ॥ હાસ્ય રતિ ભય શોક નિવારો, દેવદુગંછા તુમે ચિત્તમાંથી ડારો ॥ અ૦ ॥ ૨ ॥ મિથ્યામતિ તુજ બાકૂજ કમાઇ, એ મહામોહ સબ-હિ દુખદાયી ॥ ચારચઉક્ક કરી ચઉગતિ પાય, ન્યાયચંદ્રસૂરિ ભણું દેવ

ર્ગતિ થાય ॥ અ૦ ॥ ૩ ॥ મોહમિથ્યાત અણુબંધ ખપાવે, યથાસ્થિતિ ભાવે સમદ્રષ્ટિ આવે ॥ તે જ્ઞાની જગમેં સુખ પાવે, ભવતણા દુખ સર્વ ગમાવે ॥ અ૦ ॥ ૪ ॥ અપ્રત્યાખ્યાન ચઉકડી જબ આવે. તવ સર્વ સંયમ ચિત્તે આવે ॥ સંજલ ચઉક્કનો કષાય જબ જાવે, તવ વીતરાગ સંયમ તે કહાવે ॥ અ૦ ॥ ૫ ॥ ખીણ વીતરાગ નર હોય જે કોઇ, દુઃખ દોહગ તસ નાશજ હોઈ ॥ નાણ દંસણ ચરણવિઘન ખપાવે, કેવળનાણ દંસણ તબ પાવે ॥ અ૦ ॥ ૬ ॥ યથાભવ્યત્વ સામગ્રી આવે, શુદ્ધસ્વરૂપ ઉપર રૂચિ કહાવે ઉપાય કરી કર્મ ખપાવો રે ભાઇ. ભણે માણચંદ પામો ઠકુરાઇ ॥ અ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥ अथ वैराग्यकारक चतुर्दश सज्झय ॥

॥ રાગ આશાવરી ॥

॥ ચેતન જબ તૂમહિ આપે ન્યારા ॥ પરવસ્તુ ઉપર કયા ઘર પ્યારા ॥ જિણે કરી બંધણ હોઈ ભાઈ, હારી મૂકી આપણી ઠકુરાઇ ॥ ચે૦ ॥ ૧ ॥ માયા કરિ પાશમાં તુમ પાડયા, સુખે મીઠાઇ દેઇ ભમાડયા ॥ છાંડી નિદ્રા જવ મોહ કેરી, તવ જાણે સોયે દુર્ગતિ ફેરી ॥ ચે૦ ॥ ૨ ॥ આગમ પઢી આગમી નામ કીના, માને ચઢી ઉપદેશ બહુ દીના ॥ ખયોપશમ વિણુ ક્રિયા બહુ કિન્હી, તાંકો ફળ સુરપદવી લીના ॥ ચે૦ ॥ ૩ ॥ જબ તાંઇ પ્રમાદદશા નવિ જાવે, તબ તાંઇ તુમ સંસાર ભમાવે ॥ મોહ પિશાચ તુમ દુઃખ દેખાવે, અપ્રમત્ત જબકે સુડ હાથે આવે ॥ચે૦॥ ૪ ॥ ઉદયાગત વસ્તુ યથાસ્થિતિ ભાવો, બંધ નીકાચનો નહિં કોઇ દાવો ॥ ભણે માણચંદ ઇમ કર્મ ખપાઇ, જિમ પામો આપણી ઠકુરાઇ ॥ ચે૦ ॥ ૫ ॥ ઇતિ ॥

---

## ॥ अथ वैराग्यकारक पंचदश सज्झाय ॥

॥ દોહા ॥

॥ જો ચેતે તો ચેતજે. જો બૂઝે તો બૂઝ ॥ ખાનારા સહુ ખાઇ જશે માથે પડશે તુઝ ॥ ૧ ॥ આપ સવારથ સહુ મિલ્યું, ન કરે તુજ કોઇ સાર ॥ પરમારથ જાણ્યો નહીં, ભૂલ્યો તુહિ ગ-

માર ॥ ૨ ॥ પરમારથ જબ જાણીયો, ચિહુંગતિ દેખે પાસ ॥ પજ્જવ સવિ દૂર લેખવે, આપહી રહે ઉદાસ ॥ ૩ ॥ નિરાશપણે ચિંતવે સદા, આપહિ મમતા હોય ॥ મુહૂર્ત એક રહે મન મમતા, શાંતિરસ પાવે સોય, ॥ ૪ ॥ કાયા વચન મન ત્યાગ કરી, આપહી જ્યોતિ જગાય ॥ ઘાતીકર્મકું ક્ષય કરી કેવળ લચ્છી પાય ॥ ૫ ॥ અનંત અતિશય તસ હુવા, લોકાલોક પ્રકાશ ॥ ભવ્યજીવ તિમ બૂઝવે, પૂરે શિવપુર વાસ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्यकारक षोडश सज्झाय ॥

॥ રાગ કેદારો ગોડી ॥

॥ શિવપુર વાસતાં સુખ સુણો પ્રાણી, કહેતાં પાર ન આવે નાણી ॥ કોયક રાય વનમાં ગયો ભૂલો, તૃષાક્રાંત પડિયો એકીલો ॥ ૧ ॥ તવ એક ભીલ આવ્યો રાય પાસે પાયું નીર આણી ઉલ્લાસે ॥ રાય પલ્લીપતિને તેડી ઘર આવે, તસ ઇચ્છાયે સુખ ભોગવાવે ॥ ૨ ॥ કેતો કાળ તિહાંકણે રહિયો, નિજ થાનક જાવા ગહુગહિયો, પૂછે કુટુંબ તુમ સુખ અવદાત, તેહ ઉપમ દેખાડો તાત ॥ ૩ ॥ તેહ વચનપર કિસિ ઉપમ કહાવે, તિમ સિદ્ધસુખ નાણી કીશું દેખાવે ॥ મણિચંદ કહે નિરાશ થવે, શાંતિરસ પાર કિમે ન આવે ॥ ૪ ॥

## ॥ अथ वैराग्यकारक सप्तदश सातवारनी सज्झाय ॥

આદિ તું જોજે રે આપણી, અનાદિ નિગોદમાંહે ॥ અનંત ચતુષ્ટ તિહાં હુંતા, હવડાં છતાં છે આંહિ ॥ ૧ ॥ સોમ તણી પેરે શિયળો, શાંતિરસે કરી જાણ ॥ તેણે ઉંડા ગુણ હશે, હોશે કેવળ નાણ ॥ ૨ ॥ મંગળે માંગળિક કરે, જિન સિદ્ધ સાહુ ધર્મ ॥ પાપતિમિર દૂરે જશે, પામીશ તું શિવ શર્મ ॥ ૩ ॥ બુદ્ધિ બુધ ભલી કરે, છાંડે જે પાપ ॥ જ્ઞાન દરિસન ચારિત્ર લહે, ટાળીશ સંતાપ ॥ ૪ ॥ ગુરુતણી સંગતિ કરે, પામીશ તેણે નાણ ॥ કર્મ ખપાવી આપણાં, પહોંચીશ તું નિર્વાણ ॥ ૫ ॥ શુક્ર રાખે નિજ મસ્તકે, બાળ વીર્ય તિણે હોયે ॥ સંયમ સાધિશ આપણો, કર્મ ક્ષય તેણે હોયે ॥ ૬ ॥ શનૈઃ શનૈઃ અભ્યાસથી, ક્રોધાદિકનો

ત્યાગ ॥ કેવળનાણ મગે સહી, હોશે શિવમાગ ॥ કલંક રાહુને છાંડજે, માર્ગે શુદ્ધ એ જાણી ॥ દુષ્ટ ગ્રહ નવમો જશે, મણિચંદ શુદ્ધ વાણી ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्यकारक अष्टादश पन्नर तिथोनी सज्झाय ॥

॥ શુકલપક્ષ પડવેથી નિશ્ચળ, ધર્મકળા તસ વાધે જી ॥ વિવિધ વિઘન બીજે દુવિધ ધર્મ, યતિ શ્રાવકનો સાધે જી ॥ ૧ ॥ ત્રીજે ત્રણ તત્ત્વ આરાધો, ચારિત્ર દર્શન જ્ઞાન જી ॥ ચોથે ચીર ભાવના ભાવો મૈત્ર્યાદિક શુભધ્યાવોજી ॥ ૨ ॥ પંચમીયે નાણ પંચ પામે, પંચમગતિ પહુંચાવે જી છઠિયે છટ્ઠી લેશ્યા આણે, છક્કાય રખાવો જી ॥ ૩ ॥ સાતમીયે સત્ત ભય નિવારી, સાતે સુખ ઉપજાવે જી ॥ ॥ અષ્ટમીયે અષ્ઠ કર્મ નિવારી. સિદ્ધના આઠ ગુણ પાવે જી ॥ ૪ ॥ નવમીયે નવ તત્ત્વ વિચારી, નવવાડ બ્રહ્મવ્રત રાખે જી ॥ દશમીયે દસવિધ સંયમ પાળી, દશરુચિ સમકિત રાખે જી ॥ ॥ ૫ ॥ એકાદશે એકાદશ અંગા, શ્રાવક એકાદશ પડિમાજી ॥ દ્વાદશસું દ્વાદશમીયે, સાધુની દ્વાદશ પડિમાજી ॥ ૬ ॥ તેરશીયે તેર કાઠિયા વારિ, તેર ક્રિયા નિવારે જી ॥ ચઉદશીયે ચઉદ પૂર્વ આરાધો, ચઉદરાજ પાર ઉતારે જી ॥ ૭ ॥ પન્નરશીયે યોગ પન્નર નિવારો, સંજ્ઞા પન્નર છાંડો જી ॥ કૃષ્ણપક્ષ પડવેથી ઓછી કળા. અમાવાસ્યા તાંઈ જાણોજી ॥ ૮ ॥ શુકલપક્ષની ચઢતી કળા, સહી ધર્મતણી વખાણી જી ॥ કૃષ્ણપક્ષની પડતી કળા કહી, મણિચંદ એહ લખાણી જી ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्यकारक एकोनत्रिंशति सझ्झाय ॥

॥ રાગ કેદારો ગોડી ॥ મિથ્યાત્વ કહીજે કુતત્ત્વ વાચાનો. યથાસ્થિતિ ભાવ નાવે. આસના દ્રવ્ય પજ્ઝવિપર આશ ધરાવે. અનંતાનુબંધીયો હઠ કરાવે ॥ ૧ ॥ ગુણવંત જાણ્યો તોહે દ્વેષ આવે, મૂહુર્ત્તથી માંડી જાવજીવ કહાવે ॥ અનંતાનુબંધીયો ક્રોધ આવે, ભવાનુબંધી તે દુર્ગતિ પાવે ॥ ૨ ॥ ગુણવંત પ્રતિદ્વેષ્યાથી

હીણો, અવગુણ આગળ કરી જૂવે દીણો ॥ માને ચઢયો નિજ પરાક્રમ બોલે, દુર્ગતિ તણું બારણું તે ખોલે ॥ ૩ ॥ ધર્મે થોડો કરી બહુ પ્રકાશે, આપે એમ જાણે મેરો યશ ભાસે ॥ ધર્મ દેખાડી ઠગે બહુ લોક, અનંતાનુબંધી માયા કરે ફોક ॥ ૪ ॥ પરવસ્તુ અપનો કરીને માને, નગમે રંગાયે રહ્યો નિજ ઠાણે ॥ લોભસાગર પૂરો નવિ થાવે, તૃષ્ણાયે કરી દુર્ગતિ જાવે ॥ ૫ ॥ એ અનંતાનુબંધી કહ્યા ચારે, એકની મુખ્યતા ગુણતા ત્રણ ધારે ॥ નરકનિગોદ પહુચાડે ભાઈ, હારીને જાયે આપણી ઠકુરાઇ ॥ ૬ ॥ યથાસ્થિતિભવ ઉપર મન રંજે, ગુણ જાણ્યા પછે તે ન ગંજે ॥ ધર્મે માયા ન કરે પુણ્ય વંચે, ભણે મણિચંદ્ર પરવસ્તુ ન સંચે ॥૭॥

## ॥ अथ वैराग्यकारकवीशामि सझ्झाय ॥

॥ રાગ કેદારો ગોડી ॥

આજકો લાહો લીજીયે, કાલ કેણે દીઠી ॥ જોજે આપસભાવમેં, જબ વાત અનીઠી ॥ ૧ ॥ ક્ષણ ક્ષણ તું મત ચલે, વિરહ ઉપજાવે ॥ આપસભાવમેં આવતાં, બહુ પ્રાસેજ થાવે ॥ ૨ ॥ વિભંછ જસાએ, પુદ્ગલાતીત તું રંજે ॥ આપસભાવમાં અમીરસા, તેહછે દેખી તું ગંજે ॥ ૩ ॥ સુપન જસી એ વાતડી, રાધાવેધજ સાધો ॥ એકાંતે તે સ્વાદ ન ચાખવો, ઓર સનેહ ન બાંધો ॥ ૪ ॥ અખોછો નાટક રમે, નાટક લય લાગી ॥ આપ સભાવમાં આવિયો, લહ્યું નાણ સોભાગી ॥ ૫ ॥ સુચિવે આણ દેખવે, પરોવાએ દોરો ॥ રાગ દ્વેષ ધાગ વિચેં, વર્ત્તે ચેતન ગોરો ॥ ૬ ॥ મુહુર્ત્તમાત્ર સ્થિરતાવશે, ત્રૂટે ઘાતીયાં કર્મ ॥ તથા ભવ્યત્વ કારણ મિલે, પામિયે શિવશર્મ ॥ ૭ ॥ એ અભ્યાસ કરતાં થકાં, સ્થિરતા જો વાધે ॥ મણિચંદ્ર લય લાગી રહે, પરમાણંદ સાધે ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ वैराग्यकारक एकविंशामि सज्झाय

॥ રાગ કેદારો ગોડી ॥

સાધે તે યથાસ્થિતિ ભાવ, અપ્રત્યાખ્ખાનીનો એહ સ્વભાવ ॥ જાણે સર્વપ્રજાવ છોડાવે, પણ યોગે પચ્ચખ્ખાણ ન થાવે ॥ ૧ ॥ કાંએ છાંડું કાંયે રાખું યોગ, એટલા વિણ નવિ ચાલે

ભોગ ॥ તેતો દેશથી પચ્ચખ્ખાણ થાવે, પ્રત્યાખ્યાનીયો ઉદ્દેષ વ્રતી પાવે ॥ ૨ ॥ સંજલન સર્વ સાવદ્ય યોગ છાંડે, કર્મ સંતો તે ઉદય વળી મંડે ॥ ચારિત્રયોગે કરી મન પાછું ઉસારે, હું કરતા નહીં ઈમ તે સંભારે ॥ ૩ ॥ દ્રવ્યચારિત્રિયાનો એહ સ્વભાવ, તેને જાણે જ્ઞાનિ વિભાવ ॥ સમક્તિ સહિત ચારિત્ર ગુણ એક, હેય ઉપાદેય છંડે ન વિવેક ॥ ૪ ॥ જાણે આપ સવે હું થાવે, શુભાશુભ છંડી સુખ પાવે ॥ આતમ સ્વભાવમાં મન લય લાયો, સર્વ મૂકી મને શૂના થાઓ ॥ ૫ ॥ જો એહવું ચિત્ત ચિંતે થિરતા પાવે, તિણે અપ્રમત્તદશા જીવ થાવે ॥ ઈમ કરતાં ઉંચ લય લાવે, તો ઘાતીયાં વળી કર્મ ખપાવે ॥ ૬ ॥ ક્ષપકશ્રેણી આવી જો હાથ, ખપાવીને હુઓ સનાથ ॥ યથાખ્યાત સંયમ તવ પાવે, તેથી સાવદ્ય યોગજ પાવે, કેવળી સંજલણ થાવે ॥ ૭ ॥ જબ શૈલેશીકરણે આવે, યોગ હું તાતે સર્વ રુંધાવે ॥ ભણે મણિચંદ્ર સમ શ્રેણી સિદ્ધ પાવે, તેથી અનંતસુખ જીવ થાવે ॥ ૮ ॥ ઇતિ ॥

---

## ॥ अथ लब्धिविजयजीकृत जीभलडीनी सज्झाय ॥

બાપલડીરે જીભલડી તું, કાં નવિ બોલે મીઠું ॥ વિરૂવાં વચન તણાં ફળ વિરૂવાં, તે શ્યું તેં નવિ દીઠું રે ॥ બાપલ૦ ॥ ૧ ॥ અન્ન ઉદક અણગમતાં તુજને, જો નવિ રૂચે અનીઠાં ॥ અણબોલાવ્યો તું શા માટે, બોલે કુવચન ધીઠાં રે ॥ બાપ૦ ॥ ૨ ॥ અગ્નિ દાઝયો તે પણ પાળે, કુવચન દુર્ગતિ ઘર ઘાલે ॥ અગ્નિ થકી અધિકું તે કુવચન, તેતો ખીણ ખીણ સાલે રે ॥ બાપલડી૦ ॥ ૩ ॥ તે નર માન મોટપ નવિ પામે, જે નર હોય મુખ રોગી ॥ તેહને તો કોઇ નવિ બોલે, અભિમાને અણગમતે ॥ આપતણો અવગુણ નવિ દેખે, તે કિમ જાસે મુગતેરે ॥ બા૦ ॥ ૫ ॥ જનમ જનમની પ્રીતિ વિણાસે, એકણ કડુયે બોલે ॥ મીઠાં વચનથકી વિણ ગરથે, લેવો સબ જગ મોલેરે ॥ બા૦ ॥ ૬ ॥ આગમને અનુસારે હિતમતિ, જે નર રૂડું ભાખે ॥ પ્રગટ થઇ પરમેશ્વર જેની, લજ્જા જગતમાંહિ રાખે રે ॥ બા૦ ॥૭॥ સુવચન કુવચનનાં ફળ જાણી,

ગુણ અવગુણ મન આણી ॥ વાણી બોલો અમીય સમાણી, લબ્ધિ કહે સુણ પ્રાણી ૨॥ બાપલડી૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ श्रउदयरत्नजकृित अंधेरी नगरीनो सज्झाय ॥

અજ્ઞાન મહા અંધેર નગરે, જેહની નહીં આદિરે ॥ મિથ્યાત મંદિર મોહ મહાનિશી, પર્યંક તિહાં પ્રમાદરે ॥ ૧ ॥ જીવ જાગ તું ગઇ રાતલડી, ભગવંત ઉગ્યો ભાણ રે ॥ એ આંકણી ॥ ગતિ ચાર તે ઇશ ઉપલા, કષાય પાઇઆ ચાર રે ॥ ભ્રાંતિ ભરડી ::સભર ભરીયો, વહાણવેદ વિચાર રે ॥ જીવ૦ ॥ ૨ ॥ તૃષ્ણા તળાઈ પાથરીને ગોદડાં મહા ગર્વ રે ॥ ર્તિભંગ ગાલમસુરીઆં, તે સજ્યા કુમતે સર્વ રે ॥ જીવ૦ ॥ ૩ ॥ રોશનાઇ બની રાગનીને, અષ્ટમ ઉલોચ રે ॥ પડયો ન પાસુ પાલટી, સહુ તજ્યા તે સંકોસુ રે ॥ જીવ૦ ॥ ૪ ॥ ચોરાશી લખ સુપન લાધ્યાં, ફરી ફરી બહુવાર રે ॥ કુમતિ વાસ્યો બકે બહુ વિધ, હજુ ન આવ્યો પાર રે॥ જીવ૦ ॥ ૬ ॥ સ્નેહ સાંકળે સાંકળ્યો, મોહની મદિરા પાન રે ॥ સૂતો પણ નવિ સાંભળે, નહીં શુદ્ધિ સુમતિ ને સાન રે ॥ જીવ૦ ॥ ૬ ॥ ઉંઘ તિહાં વસી આપદાને. જાગિ તિહાં વસી જોષ રે ॥ કુટુંબ મેળા કરીયો જીમ, ગગન વાદળ ચોષ રે ॥ જીવ૦ ॥૭॥ હર્ષને રહ્યો શોક હરી, સંયોગને વિયોગ રે ॥ ભોગ ભવની ભાસ કીની, રૂપ તિહાં બહુ રોગ રે ॥ જીવ૦ ॥ ૮ ॥ આખરી જાવું એકલાને, કોઇ ન આવે કેડિ રે ॥ વહાલાં વળાવી વળીયાં પાછા, નહીં નેહ ને નિમેડી રે ॥ જીવ૦ ॥ ૯ ॥ જિન વયણે નર જાગિયા તે, પામ્યા પરમ કલ્યાણ રે ॥ જંબુ આદિ જોઇને લેજ્યો, જગમાં જેહ રે જાણ રે ॥ જીવ૦ ॥ ૧૦ ॥ ભવ્યને ઉપદેશ ભાખી, ઉદયરતન ઉવજ્ઝાય રે ॥ સાર શ્રીજિન વચને છે જગિ, મુગતિ જેહથી થાય રે ॥ જીવ૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री तेजपाळकृत गुरुपरीक्षानी सज्झाय ॥

॥ દુહા ॥

॥ શ્રી જિનવર પ્રણમું સદા, લહી સદ્ગુરૂ આધાર ॥ કુગુરૂ તણાં લક્ષણ કહું, સુણજો સહુ નર નાર ॥ ૧ ॥ ચોપાઈ ॥ મન

શુદ્ધે સુણજો નર નારિ, રીસ મ ધરજો હૃદય મઝારિ ॥ પંચ પ્ર-
માદ જે નવિ છાંડસી, તે ગુરૂ કિમ તરશી તારસી ॥ ૨ ॥ કંઠ
લગે નિત્ય ભોજન કરે, જે પરલોક થકિ નવિ ડરે ॥ સમી સાં-
જથી સંથારશી ॥ તે ગુરૂ કિમ તરસી તારસી ॥ ૩ ॥ દિન ઉગ્યા
વિણુ દાતણુ કરે, મનમેં સુગપણું આદરે ॥ ન કરે એક દીન નો-
કારશી ॥ તે ગુરૂ૦ ॥ ૪ ॥ પટીયાં પાડે સમારે કેશ, નિત્ય નિત્ય
નવા બનાવે વેશ ॥ મુખ મુએ જુએ આરસી ॥ તે ગુરૂ૦ ॥ ૫ ॥
હસે ઘસે બોલે પારસી, નાઇ ધોઇ જોવા નારશી ॥ વેષ બણાવ
કર્યા નારસી ॥ તે ગુરૂ૦ ॥ ૬ ॥ સાકર દુધ પીયે પરભાત, ચાવલ
દાલિ જમે નિત્ય ભાત ॥ સક્કર શાક વિણુ નવિ જિમસી ॥ તે
ગુરૂ૦ ॥ ૭ ॥ ઉંનું નીર ન પીવે કદા, સજળ કુંભ ભરી મૂકે
સદા ॥ ઝરઝરીયે પાણી ધારસી ॥ તે ગુરૂ૦ ॥ ૮ ॥ જે નિત્ય રાતે
દીવો કરે, પડદા બાંધી ખૂણે ઉતરે ॥ ભક્ષ્યાભક્ષ્ય ન વિચારસી
॥ તે ગુરૂ૦ ॥ ૯ ॥ સેવે મથુન રાખે દામ, નામ ધરાવે ગોતમ
સ્વામ ॥ વિષય કષાય જે નવિ છાંડસી ॥ તે ગુરૂ૦ ॥ ૧૦ ॥ ધમ
ધમ મારિગ ચાલે જેહ, ઇર્યાસુમતિ ન શોધે તેહ ॥ મનમાંહિ
જયણા નવિ ધારસી ॥ તે ગુરૂ૦ ॥ ૧૧ ॥ દહાડે મુનિ ભમતો
ફિરે, રાતે સારે પાસે રમે ॥ એક જીતે એક હારશી ॥ તે ગુરૂ૦ ॥
૧૨ ॥ જડીબુટ્ટીને જનમોતરી, હળવો હાથ કરે હિત ધરી ॥ સાપ
વીંછી જે ઉતારસી ॥ તે ગુરૂ૦ ॥ ૧૩ ॥ ભાડે બળદ ચલાવે પંથ,
નામ ધરાવે છે નિગ્રંથ ॥ વાટે બળદ પોતે ચારસી ॥ તે ગુરૂ૦ ॥
૧૪ ॥ ગાડે બેઠા કરે વિહાર, ગાડા પાખે ન ચાલે ભાર ॥ ઇર્યા
સુમતિ કિમ્યુ શોધસી ॥ તે ગુરૂ૦ ॥ ૧૫ ॥ ઉછાનિ અહિડજ કા-
ટલા, સાથે જે પાટજે પાટલા ॥ ગુણવંતના અવગુણ દાખસી ॥
તે ગુરૂ૦ ॥ ૧૬ ॥ એક ઘર ખમાસણ દિયે, અસના દિક ચારે અ-
હાર લીયે ॥ સચિત્ત અચિત ન વિચારસી ॥ તે ગુરૂ૦ ॥ ૧૭ ॥
સૂરજે ઉગે કરશે સ્નાન, ધૂપ ઉવેએ બેસે ધ્યાન ॥ મિથ્યા દંભ
મનમાં ધારસી ॥ તે ગુરૂ૦ ॥ ૧૮ ॥ ધુરથી પંચ મહાવ્રત ધરે,
સવ્વં સાવજ્જં ઉચ્ચારે ॥ તેહ પણ કરણી ખોટી કરે, ॥ ધર્મ વિ-
ચાર મનમાં નવિ ધરે, ॥ કુગુરૂ તણાં લક્ષણ એહસી ॥ તે ગુરૂ ॥
૧૯ ॥ મોટી પદવી નિવાજે, ઘણી, લોકમાંહિ જશ પ્રભુતા ઘણી ॥
ધર્મ રીતે પણ તે ન કસી ॥ તે ગુરૂ૦ ॥ ૨૦ ॥ ગૃહસ્થતણી પરે કરે

વેપાર, વેચે પુસ્તક વસ્ત્ર અપાર ॥ પાર પંથ દેખાડે જેહસી ॥ તે ગુરૂ૦ ॥ ૨૧ ॥ ચોપીને થરમાં પાંગરે, વેષ લઇને તોરા કરે ॥ મીઠી વાણી કદી ન બોલે હસી ॥ તે ગુરૂ૦ ॥ ૨૨ ॥ કાળો સાપ કુગુરૂથી ભલો, એકવાર કરે મામલો ॥ કુગુરૂ ભવો ભવી દુઃખજ દેહસી ॥ તે ગુરૂ૦ ॥ ૨૩ ॥ કુગુરૂ તણા ચાવા એ ચરિત, ધર્મ વિના બોલે વિપરીત ॥ સુગુરૂતણી સંગતી છાંડશી ॥ તે ગુરૂ ॥ ૨૪ ॥ જે શ્રી આણંદ વિમળ ગુરૂ રાજ, પંચમે આરે દીઠા આજ ॥ તે ગુરૂ નામ લહિયે સુપસાઈ, તેજપાળ ભણે સુખદાઇ ॥ ૨૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री विशुद्धविमळजीकृत चेतन समजनी सज्झाय ॥

॥ ઢાળ ॥ સહુકો સુણજોરે કરમ સમો નહીં કોઇ ॥ એ દેશી ॥

॥ ચેતન ચેતજોરે એ કાળ ન મેલે કેડો ॥ સંબલ સીધર સાથે લેજો, કીનાસ વસે છે નેડો ॥ ॥ ચેતન૦ ॥ ૧ ॥ છાયા મિલ કરીયે નિત્યે, છલગ વેશે છાનો ॥ અચિંતાનો એ પકડી જાશે, કાંચેક ચડાવી બાંનો ॥ ચે૦ ॥ ૨ ॥ તનુ રૂંપ એ જીવ બટેરો, ઇચ્છા રામે રમતો ॥ ક્રૂર વિનાશ એ સમળી પેરે લેઇ જશે ભમતો ॥ ચે૦ ॥ ૩ ॥ બાળા બુઢ્ઢા ગરભે હુતા, જોબન વય લેઇ જાવે ॥ કાચાં પાકાં સઘળાં બેઠાં, એહને દયા ન આવે ॥ ચે૦ ॥ ૪ ॥ તું જાણે પરવારી જઇશું, લોચા સઘળા ધોઇ ॥ હાં હાં કરતાં લેઇ જાશે, સહુકો રહે યમ જોઇ ॥ ચે૦ ॥ ૫ ॥ તું અમર પેરે થીર થઇ બેઠો, લોચા વાળે મુંઢ ॥ લખપતિ નરપતિ શેઠ સથવાહ, તુજ આગ કંઇ બુઢ ॥ ચે૦ ॥ ૬ ॥ આજ કાલને પોહોર પરારે, ધરમે વિલંબજ કરતો ॥ ખીણ ખીણ આયુષ ઓછો થાયે, અંજલી જળ જિમ ખરતો ॥ ચે૦ ॥ ૭ ॥ તારે તો રોહણમાં બાજે બેહેરો થઇને બેઠો ॥ તુજ આગળ કોઇ કર ચાલ્યા, તું એ પંથે પેઠો ॥ ચે૦ ॥ ૮ ॥ વાર કવાર એ સુખી દુઃખી, ન ગણે એક એ રાણું ॥ અવર રૂઠયા તે દામે પાચે, ન વળે એહનું આંણું ॥ ચે૦ ॥ ૯ ॥ નિશ્ચિંતા નવિ સુઇએ પ્રાણી, જમનો ઝાઝો જોરો માત પિતાદી જોતાં લેશે, કેહનો ન ચાલે તારો ॥ ચે૦ ॥ ૧૦ ॥ સમરથાએ ચેત્યો નહિં પ્રાણી, આવે આયુ બહુ ઝુરે ॥

બુડતાંવારે કેવી લાગે, શાયરને જેમ પૂરે ॥ ચે૦ ॥ ૧૧ ॥ રાત દિવસ ચાલે એ પંથે, કીણે જાય કળીયો ॥ થાવચ્ચાદિક તે મુનિ ચેત્યા, તેહને એ ભય ટળીયો ચે૦ ॥ ૧૨ ॥ પાણી પહેલી પાળ જે બાંધે, તે જગમાંહિ બળીયો ॥ ઘર લાગે કુવો જે ખોદે, તે મૂરખમાં ભળીયો ચે૦ ॥ ॥ ૧૩ ॥ જરા કુત્તિ જોબન એ સસલો, આહેડી જમ જાણો ॥ જિહાં જાશે તિહાં એ મારે , ચિત્તમાં કાં નવિ આણો ॥ ચેતન૦ ॥ ૧૪ ॥ એવું જાણી ધર્મ આરાધો, શું કરે તે જમ બળીયો ॥ શ્રી વીરવિમળગુરૂ શીષ્ય વિશુદ્ધ કહે, જઇ શીવપુરમાં ભળીયો ॥ ચે૦ ॥ ૧૫ ॥

---

## ॥ अथ श्री विशुद्धविमळजी कृत जोबन उपर आत्मशीखनी सज्झाय ॥

॥ જોજોરે એ જોબનચું મેં, જાતુ કોઇદિન રહેશેરે ॥ ઘણા દિવસની પ્રીતડી કાંઇ, જાતું મુજને કહેશેરે ॥ જો૦ ॥ ૧ ॥ જોબન વય જુવતી રસ રાતો ધન કારણ બહુ ધરતો રે ॥ પુદ્ગળશું નિશદિન રહ્યો રાતો, કાળ ન આણ્યો જાતોરે ॥ જો૦ ॥ ૨ ॥ જાતે રે ઇણે જોબનીયે, વળી જરા રાખસી મેલીરે ॥ સવેળો હી ચુસી લીયે એ, તિલને જેમ કરે તેલીરે ॥ જો૦ ॥ ૩ ॥ કાળા તે ધોળા થાય એ, તનનો જોશે ભાગોરે ॥ ઇચ્છાએ ધકરી બહુ વાધે, લોભ પિશાચ તે લાગો રે ॥ જો૦ ॥ ૪ ॥ શ્રવણ કાંઇ સૂણે નહિ એ, આંખે પણ નવિ સુઝે રે ॥ લાજ ગમે લાગો ચુવે એ, મૂરખ તોહિ ન સુઝેરે ॥ જો૦ ॥ ૫ ॥ દાંત સવિ મુખથી ગયા એ, હાથ પગ નવિ હાલેરે ॥ ચિંત્યો કામ એ નવિ થાવે, એ ઘરડપણાં બહુ સાલેરે ॥ જો૦ ॥ ૬ ॥ સજન વર્ગ તે સહુ ભાંડે, જન તે શું એ જાણેરે ॥ લવલવ કરતો લાજ નહીંએ, કોણ ગણે તૃણ તોલે રે ॥ જો૦ ॥ ૭ ॥ વંઠલ વહુરો ઇણ પરે બોલે, તાત ઘોડીયો તાંણો રે ॥ લાઠી લેઇ લૂંડીને હાંકો, એ વૃદ્ધતણાં સુખ માંણો રે ॥ જો૦ ॥ ૮ ॥ કટુ વચન સુણી એમ શ્રવણે, શીર ધૂણે બહુ ઝુરે રે ॥ જરાએ જીરણ કર્યો એ, આંખે આંસુ ચુવે રે ॥ જો૦ ॥ ૯ ॥ સાત લક્ષા આવી અડયા એ, કેહને જઇને કહીએ રે ॥ અવસર તો ચોત્યો નહી પ્રાણી, સમતાયે હવે સહિયે રે ॥ જો૦ ॥ ૧૦ ॥

હે હે જનમ એળે ગયો એ, સજનવિણ રંગસુ મોહીયો રે ॥ પાપ કરી આણીને પોસો, નરભવ એળે ખોયો રે ॥ જો૦ ॥ ૧૧ ॥ જાણંતા પણ કેઇ ભવ પ્રાણી, કરી જિમ કચરે ખુંચેરે ॥ મોહ મહા લાલે ગુથાણા, ખેલે સુસક જિમ ગુંચેરે ॥ જો૦ ॥ ૧૨ ॥ એવું જાણી ચિત્તમાં આણી, પુન્ય કરો ભવિ પ્રાણી રે ॥ જનમ જરા કરવું નવિ હોવે, ઇમ કહે કેવળનાણી રે ॥ જો૦ ॥ ૧૩ ॥ પંડિત વીર વિમળ ગરુ સેવક, વિશુદ્ધ કહે ચિત્ત ધરજો રે ॥ એ સંસાર અસાર મન જાણી, ધર્મ તે વેહેલો કરજો રે ॥ જો૦ ॥૧૪॥

॥ ઇતિ આત્મશિક્ષારૂપ સઝાય ॥

## ॥ अथ श्री जेमलजीकृत मूरख जीवडानी सज्झाय ॥

ઢાળ ॥ સરસત સામિનિ રે હું વિનવું, સદ્ગુરૂ લાગુંજી પાય ॥ જીવ જંજાળે રે ભોળા પડી રહ્યો. નહીં કીયો અરિહંતનો રે ધ્યાન ॥ ૧ ॥ મુરખ જીવડા રે ગાફેલ મતિ રહે, ગાફેલ ખાશે રે માર ॥ તપ જપ ક્રિયા રે ચોખી આદરો, લાહો લિજ્યો રે લાર ॥ મુ૦ ॥ ૨ ॥ રત્નચિંતામણિ નરભવ પાઇને. ચિત્ત રાખીજે રે ઠામ ॥ નિંદ્રા વિકથા રે આળસ છંડીને, લે ભગવંતનો રે નામ ॥ મુ૦ ॥ ૩ ॥ સગાં સનેહી રે બેટા પોતરા; કાકા બાબા બાપને માય ॥ બંધવ પિત્રિયા રે દેખત રહે, છબ કાળ ઝપેટી લે જાય ॥ મુ૦ ॥ ૪ ॥ બાળપણે રે તું રમત રમ્યો. જોબન પણે કીયો રે ગુમાન ॥ બુઢાપણામેં રે કાયા થીર નહીં કરલે અરિહંતનો રે ધ્યાન ॥ મુ૦ ॥ ૫ ॥ દાભઅણી રે તારૂં આઉખું. જયું પાકું પીપળનું રે પાન ॥ મુ૦ ॥ ૬ ॥ ઘડીયા લારી રે જયું વાજે ઘડી. તીમ તીમ ઘટે તુજ આય ॥ કાસ અચાનક આવી ઘેરશે, તું રાખ ધરમનો રે ચાવ ॥ મુ૦ ॥ ૭ ॥ જોબન છે રે દીન દશ પ્રાહુણો. જાશી ચટકી લગાય ॥ જરા ધુતારીરે આવી વાગશે. સુકૃત કરણી કરલેય ॥ મુ૦ ॥ ૮ ॥ સુવણ વેળાચે ઈમ ચિંતન કીયો. સવારે દેશું રે નીમ ॥ રાત વિચારજો રે તે નિષ્ફળ ગયો. સુતા થકાંનો રે જીવ ॥ મુ૦ ॥ ૯ ॥ જોબન જાય રે ઘણો ઉતાવળો. જિસ્યો નદીનો રે વેગ ॥ અથીર એછે રે ઓછો આઉખો. તીણમેં ઘણો રે ઉદ્વેગ ॥ મુ૦ ॥ ૧૦ ॥ ઘણા મલ્યા છે રે

બેટા પોતરા, હાટ હવેલી રે ગોખ ॥ મોતી માણેક ધન પામ્યો ઘણો, કરણી વીણ સઉ ફોક ॥ મુ૦ ॥ ૧૧ ॥ અનરથે ધનરે ભેળો કીયો, તારૂં અહંકારે ધન જાય ॥ કિણ કરતુતે રે શિવગત સંચરે, તીણરી ખબર ન કાંઈ ॥ મુ૦ ॥ ૧૨ ॥ કળા જે શિખ્યો રે તું સંસારમાં, ચતુરાઈ ચુંપ ॥ સાચો મુકિત નગરનો દાયકો, ન કર્યો ધર્મ અનુપ ॥ મુ૦ ॥ ૧૩ ॥ એ ધન મારૂં રે હું છું ધન તણો, તું ઇશકી રાખે રે આશ ॥ અંતકાળમેં રે તારૂં કોઇ નહીં, તું મત લે ગળામેં રે પાશ ॥ મુ૦ ॥ ૧૪ ॥ માત પિતાદિક કુટુંબને કારણે, તું ઘણો કેળવે રે કુડ ॥ જબલગી સ્વારથ તબ લગી તાહરા, દુઃખમેં જાશે રે દૂર ॥ મુ૦ ॥ ૧૫ ॥ કો નહીં કેનો આ સંસારમાં, કિણસું માંડે રે સ્નેહ ॥ અંતકાળમેંરે કો કેનો નહીં ॥ છોડી જાશે રે દેહ ॥ મુ૦ ॥ ૧૬ ॥ વૃત્તિ ન કાધી રે ભલી આખડી, મરતા જાય દીન રાત ॥ પાપ ઉદે આયા બેઠો ઘશે, માખીની પરેં હાથ ॥ મુ૦ ॥ ૧૭ ॥ ઢીલ ન કીજે રે ભોળા ધર્મની, ખરચી લેવી રે લાર ॥ દહી માંહીથી વેગ કાઢીલે. તપ જપ સંજમ સાર ॥ મુ૦ ॥ ૧૮ ॥ રેહી હોવેલી રે તારી કુબડી, પકર હુવેલા રે કેશ ॥ જોબન ચટકી રે દીયા જાય છે, તું રાખ ધર્મની રેશ ॥ મુ૦ ॥ ૧૯ ॥ સડણ પડણ બીધંશણ દેહડી, તીણરી કેશી રે આશ ॥ ખીણ એક માંહી જાય બીગડી. જ્યું પાણી માંહીરે પતાસ ॥ મુ૦ ॥ ૨૦ ॥ આરંભ વીસો રે કજીઓ છોડને. સરે જીવતાં રે કાજ ॥ કાળ અનંતા રે મળતાં દોહલો. અવસર લાધો રે આજ ॥ મુ૦ ॥ ૨૧ ॥ જ્યાં લગી પાસેરે ઇંદ્રી પરવડી. જરા ન વ્યાપી રે આય ॥ દેહી માંહે રે રોગ ફેલે નહીં. ત્યાં લગી ધર્મ સંભાળ ॥ મુ૦ ॥ ૨૨ ॥ નીઠનીઠ તેરે નરભવ લહીને. પામ્યો આરજ ખેત ॥ ઉંચા કુળમેં આવી ઉપન્યો, તું રાખ ધર્મશું રે ચિત્ત ॥ મુ૦ ॥ ૨૩ ॥ અનંતી વેળા રે જીવ રાજા હુવો, ધન મિલીયો બહુવાર ॥ એ સંસારની વારતા દેખીને. પડીતીરાંમમત નાંખ ॥ મુ૦ ॥ ૨૪ ॥ એહીજ જીવડો રે નિધર્મન હુવો. ધન મિલીયો બહુવાર ॥ એ સંસારની વારતા દેખીને. કર તું જીવનીં રે સાર ॥ મુ૦ ॥ ૨૫ ॥ પદવી પાઇ રે તેં સુરપતિ તણી. નાટક નવા નવા રંગ ॥ ભાયગ જોઇએરે ભોળા અતિ ઘણા. કર તું સાધુનો રે સંગ ॥ મુ૦ ॥ ૨૬ ॥ નિંદા વિકથારે કરે અન

પારકી, આયા સામો રે દેખ ॥ જ્યું તું પરભવ શું ડરતો રહે, કીણુ સુમતિ કરે દ્વેષ ॥ ૨૦ ॥ ૨૭ ॥ જો કોઇ અવગુણ બોલે પારકા, તો તારો આવેરે દાય ॥ આપ તણા દોષણ પરગટ હુવા, મૂંઢા મતિ કુંમળાય ॥ મુ૦ ॥ ૨૮ ॥ ચુગલી ચાડી રે તું કરતો ફીરે, ઘણો કપટને રે જૂઠ ॥ મનુષ્ય જન્મારો રે આવે હારમાં, તું નફો ધર્મનો રે લુંટ ॥ નવ તત્ત્વ હિરદામાહી ધરો, જ્યું હોવે ખેવોજી પાર ॥ મુ૦ ॥ ૩૦ ॥ છકાયા રે જીવ તું સરદહે નહીં, અવસરનો રે જાણ ॥ મુ૦ ॥ ૩૧ ॥ સામાયક પોસો રે વિધિ શું જે કરે, પડિકમણો પચ્ચખ્ખાણ ॥ ઉપવાસ નીવીને એકાસણો, આંબીલ એકલઠાણ ॥ મુ૦ ॥ ૩૨ ॥ લેઇ શકે તો લે સાધુપણું, નહીં તોશ્રાવક ધર્મ ॥ આલે મનુષ્ય જન્મારો ખોયમાં, રહે જ્યું ઠારી રે શર્મ ॥ મુ૦ ॥ ૩૩ ॥ સુસંવૃત્તરે જો લેઇ ના શકે તો શ્રદ્ધા સેંઠીરે રાખ ॥ કૃષ્ણજી શ્રેણિકજી કોંણીકની પરે, કટસી કરમ વિપાક ॥ મુ૦ ॥ ૩૪ ॥ સાસ સજયો રે કોઇ ના શકે, તો ગુણવંતના ગુણ ગાય ॥ કાયેક રસાયણ ઇશડી નીપજે, તો દાળીદર દૂર પળાય ॥ મુ૦ ॥ ૩૫ ॥ તે દુઃખ દીઠાં રે ભોળા ગર્ભનાં, જનમ તણાં વળી જાણ ॥ જાણે તાતી જત્રંડી મજે, સોની કાઢેરે તાણ ॥ ॥ મુ૦ ॥ ૩૬ ॥ અઉઠ કોડ રે સુઇ રૂદ્ધ મધ્યે, અગ્નિ વરણ કરી રે લાલ ॥ તીણસે તિરે ગર્ભમેં અઠગુણી, સામટા પડયા રે હવાલ ॥ મુ૦ ॥ ૩૭ ॥ જન્મતાં વેદના રે ક્રોડ ઘણી, મરતાં ક્રોડારે ક્રોડ ॥ વાર અનંતારે પ્રાણી ભોગવ્યાં, ગર્ભ તણાં દુઃખ ઘોર ॥ મુ૦ ॥૩૮॥ દુઃખ તેં સુણ્યાં રે પ્રાણી નરકનાં, છેદન વેદન ભાર ॥ એકરે સાસ ઉસાસ ઉપરે, બ્રહ્મદત્ત ખાધારે માર ॥ મુ૦ ॥ ૩૯ ॥ પલ સાગરનો રે લાંબો આઉખો, સુણતાં થરથર થાય ॥ તોહી ધીઠણપણું માંડે ઘણું, તારે કીસ્યું આવેરે દાય ॥ મુ૦ ॥ ૪૦ ॥ તેં સુખ સુણ્યાંરે દેવલોકાંતણાં, કરણી લારે સાર ॥ એક ઉસાસ રે ઉપરી સુખ લહ્યાં, શ્રી ધન્નો અણગાર ॥ મુ૦ ॥ ૪૧ ॥ ત્રિહુ કાળનાં રે સુખ દેવો તણાં, તુલ્યે ન લાગેજી કેમ ॥ સુખ અનંતાં રે સિદ્ધનાં સાસતાં, રૂષી જેમલ કહે એમ ॥ મુ૦ ॥ ૪૨ ॥ મમતા છાંડીને સમતા આદરો. જો ઉતર્યા ચાહો રે પાર ॥ ઇણભવ પરભવમાંહી સુખ હુવે, વરતે જય જયકાર ॥ મુરખ૦ ॥ ૪૩ ॥ ઈતિ.

## ॥ अथ श्रीमाणकमुनिजीकृत सुण प्राणीडानी सझ्झाय ॥

સૂણ પ્રાણીડા અરિહાકે ગુણ ગાઓ રે, ગયા જનમ ફીર પીછે પસ્તાઓગે ॥ ઘડી ઘડી ઘટે અંજળી જળકો પાણી, નહીં રહનેકી નીકલ જાયગી જવાની ॥ જબ આવેગી જરા રાક્ષસી તોયરે ॥ બળ હીણારે કાયા વશ્ય નહીં હોય રે ॥ ઇમ કરતાં રે મેરેલાલ મેરેલાલ, મેરેલાલ ઇમ કરતાંરે મરણ દીસા મન પાઓગે ॥ ગયા જનમ ફીર પસ્તાઓગે ॥ ૧ ॥ દુઃખદાયી રે એહ સંસાર અટારા, ધન્ન રમણી રે સગાં સજન પરિવારા ॥ એહ સ્વારથી અરી એહ સજનકા નેહા ॥ બીન સ્વારથરે છટકી દેગા છેહા ॥ભવ ખોઇરે મેરેલાલ ( ૩ વાર ) ભવ ખોઇ રે ખાલી હાથ જાઓગે ॥ ગયા૦ ॥ ૨ ॥ દીલ જાણોરે દેવ નિરંજન સેરા, પંચમહવ્રત રે ધારક એ ગુરૂ મેરા ॥ નહીં હિંસારે દયા ધર્મ જે પ્યારો. ત્રણ તત્ત્વ રે સાચાં રૂદયે ધારો ॥ ઇમ ધ્યાતાં રે, મેરેલાલ૦ ( ૩ વાર )' ઈમ ધ્યાતાં રે, અવિચળ સુખડાં પાઓગે ગયા૦ ॥ ૩ ॥ બહુ પુન્યે રે નરભવ તો રે આયો, કરી નિંદા રે એળે જન્મ ગમાયો ॥ નહીં કીના રે દાન શીળ તપ કાંઇ, ધિક્ક તોકું રે ધિક્ક તેરી ચતુરાઇ ॥ ચઉગતિમેં રે મેરે૦ ॥ ( ૩ વાર ) ચઉગતિમેં રે, યુંહી ગોથે ખાઓગે ॥ ગયા૦ ॥ ૪ ॥ ઇમ જાણીરે પાપ થકી ઓસરરે, ભજ ભોળા રે ધર્મ ધ્યાન ચિત્ત ધર રે ॥ ગુણવંતા રે રૂપ કીરતી ગુરૂ મેરા, તસપદ પંકજરે વંદે માણક ચેરા ॥ ઈમ શીખડીરે મેરેલાલ ( ૩ વાર ) ઇમ શીખડીરે, રૂદયમેં કછુ લાઓગે ॥ ગયા જનમ ફિર પસ્તાઓગે ॥ ૫ ॥ઇતિ સઝાય ॥

---

## ॥अथ माणकमुनिजीकृत ज्ञान रस पीजोनी सझ्झाय॥

જ્ઞાન રસ પીજો રે સજના લહી માનવ અવતાર ॥ સારતે કછુ ન કીનો રે ॥ શુદ્ધ દેવગુરૂ ધર્મપસાય મુનિદાન ન દીનોરે ॥ જીવદયા જાણી નહીંરે શીયલ ન ધરીયું અંગ ॥ ધન મમતા કીધી ઘણી કીમ પાવે સુખ અભંગ ॥ જ્ઞા૦ ॥ ૧ ॥ સતભંગ ખટદ્રવ્ય તત્ત્વ તે કાંઇ ન જાણો રે ॥ મિથ્યા અવ્રત જોગ કષાય

તે દીલમાં આણો રે ॥ ક્રોધી કુગુરૂ સેવના રે કાંઇ ન સીધું કાજ ॥ સમકિત સુધન આચરો કિમ પાવોગે શીવરાજ ॥ જ્ઞા૦ ॥ ૨ ॥ માત પિતા પરિવાર સગાં સઉ સુખના સંગી રે ॥ આવેગો કરતંત ચલેગો કાયા નંગી રે ॥ સુખભર સૂતો સેજમાં રે કીયો ન આપ બિચાર ॥ નરભવ એળે હારીયો કાંઇ ફટરે મૂઢ ગમાર ॥ જ્ઞા૦ ॥ ૩ ॥ ભજલે અરિહા દેવ નિરંજન ભાવે ભાઇ રે ॥ તરીયા આગે કોટ કોટિનર જિનગુણ ગાઈ રે ॥ એ છે સાર તિહુ લોકમાં રે ઓર ન દૂજો કાંઇ ॥ જો સુખ વંછે જીવકું તું સ્મરણ કરલે સાંઇ ॥ જ્ઞા૦ ॥ ૪ ॥ એ છે સાચી સાર શિખામણ રૂદયે લાવો રે ॥ મૂકી કુમતિ સંગ રંગે નિધે શિવસુખ પાવોરે ॥ રૂપ કીરતી ગુણ ગાવતાં રે પ્રગટે પરમાણંદ ॥ માણક મન વંછિત ફળે રે સાસ્વતા પરમાણંદ ॥ જ્ઞાન૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ रवचंदकृत वैराग्य भावनानी सज्झाय ॥

આજ ગઇ મન કેદી શંકા ॥ એ દેશી ॥

સુણ ચેતન અબ શીખડી સાચી, શ્રીજિન વચને રાચી રે ॥ જિનવર ભાખી ગણધર સાખી તે ગુરૂએ મુજ દાખીરે ॥ સુ૦ ॥ ૧ ॥ નરકાદિક ગતિએ તુમ ભમીયો, દુઃખ સહ્યાં બહુ ભારીરે ॥ કાળ અનંત ઈમ ધર્મ વિહુણા, અબ જો આંખ ઉઘાડી રે ॥ સુ૦ ॥ ૨ ॥ અલી અક્ષર દ્દષ્ટાંતે પામી, મનુજ ભવ સામગ્રી રે ॥ આર્યક્ષેત્ર ઉત્તમ કુળ જોગે, અબહું આળસ માડી રે ॥ સુ૦ ॥ ૩ ॥ સદ્દગુરૂ વચને શ્રદ્ધા કર તું. મોહ નીંદ સબ છાંડી રે કાળ અચાનક પકડે આવી, રહેશે બાજી માંડીરે ॥ સુ૦ ॥ ૪ ॥ લાખ બાતકી એક બાત કહું કર જિન વચને થીરતા રે ॥ તે શુભ વીર વચનથી લહ્ઈ એ, રવિ શશી ગિરિ ધીરતા રે ॥ સુણ ચેતન અબ શીખડી સાચી ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ आत्महित सज्झाय ॥

॥ વાલમ વેહેલા રે આવજો ॥ એ દેશી ॥

મારૂં મારૂં મ કર જીવ તું, જગમાં નહીં તાહરૂં કોયરે ॥ આપ સવારથેં સહુ મળ્યા, હૃદય વિચારીતે જોયરે ॥ મારૂં૦ ॥

૧ ॥ દિન દિન આયુ ઘટે તાહરૂં, જિમ જળ અંજળી હોય રે ॥ ધર્મ વેળા નાવે ઢુંકડો કવણ ગતિ તાહરી હોયરે ॥ મારૂં૦ ॥ ૨ ॥ રમણી શું રંગ રાચે રમે, કાંઇ લીયો બાવળ બાથ રે ॥ તન ધન યૌવન થીર નહીં, પરભવ નાવે તુજ સાથરે ॥ મારૂં ॥ ૩ ॥ એક ઘેર ધવળ મંગળ હુવે, એક ઘેર રૂવે બહુ નારરે ॥ એક રામા રમે કંથસું, એક છોડે સકળ શણગારરે ॥ મારૂં૦ ॥ ૪ ॥ એક ઘેર સહુ મળી બેસતાં, નિત નિત કરતાં વિલાસરે ॥ તે રે સાજનીઓ ઉઠી ગયો, થીર ન રહ્યો એક વાસરે ॥ મારૂં૦ ॥ ૫ ॥ એહવું સ્વરૂપ સંસારનું, ચેત ચેત જીવ ગમારરે ॥ દશ દષ્ટાંતેરે દોહીલો, પામવો મનુષ્ય અવતારરે ॥ મારૂં૦ ॥ ૬ હર્ષ વિજય કહે એહવું, જે ભજે જિનપદ રંગરે ॥ તે નર નારી વેગે વરે મુક્તિવધુ કેરો સંગરે ॥ મારૂં૦ ॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री समयसुंदरजीकृत नमीरायनी सज्झाय ॥

॥ ઢાળ ॥ નળરાજાની દેશી ॥

॥ નયર સુંદરસણ રાય, હોજી મણુરથ રાજ કરે તિહાં ॥ કીધો સબળ અન્યાય હોજી જુગ બાહુ બંધન મારીયો ॥ મયણરેહા ગઇ નાસ ॥ ૧ ॥ હોજીજાયો પુત્ર ઉદ્યાનમેં, પડીય વિદ્યાધર પાસ ॥ પણ શીલ રાખ્યો સાવતો, પદમરથ ભુપાળ ॥ ૨ ॥ હોજી ઘોડે અપહર્યો આવીયો, તીણે તે લીધો બાળ ॥ હોજી પુત્ર પાળી મોટો કીયો, શત્રુ નમ્યા સહુ આય ॥ ૩ ॥ હોજી નમી એવું નામ આપીયું, થયો મિથિલાનો રાય ॥ હોજી સહસ અંતેઉરસું રમે, દાહજવર ચઢયો દેહ ॥ ૪ ॥ હોજી કરમ થકી છુટે નહીં, અથીર સહુ રિદ્ધ એહ ॥ હોજી નમી રાજા સંયમ લીયો, ઇંદ્ર પરખ્યો આપ ॥ ૫ ॥ હોજી ચઢતે પરણામે ચઢયો, પ્રણમ્યા સુર નર રાય ॥ હોજી સમય સુંદર કહે સાધુને, નિત્ય નિત્ય પ્રણમું પાય ॥ ૬ ॥ ઇતિ સજ્ઝાય



## ॥अथ श्री समयसुंदरजी कृत नीग रायनी सज्झाय ॥

પુંડપુર વર્ધન રાજીયો, મ્હાંકી સહીયર સિંહરથ નામ નરીંદ રે ॥ ઉકાંદન ઘોડે અપહર્યો. મ્હાંકી ॥ પડીયો અટવી માંહી રે ॥ ૧ ॥ પરવત ઉપર પેખીયો, મ્હાંકી૦ ॥ શતભુમિઓ આવાસ

રે ॥ કનકમાળા વિદ્યાધરી, મ્હાંકી૦ ॥ પ્રણમી પ્રેમ ઉલ્લાસ રે ॥ ૨ ॥ નગરી ભણી રાજા નીસર્યો. મ્હાંકી૦ ॥ નીગઇ નામ કહુ ય રે ॥ મારગમેં આંબો મીલ્યો, મ્હાંકી૦ ॥ સુંદર ફળ ફુલ પાન રે ॥ ૩ ॥ કોયલ કરે ટહુકડા, મ્હાંકી૦ ॥ માંજર રહી મહકાય રે ॥ રાજા ઇક માંજર ગ્રહી, મ્હાંકી૦ ॥ તિમ મંત્રી પરધાન રે ॥ ૪ ॥ વળતો રાજા તે વળ્યો, મ્હાંકી ॥ વૃષ દીઠો વીઠાય રે ॥ શોભા સઘળી કારમી, મ્હાંકી૦ ॥ ખીણમેં ખેરૂં થાય રે ॥ ૫ ॥ જાતિ સ્મરણ પામીયો, મ્હાંકી૦ ॥ સંયમ પારે સૂરરે ॥ સમયસુંદર કહે સાધુને, મ્હાંકી૦ ॥ ચોથા પ્રત્યેક બુદ્ધ હો ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री ज्ञानविमळ कृत कुंजराज रीषिनी सझ्झाय ॥

॥ રાગ રામગ્રી ॥ ॥ તું ગિયા ગિરિશી ॥ એ દેશી ॥

સહજ સુંદર મુનિ પુરંદર, વંદીએ ધરી ભાવરે ॥ ભવ મહોદધિ તરણ પ્રવહણ, સાધુ વંદન નાવરે ॥ સ૦ ॥ ૧ ॥ દેવ કુંજર ભૂપ રે ॥ કનકમાળા નૃપિસરવર, રાજહંસ સરૂપ રે ॥ સ૦ ॥ ૨ ॥ અન્યદિન ઉદ્યાનમાંહી, ગયા ક્રીડન કાજરે ॥ અરૂણ ઉદયે તેજ હેજે, વિકસિંતાંબુજ રાજ રે ॥ સ૦ ॥ ૩ ॥ સંત વિલસે એમ વસંતે, કરિ નવનવા રંગ રે ॥ એમ કરંતાં સાંજ સમયે, પ્રગટીઓ બહુ રંગ રે ॥ સ૦ ॥ ૪ ॥ કમળ કાનન મ્લાન દેખી, થયાં તરૂ વિછાયરે ॥ ચક્રવાકી વિરહ આતુર, વિસ્તર્યું ભૂ છાયરે ॥સ૦॥ ૫ ॥ તેહ દેખી નૃપતિ ચિંતે, અહો રચ્યું એહરે ॥ સંધ્યા વાદળ પરિવિચ્યંર્યું, અથીર તનુ ધન ગેહરે ॥ સ૦ ॥ ૬ ॥ ઇમ અનિત્યે ધ્રુવરૂપે, લહ્યો ભાવ ઉદાસ રે ॥ લહ્યાં કેવળ નાણ ઉજવળ, સાધુવેશ પ્રકાશ રે ॥ સ૦ ॥ ૭ ॥ સહસ દશ નિજ પુત્રસાથે, પરિવર્યા વિચરંત રે ॥ ભવિકજન ઉદ્ધાર કરતાં, જ્ઞાન વિમળ મહંત રે ॥ સ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ रतनचंदजी कृत विजय शेठनी सज्झाय ॥

શુક્લપક્ષ વિજીયા વૃત લીન, શેઠ કિસનપખરો જાણી ॥ ધન્ય ધન્ય શ્રાધક પુન્ય પ્રભાવક, વિજયશેઠ ને શેઠાણી ॥ ધ૦ ॥

૧ ॥ સજી શિણગાર ચઢી પિય મંદિર, હિય હરખ ઔર હુલસાની ॥ તીન દિવસ મુજ વૃત્ત તણા તે, શેઠ બોલે મધુરી વાણી ॥ ધ૦ ॥ ૨ ॥ વચન સુણીને તો નીર ઢળીયાં, વદન કમળે થઇ બિલખાની ॥ પ્રેમધરી પદમણને પૂછે, થેં કિમયો વિલખાણી ॥ ધ૦ ॥ ૩ ॥ શુકલપક્ષ વૃત્ત ગુરૂ મુખ લીનો, થેં પરણો દુજી રાણી, દુજી નાર મારે બેન બરાબર, ધન્ય ધીરજ થારી હો રાણી ॥ધ૦॥ ૪ ॥ હિય શિણગાર સજી સબ, શ્યાંમ ચટા હિયહુલસાની ॥ વરષાકાળ અતિઘણો ગરજે, ચિહું ધારા વરસે હો પાણી ॥ ધ૦ ॥ ૫ ॥ એક સીજ્યા ને દોનું પરબળ, તોપણ મન રાખ્યા હુલસાની ॥ ખટરસ માસ દ્વાદશ વાપર, સરસ સમજ હિય હુવસાની ॥ ધ૦ ॥ ૬ ॥ મન વચ કાયા અખંડિત નિરમળ, શિલપલાં સાચો જાણી ॥ વિમળ કેવળી કરી પ્રશંસા, એ દોનું ઉત્તમ પ્રાણી ॥ ધ૦ ॥ ૭ ॥ પ્રગટ હોયા સંજમવૃત્ત લીનો, મોહ કર્મ કિયા ધુળ ધાણી ॥ રતનચંદ કર જોડી વિનવે, કેવળ લે ગયા નિરવાણી ॥ ધન્ય ધન્ય૦ ॥ ૮ ॥ ઇતિ સજ્ઝાય ॥

---

## ॥ अथ श्री क्षमाकल्याणजी कृत सुदर्शन शेठनी सज्झाय ॥

॥ અલબેલાની દેશી ॥

શીળ રતન જતને ધરોરે લો, જેહથી સહુ સુખ થાયરે ॥ સલુણા શેઠ ॥ સુદર્શનની પરે રે લો, સંકટ સહુ મીટ જાયરે ॥ સ૦ ॥ શી૦ ॥ ૧॥ અંગ દેશ ચંપાપુરી રે લો૦ દધિવાહન ભૂપાળરે ॥ સ૦ ॥ અભયા પ્રમુખ અંતેઉરી રે લો, સુંદર તનુ સુકુમાર રો સ૦ ॥ શી૦ ॥ ૨ ॥ શેઠ સુદર્શન તિહાં વસે રે લો, નારી મનોરમ કંત રે ॥ સ૦ ॥ કામ સમો રૂપે કરી રે લો, વ્રતધારી ગુણવંત રે ॥સ૦॥ શી૦ ॥ ૩ ॥ અભયા રાણી એકદા રે લો, કેળવી કુંડ મંડાણ રે ॥ સ૦ ॥ કાઉસ્સગ કરતા શેઠજી રે લો, અણાવ્યા નીજ ઠાણ રે ॥ સ૦ ॥ શી૦ ॥ ૪ ॥ ઉપસર્ગ કીધા આકરારે લો, પણ નવિ ચૂકયા તેહ રે ॥ સ૦ ॥ આળએલિક દીયો તીણે રે લો, નૃપ નહીં સદહે એહ રે ॥ સ૦ ॥ શી૦ ॥ ૫ ॥ શેઠ ભણી પૂછે ઇશો રે લો, કહો એક વણ વૃત્તાંતરે ॥ સ૦ ॥ શેઠ મુખે બોલે નહીં રે લો, રૂઠયો ભૂપ

અત્યંતરે ॥ સ૦ ॥ શી૦ ॥ ૬ ॥ મારણ હુકમ કીયો તદા રે લો, કીધો વિટંબના ભુગ રે સ૦ ॥ તશ વરણી કાઉસ્સગ રહી રે લો, કષ્ટ કરવા દૂર રે ॥ સ૦ શી૦ ॥ ૭ ॥ સાસન શૂળી સનિધ્ય કરી રે લો, પ્રગટયો પુણ્ય પંડુર રે ॥ શૂળી સિંહાસન થયું રે લો, શીલ પ્રભાવ સનુર રે ॥ સ૦ ॥ શી૦ ॥ ૮ ॥ રાજા બહુ આદર કરી રે લો પહુંચાવ્યો નીજ ગેહ રે ॥ સ૦ ॥ સબ અપરાધ ખમાવીયા રે લો, વ્યાપ્યો સુજશ અછેહ રે ॥ સ૦ ॥શી૦ ॥ ૯ ॥ અનુક્રમે સંયમ આદર્યો રે લો, સાર્યા આતમ કામ રે ॥ સ૦ ॥ કેવળ લહી મુગતે ગયા રે લો, શેઠ સુદ શણ સ્વામર ॥ સ૦ ॥ શી૦ ॥ ૧૦ ॥ મગધદેશ પાટલીપુર રે લો, વાંદે શ્રી મુનિ ભાણ રે ॥ સ૦ ॥ અમૃત ધર્મ સંયોગની રે લો ॥ શીષ્ય ક્ષમા કલ્યાણ રે ॥ સ૦ ॥ શી૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

---

## ॥अथ श्री देवविजयजी कृत चौद नियमनी सज्झाय॥

॥ રાગ સામગ્રી ॥

શ્રી ગુરૂને ચરણે નમી શ્રાવક વ્રત બાર ॥ ઉચ્ચરીયે ભાવે કરી પાળો પંચ આચાર ॥ ૧ ॥ ચઉદ નિયમ સંભારીએ પડિક્કમણુ કરીએ ઉભય કાળ મન થીર કરી, ભવસાયર તરીયે ॥ ચ૦ ॥ ૨ ॥ ચરને થાવર જીવ જે, તે જાણી સાંચત૧ ॥ નામ જુદાં જેહનું કહ્યું તે દ્રવ્ય પવિત્ર ॥ ચ૦ ॥ ૩ ॥ વિગઈ૩ ॥ ન ખાવા તણી, ચાર વિગઈ અભક્ષ્ય ॥ ચોથું નિયમ તે વાણહી ૪ પગમાં પ્રત્યક્ષ ॥ ચ૦ ॥ ૪ પાન સોપારી લવંગ જે, તંબોળ૪ મુખવાસ ॥ પા॥ વસ્ત્ર૬ સદા જે પેહિરીયે, ફુલ જે સુવાસ૭ ॥ ચ૦ ॥ ૬ ઘોડા વિહલ૮ સુખાસને, બેસવાનો નીમ ॥ ખાટ૯ પાટને પાટલા પાથરમણાં સીમ ॥ ચ૦ ॥ ૭ ॥ તેલ કેશરનું વિલેપન ૧૦ શીળવ્રત ૧૧ નીમ ધરવું ॥ દશ દિશિ જાવા આવવા ૧૨, પરિમાણ તે કરવું ॥ ચ૦ ॥ ૭ ॥ નાવણ ધોવણ ૧૩ છાંટવું, પાણી ને ભાત જે ॥ જોઇએ તે રાખવાં, શ્રાવક વિખ્યાત ॥ ચ૦ ॥ ૯ વિજયદેવ ગુરૂ પાટવી, વિજયસિંહ સુરિરાય ॥ દેવવિજય વાચક ભણે ચઉદ નિયમ સઝાય ॥ ચઉદ નિયમ સંભારીએ ॥ ઇતિ

# अथ शेठ घेलाभाइ कृत पांच सुमतिनी सझ्झायो

## ॥ અથ પ્રથમ સુમતિની સજ્ઝાય ॥

દુહો ॥ પંચ મહાવ્રત આદરી, આતમ કરે વિચાર ॥ અહો અહો હું પ્રત્યક્ષ થયો, ધન્ય ધન્ય મુજ અવતાર ॥ ૧ ॥

ચિતોડ રાજાની દેશી ॥

॥ વિનંતિ અવધારે રે, ઇરજાયે ચાલો રે ॥ શક્તિ સંભાળો રે આતમ વિભાવની રે ॥ ૧ ॥ ઇરજા જે કહીએ રે, સુમતિ શું ભાળી ચે, કુમતિ સંગથી રે ॥ ૨ ॥ દ્રવ્યથી પણ સાર રે, કેળામણા લગાર રે ॥ રખે નવિ ઉપજે હવે પર પ્રાણને રે ॥ ૩ ॥ મુનિ મારગ ચાલો રે, દ્રવ્ય ભાવશું માહાલો રે ॥ આતમ ઉગારો રે, ભવ દવ ચક્રથી રે ॥ ૪ ॥ એમ મુનિ ગુણ પામી રે, પરભાવને વામી રે ॥ કહે હવે સ્વામી રે, આનંદઘન તે થયા ॥ ૫ ॥

ઇતિ પ્રથમ સુમિતિની સઝાય ॥

## ॥ અથ બીજી સુમિતિની સજ્ઝાય ॥

રાય કહે રાણી પ્રત્યે સુણો કામની દેશી ॥

બીજી સુમતિ સાંભળો, જેવંતાજી ॥ ભાસા કિયે નામ, ગુણવંતાજી ॥ ભાસે ભાસન સ્વરૂપનું, જેવંતાજી ॥ રૂપી પદારથ ત્યાગ, ગુણવંતાજી ॥ ૧ ॥ નિજ સ્વરૂપ રમણે ચઢ્યા, જે૦ ॥ નવિ પરનો પરચાર ॥ ગુ૦ ॥ ભાસા સુમતિથી સુખ થયું, જે૦ ॥ તે જાણે મુનિરાય ॥ ગુ૦ ॥ ૨ ॥ જ્ઞાનવંત નિજજ્ઞાનથી, જે૦ ॥ અનુભવતા સ્વકાળ ॥ ગુ૦ ॥ હવે દ્રવ્યથી પણ મહામુનિ, જે૦ ॥ સાવદ્ય વચનનો ત્યાગ ॥ ગુ૦ ॥ ૩ ॥ સાવદ્ય વિરમ્યા જે મુનિ, જે૦ ॥ તે કહીએ મહાભાગ ॥ ગુ૦ ॥ સુમતિ સુમતિ સ્વભાવથી, જે૦ સ્વપર વિવેચન થાય ॥ ગુ૦ ॥ ૪ ॥ પરભાસન દુરે કરી, જે૦ ॥ નિજ સ્વરૂપમાં ભાસ ॥ ગુ૦ ॥ આનંદઘન પદ તે લહે, જે ॥ નિજ રિદ્ધિ મહારાજ ॥ ગુ૦ ૫ ॥ ઇતિ ॥

## અથ ત્રીજી સુમતિની સ ઝાય ॥

॥ રાગ બગલાની દેશી ॥

ત્રીજી સુમતિ એષણા નામ, તિણે દીઠા આનંદઘન સ્વામ ॥ ચેતન સાંભળો ॥ જબ દીઠા અનંદઘનવીર, સહજ સ્વભાવથયો

છે ધીર ॥ ગયો આમળો ॥ ૧ ॥ વીર થઇને અરિ પૂઠે ધાય અરિ હતો તે નાઠો જાય ॥ ચે૦ ॥ વીર શાશન મુખ કોઈ ન થાય, રત્ન ત્રી સુ મળવા જાય ॥ ગયો૦ ॥ ૨ ॥ અરિનું બળ હવે નથી કાંઈ રેશ, નિજ સ્વભાવમાં ચાલો સવેશ ॥ ચેતન સાંભળો ॥ નિરખણુ લાગો નિજ ઘર માંહે, તવ વિશામો લીધો તાંહે ॥ ગયો૦ ॥ ૩ ॥ હવે પર ઘરમાં કદીય ન જાઉં, પરને સન્મુખ કદીય ન થાઉં ॥ ચે૦ ॥ એ-મ વિચારી થયો સજાય, તવ પરપરણતી રોતી જાય ॥ ગયો ॥ ૪ ॥ મુનિવર કરૂણારસ ભંડાર, દોષ રહિત હવે લેછે આહાર ॥ ચે૦ ॥ દ્રવ્ય થકી ચાલેછે એમ, પરપરણતીનો લીધો નેમ ॥ ગયો૦ ॥ ૫ ॥ દ્રવ્ય ભાવનું જે મુનિરાય, સુમતિ સ્વભાવમાં ચાલ્યા જાય ॥ ચે૦ ॥ આનંદઘનપતિ કહીયે તેહ, દુષ્ટ વિભાવને દીધો છેહ ॥ ગયો ॥ ૬ ॥ ઇતિ ત્રીજી સુમતિની સઝાય ॥

## ॥ અથ ચોથી સુમતિની સજ્ઝાય ॥

॥ દેશી જગતગુરૂ હીરજીની ॥

ચોથી સુમતિ આદરો રે, આદાન નિક્ષેપણ નામ ॥ આદા-નને જે આદર કરે રે, નિજસ્વરૂપને તેમ ॥ ૧ ॥ સ્વરૂપ ગુણ ધારજો રે, ધારજો અક્ષય અનંત ॥ ભવિદુઃખ વારજો રે ॥ એ આંકણી ॥ નિક્ષેપણ નિવારવું રે, પરવસ્તુ વળી જેહ ॥ તેહ થકી ચિત્તવાળીએ રે, કરવા ધર્મસું સ્નેહ ॥ સ્વરૂપ૦ ॥ ૨ ॥ ધર્મ ને-હ જબ જાગીયો રે, તવ આનંદ અપાર ॥ પ્રગટયો સ્વરૂપ વિષે હવે રે, ધ્યાતાં ધ્યેય તે થાય ॥ સ્વરૂપ૦ ॥ ૩ ॥ અજ્ઞાન તિમિર ને નાસવી રે, જ્ઞાન સુધારસ જેહ ॥ આસ્વાદન હવે મુનિ કરે રે, ત્રીપતિ ગણતી તેહ ॥ સ્વરૂપ૦ ॥ ૪ ॥ સ્વરૂપમાં જે મુનિવરા રે, સુમતિ સુધારસ જેહ ॥ સુમતિસ્વરૂપ પ્રગટાવીને રે, દીધો કુમતિને છેહ ॥ સ્વરૂપ૦ ॥ ૫ ॥ કાળ અનાદિ અનંતનો રે, હતો સલગન સ્વભાવ ॥ તે પુદ્દગળથી હવે રે, વિત્રક આ અ-ણગાર ॥ સ્વરૂપ૦ ॥ ૬ ॥ દ્રવ્યભાવ દો ભેદથી રે, મુનિવર સુમતિ ધાર ॥ આનંદઘન પદ સાધશે રે, તે મુનિગુણ ભંડાર ॥ સ્વરૂપ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ અથ પાંચમી સુમિતિની સજ્ઝાય ॥

॥ દેશી રૂડા રાજવીની ॥

પંચમી સુમતિ હો મુનિવર આદરો, પર છોડી સ્વભાવને સુધા સાધુજી ॥ મુનિ મારગ હો રૂડિપરે સાધજો રે, ઉન્મારગનો

પરિહાર ॥ સુ૦ ॥ ૧ ॥ મુની મારગ રૂડી પરે સાધજો રે, પરિઠવ ણીઆ હો નામ વળી જેહ કહ્યું, તેતો પરહરવો પરભાવ ॥ સુ૦ ॥ આદર કરવો હો નીજ સ્વભાવનો, તેતો અકળસ્વરૂપ કહેવાય ॥સુ૦ ॥ મુ૦ ॥ ૨ ॥ પર પુદગળ હો મુનિવર ઠવે, વિચાર કરી ઘટમાંહ ॥ લોક સંજ્ઞા જે મુનિ પરહરે, ગતિચાર પછે વોસરાય ॥ સુ૦ ॥ મુ૦ ॥ ૩ ॥ અનાદિનો હો વળી સંગ જે હતો, તેહનો હવે મુનિ કરે ત્યાગ ॥ સુ૦ ॥ વિકલ્પને હો સંકલ્પ ટાળવો, વળી જેહ થયા ઉંજમાળ ॥ સુ૦ ॥ મુ૦ ॥ ૪ ॥ પકીર્ણ હો વળી મુનિ પરઠવે, તે જાણીને અનાચાર ॥ સુ૦ ॥ આચારને હો વળી મુનિ આદરે, કરતાં કારજ સ્વરૂપી થાય ॥ સુ૦ ॥ મુ૦ ॥ ૫ ॥ ખટ દ્રવ્યનો હો જાણપણુજ કહો, જેને જાણ્યા આપ સ્વભાવ ॥ સુ૦ ॥ સ્વભાવનો હો કરતા વળી જે થયો, તેતો અણુઅવગાહી કહેવાય ॥ સુ૦ ॥ મુ૦ ॥ ૬ ॥ સુમતિશું હો હવે મુનિ મહાલતા, ચાલતા સુમતિ સ્વભાવ ॥ કુમતિ હો દૃષ્ટિ નવિ જોડતા, વળી તોડતા તસ અભિમાન ॥ સુ૦ ॥ મુ૦ ॥ ૭ ॥ પર પરણતી હો કહે સુણ સાહબા, તમે મુજને મુકી કેમ ॥ સુ૦ ॥ કહો મુનિ હો કવણ અપરાધથી, તે મુજને છોડીને જાઓ ॥ સુ૦ ॥ સુ૦ ॥ ૮ ॥ મેં મારો હો સ્વભાવ નવી છાંડીયો, નથી માહરે કાંઈ વિભાવ ॥ પચરંગી હો મારૂં જે સ્વરૂપ છે, તેને આદરૂં છું સદાકાળ ॥ સુ૦ ॥ મુ૦ ॥ ૯ ॥ વરણ ગંધને હો ફરસ છંડુ નહીં, સડણ પડણ વિધ્વન છંડી ॥ સુ૦ ॥ વરણ પંચને હો હું છંડુ નહીં, તો શો અવગુણ કહેવાય ॥ સુ૦ ॥ મુ૦ ॥ ૧૦ ॥ સિદ્ધ જીવથી હો જે અનંત ગુણો કહ્યા, મારા ઘરમાં ચેતન રાય ॥ સુ૦ ॥ તે સઘળા મારે વશ થઇ રહ્યા, તુમે છોડીને કેમ જાઓ ॥ સુ૦ ॥ મુ૦ ॥૧૧॥ તવ મુનિવર હો કહે કુમતિ સુણો, તારૂં સ્વરૂપ સુણાવું છે જે ॥ કુડી કુમતિ નવિ બોલો હો બોલ, તારા સ્વરૂપમાં જેમ તું મગન તે, મારા સ્વરૂપે થયો હું આજ ॥ કુડી૦ ॥ ૧૨ ॥ મારૂં સ્વરૂપ તો અનંત મેં જાણીયું, તે તો અચળ અલખ કહેવાય ॥ કુ૦ ॥ સુમતિ હો સ્વભાવમાં જે રમું, તારા સામું જોયું કેમ જાય ॥ કુ૦ ॥ ૧૩ ॥ તારે મારે હો હવે તો નહિ બને, તમે તમારે ઘેર જાઓ ॥ કુ૦ ॥ આટલા દહાડા હો હું બાળપણે હતો હું હવે પંડિત વિર્ય પ્રગટાય ॥ કુ૦ ॥ ૧૪ ॥ સુમતિથી હો આદર મેં આં-

ડીયો, એતો બહુ ગુણવંત કહેવાય ॥ કુ૦ ॥ સુમતિના હો ગુણ પ્રગટપણે, મેંતો લીધા ઉપયોગ જાણ ॥ કુ૦ ॥ ૧૫ ॥ સાંભળજો હો સમતાના ગુણ કહું, જે અમલ અખંડ કહેવાય ॥ કુ૦ ॥ થીરતાપણું હો સુમતા માંહે ઘણું, તુજમાં અથીરતા સમાય ॥ કુ૦ ॥ ૧૬ ॥ તારા સુખનો હો હવે મેં જાણીયો, સુમતા પ્રગટ અબ એ કહેવાય ॥ કુ૦ ॥ તારૂં સુખ તો હો વિભાવ કહેવાય છે, એતો પુન્ય પાપનો ખ્યાલ ॥ કુ૦ ॥ ૧૭ ॥ જ્ઞાની તો હો એને સુખ નવિ કહે, સુખ તો જાણું એક સ્વભાવ ॥ કુ૦ ॥ તારા પુંઠે હો પડયા તે આંધળા, અજ્ઞાનરૂપી કહેવાય ॥ કુ૦ ॥ ૧૮ ॥ તારૂ સ્વરૂપ તો હો મેં બહુ જાણીયું, પણ તું તો જડ કહેવાય ॥કુ૦॥ તારૂં જડપણું હો પ્રગટ મેં જાણીયું, તું તો પર પુદ્ગલનો થેહ ॥ કુ૦ ॥ ૧૯ ॥ તેનો વિવરો હો પ્રગટ હવે સાંભળો, સંશાર સમુદ્ર અગાધ ॥ કુ૦ ॥ તૃષ્ણારૂપ હો જળ તે મધ્યે ઘણું, પણ પીધે તૃપ્તી ન થાય ॥ કુ૦ ॥ ૨૦ ॥ તે સમુદ્રનો હો અધિષ્ટાયક વળી, છે, નામે મોહ ભૂપાળ ॥ કુ૦ ॥ તેહના મિત્તા હો પ્રધાન વળી પાંચ છે, તે તળે તેવીશ છડીદાર ॥ કુ૦ ॥ ૨૧ ॥ રાજધાની હો તેવીશ જણને ભાળવી, તેહની ખબર રાખે જન પાંચ ॥ કુ૦ ॥ રાજધાની હો એવી તે મેળવી, ધર્મરાયનું ધન લુંટી ખાય ॥ કુ૦ ॥ ૨૨ ॥ બાહ્ય ધર્મી હો જો એણે આદરે, તેને ભોળવે સવિ છડીદાર ॥ કુ૦ ॥ વશ કરીને હો સોંપે મોહ રાયને, મોહ કરાવે પ્રમાદ ॥ કુ૦ ॥ ૨૩ ॥ પછી નાંખે હો નર્ક નીગોદમાં, તિહાં કાળ અનંતો ગમાય ॥ કુ૦ ॥ દૃઢધર્મી હો એહથી નવિ ચળે, જે મેં ક્ષાધા કષાયકભાવ ॥ કુ૦ ॥ ૨૪ ॥ પ્રમાદીને હો મોહ પીડે ઘણું, અપ્રમાદી અહો નવિ જાય ॥ કુ૦ ॥ તિણે મોટાં હો મહાવ્રત આદરે, વળી છોડયા મેં અનાચાર ॥ કુ૦ ॥ ૨૫ ॥ આચારથી હો હવે હું નવિ ચળું, સુણ મેરા ચિત્તના અભિપ્રાય ॥ કુ૦ ॥ કુમતિજી હો તુમને કહું એટલું, મારા સાધર્મી છે અનંત ॥ કુ૦ ॥ ૨૬ ॥ તે સર્વેને હો તેહ દાસપણું દીયો, તે સાલે છે મુજ ચિત્ત માંય ॥ કુ૦ ॥ શું કીજે હો પૂંઠ નવિ ફેરવે, તોયે પણ મુને દયા થાય ॥ કુ૦ ॥ ૨૭ ॥ તોયે દેશના હો હું બહુ વિધિની કરૂં, જિહા ચાલે મારો લગાવ ॥ કુ૦ ॥ તો ચેતનજીને હો બહુ પેરે પ્રીછવું, તેહને બનાવું થીર વાસ ॥ કુ૦ ॥ ૨૮ ॥ તેહ તો તારે હો ફરી

વશ નવિ હોય, મને વોસરાવી સીવ જાય ॥ કુ૦ ॥ ધર્મરાયની હો આણ જે અનુસરે, તિહાં તો નહીં તુજ પ્રચાર ॥ કુ૦ ॥૨૯॥

## ॥ अथ श्री ज्ञानविमळजीकृत साधु गुणनी सज्झाय ॥

॥ દેશી ડુંગરીયાની ॥

સારદા સૌખ્યદા ચિત્ત ધરી, વળી નમી સદ્ગુરૂ પાયરે ॥ સુવિહિત સાધુગુણ વરણના, બોલતાં સંપદ થાય રે ॥ ૧ ॥ ધન ધન સાધુ સોહામણા ભામણાં લીજીયે તાસ રે ॥ દાસપણું જાસ સુરવર કરે, જે તરે ભવજળ રાશ રે ॥ ૨ ॥ ધન ધન સાધુ સોહામણા ॥ એ આંકણી ॥ મોક્ષનું સાધન સાધતા, ધારતા ધર્મ તરૂ યાર રે ॥ સુકૃત તન તરૂવર કાનને, સીંચતા સમ જળ ધારરે ॥ ધ૦ ॥ ૩ ॥ નવિ વિધ પરિગ્રહ પરિહરે, નવિ હરે કિંપી અદત્ત રે ॥ ગ્રંથી અભ્યંતર ભેદથી, જે થાય જગજન મિત્ત રે ॥ ધ૦ ॥ ૪ ॥ જે કહ્યા જિનવરે પંડિતા, દોય ચ્યાલીશ વ દોષ રે ॥ તેહ વિના પિંડ સુધો ગ્રહે, જે કરે સંયમ પોષરે ॥ ધ૦ ॥ ૫ ॥ દશ વિધ ધર્મ નિતુ ધારતા, મેળવીયા તમ ભાવરે ॥ ચરણ કરણની સત્તરી, પિરણતા તસ જમાવરે ॥ ધ૦ ॥ ૬ ॥ સુમતિથી હોયે, પ્રવસ્તના, ગુપ્તી તે વિર્ત્તન રૂપરે ॥ એકની એકની યોગ્યતા, સંયમ ઉભયથી રૂપરે ॥ ધ૦ ॥ ૭ ॥ તપ તપે બાર ભેદ વળી, બાહ્ય અભ્યંતર જેહ રે ॥ બાહ્યથી કારણ શુદ્ધતા, અંતરંગે સદા નેહ રે ॥ ધ૦ ॥ ૮ ॥ વિનય વૈયાવચ્ચ અતિઘણું, સાચવે સુગુણી સંયોગરે ॥ દશ વિધ ચક્ર વાળે કરી, સમાચારીએ જે મુનિ લોગ રે ॥ ધ૦ ॥ ૯ ॥ માન અપમાન સરીખાં ધરે, નવિ ધરે પરણિત આશ રે ॥ દાસપણું શ્રી જીન આંણનું, અવર સવિ ભવ તણો પાસ રે ॥ ધ૦ ॥ ૧૦ ॥ દર્શન જ્ઞાન ચારિત્રના, અક્ષય નવે સિદ્ધિના ગેહરે ॥ મૈત્રી કરૂણા ગુણે વાસીયા, તે મુનિ નિજ ગુણ દેહરે ॥ ધ૦ ॥ ૧૧ ॥ કર્મ સુઠણ કનકાવળી, તિમ શ્રી આંબિલ વર્દ્ધમાનરે ॥ તપ તપે ઉપશમ રસ ભર્યા, દિન દિન ચઢત લે વાન રે ॥ ધ૦ ॥ ૧૨ ॥ ગુરૂ તણી આણ શીર ધારતા, વાર્તા વિષય કષાયરે ॥ આપ પરે જંતુ સવિ પાળતા, ટાળતા લોભ મદ પાયરે ॥ ધ૦ ॥ ૧૩ ॥ વચન વિન-

યાદી ગુણ રયણના, પાણી ગુણજાણ મુનિરાજરે ॥ તેહિજ મોક્ષ અધિકારીયા, સરિયાં તિણે નિજ કાજ રે ॥ ધ૦ ॥ ૧૪ ॥ એવા સાધુ નિત ધ્યાનને, પામીયે સંપતિ કોડી રે ॥ ધીર વિમળ કવિવર તણો, નયનમેં બેહુ કર જોડી રે ॥ ધ૦ ॥ ૧૫ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्रीकरुणाचंदजीकृत जंबुस्वाणीनी सझ्झाय ॥

રાજગૃહી નગરી વસે, ઋષભદત્ત તિહાં શેઠ ॥ ધારણી કુખે અવતર્યા, નામે જંબુ શેઠ ॥ ૧ ॥ જોબનવય પાંમ્યા જીસે, પરણ્યા આઠે નાર ॥ પણ વૈરાગે તે ચઢયા, બોલે વચન વિચાર ॥ ૨ ॥ પ્રભાતે લેવોચ્ય છે, નિરમલ સંજમભાર ॥ પીઉંના વચન સૂણી કરી, બોલે સકુલીણી નાર ॥ ૩ ॥ ભોગી ભમર તુમે પીઉ, કીમ બોલો એમ વાત ॥ એહનો વિરહ કીમ કીજયે, ગલતિ માજમ રાત ॥ ૪ ॥

॥ ઢાળ ॥

॥ હો પીઉ પંખીડા ॥ એ દેશી ॥

હો પીઉ ભોગીડા અમે ઉત્તમ કુળ અવતારજો, સરખો રે જોડો રે આમને મલ્યો ઇહાં રે લો ॥ હો૦ વિણ અવગુણ નિજ નારજો, પાલવડો મુકાવીને જાશો કિહાંરે લો ॥ ૧ ॥ હો૦ અમે અબળાના અવતારજો, કીડિને ઉપરે કટક ન કીજીયે રે લો ॥ હો૦ તુમે જોવણના શિણગારજો, નરભવમાંહી જોવન લાહો લીજીય રે લો ॥ ૨ ॥ હો૦ હુંસ ઘણી મનમાંહિજો, કેહવીને રીતે પીઉડા બુઝવું રે લો ॥ હો૦ જોવન લહરે જાયજો, કંતને બહુ ભાંતિ મનડું રીઝવું રે લો ॥ ૩ ॥ હો૦ વિરહ અગન ન ખમાયજો, તે માટે રહો ઘરમાં આંણીને દયા રે લો ॥ હો૦ ॥ ઘરમાં કરો દાન પુન્યજો, ધરમતણી રાખી કરજયો મયારે લો ॥ ૪ ॥ હો૦ સુણ સુંદરી એ સંસાર અસારજો, મોહ વિલુધો પ્રાંણી ભવમાંહિ ફિરેરે લો ॥ હો સું૦ વિરૂઆ વિષય કષાયજો, તે દેખિ મન માહરો ગોરી થરહરેરે લો ॥ ૫ ॥ હો૦ મિલીયો સંબંધ અનંત જો, કોઇરે ભાંતેરે આપણને ન રહી મણારે લોલ ॥ હો૦ જીવન ત્રપતો વિશેષજો, વિષય તણો રસ વાહો કર્મ વિટંબણારે લો ॥ ૬ ॥ હો૦ વાંદ્યા સુધર્મ સ્વામીજો, બ્રહ્મવ્રતની કીધ છે નિશ્ચલ

ધારણારે લો ॥ હો૦ સુ૦ હવે થિર રાખો મન કામજો, પાંચે ઈંદ્ર ના સુખની ચમ કરો વિચારણારે લો ॥ ૭ ॥ હો૦ જો હોવે તુમ મનની પ્રીતજો, સાથેરે ગૃહીયે ચારિત્ર રળિયામણુંરે લો ॥ હો૦ રાખો અવિહડ રીતજો, દોહિલોરે ભવ પાંમ્યો એ માણુસ તણોરે લો ॥ ૮ ॥ હો૦ ચારિત્ર ખડગની ધારજો, તનુ સુકુમાલ તમારો કિમ નિરવાહીયેરે લો ॥ હો૦ સેહેવા પરિસહ બાવીસજો, કીમ કરી વનમાંહી કાળ ગમાવીયેરે લો ॥ ૯ ॥ હો૦ ॥ એહવે પ્રભુએ ચોરજો, ક્રોડ નવાણું સોનઇયા હરવા આવીયેરે લો ॥ હો૦ સાસનદેવી સાંનિદ્ધજો, પંચસયાં તસ્કરને થંભી રાખીયારે લો ॥ ૧૦ ॥ હો૦ જાંણી એહવો વિચાર જો, વેરાગ પામ્યો તસ્કર પ્રભવો તિહાંરે લો ॥ હો છાંડી ઋદ્ધ પરિવારજો, પ્રભાવો પંચસયાંથી આયો જીહાંરે લો ॥ ૧૧ ॥ હો૦ નારી આઠ સંઘાતિજો, માત પિતા સહુયે સંગ થયાં તિહાં રે લો ॥ હો૦ કરી બહુલો ગહગાટજો, જંબુ કુંઅર ચઢી ચાલ્યા સુધર્મ્મા જિહાંરે લો ॥ ૧૨ ॥ હો૦ લીધો સંયમ ભારજો, સિંહતણી સાહસીક થઇને નાસર્યોરે લો ॥ હો તપની જપ કર્મ કુઠાર જો, જન્મ મરણમાં દુઃખ તિહાં સહુને વિસર્યાં રે લો ॥ ૧૩ ॥ હો૦ ધાયા શુભ શુકલધ્યાનજો, જંબુ કુમાર મુનિવર હુઆ કેવલી રે લો ॥ હો૦ એસીં વરસનું આયજો, પોહોત્યારે મુગતિપુરી મનની રૂલીરે લો ॥ ૧૪ ॥ હો૦ ધન ધન એ અણગારજો, ધન ધન જે માણુસ ઈમ ઉચરેરે લો ॥ હો૦ કરૂણાચંદ મુનિ નામજો, ગાતાંરે શુભ મંગળમાળા સંપજેરે લો ॥૧૫॥ ઇતિ ॥

---

## ॥अथ श्री हेतवीजयजीकृत जंबूस्वामीना सज्झाय॥

॥ રાજગ્રહી નગરી વસે, ઋષભદત્ત બ્રહ્મચારીરે; તસ સુત જંબુકુમર નમું. બાળપણે બ્રહ્મચારીરે ॥ ૧ ॥ જંબુ કહે જનની સુણો. સ્વામી સુધર્મ્મા આયારે ॥ દીક્ષા લેશું તે કને. અનુમતિ દ્યો મોરી માયારે ॥ જં૦ ॥ ૨ ॥ માયા કહે સુણો બેટડા, વાત વિચારી કીજેરે. ॥ તરૂણપણે તરૂણી વરી, છાંડી કેમ છુટીજેરે ॥ મા૦ ॥ ૩ ॥ આગે અરણીક મુનિવરા, ફરી પાછા ઘેર આવ્યા રે ॥ નાટકણી નેહે કરી, અષાઢભુતિ ભેલા રે ॥ મા૦ ॥ ૪ ॥ વેશ્યા વશ પડીયા પછી. નંદીષેણ નગીનારે ॥ આદ્રકુમારનો પાટવી.

આદ્રકુમર કાંઈનોરે ॥ મા૦ ॥ ૫ ॥ સહસ વરસ સંજમ લીઓ, તોહ પાર ન પાયારે ॥ કુડકને કરમેં કરી, પછી ઘણું પસ્તાયારે ॥ મા૦ ॥ ૬ ॥ મુનિવરૂ રહેનેમજી, નેમ જિણેસર ભાઇરે ॥ રાજીમતિ દેખી કરી, વિષયતણી મત આઇરે ॥ મા૦ ॥ ૭ ॥ દીક્ષા છે વછ દોહિલી, પાળવી ખંડાની ધારે રે ॥ સરસ નિરસ નિરસ અન્ન જિમવું ડાભ સંથારે સુવુંરે ॥ મા૦ ॥ ૮ ॥ દીક્ષા છે વછ દોહિલી, કહ્યું હમારો કીજેરે ॥ પરણો પનોતા પદમણી, પુરો મનોરથ ભાઇરે ॥ મા૦ ॥ ૯ ॥ જંબુ કહે જનની સુણો ધન ધન્નો અણગારોરે ॥ મેઘ મુનિસર મોટકો, શાલીભદ્ર સંભાલોરે ॥ જં૦ ॥ ૧૦ ॥ ગજ સુકમાલ ગુણે ભર્યો, આતમ સાધન કીનોરે ॥ ષટ માસી તપ પારણે, ઢંઢણે કેવલ લીધોરે ॥ જં૦ ॥ ૧૧ ॥ દીસાંણુભદ્ર કેવલ લહી, ઈંદ્રને પાયે લગાડીયોરે ॥ પ્રસનચંદ કેવલ લહી, પામ્યો છે પરમ આણંદોરે ॥ જં૦ ॥ ૧૨ ॥ એમ અનેક બહુ મુનિવર હુવા, કહેતાં પાર ન પાયેરે ॥ અનુમતિ ઘો મોરી માતજી, ખીણ લાખીણો જાયેરે ॥ જં૦ ॥ ૧૩ ॥ પાંચસેં, સતાવીસેં જંબુકુમર પરવરીઓરે ॥ પંચમહાવ્રત ઉચરી, ભવજલ સાયેર તરીઓરે ॥ જં૦ ॥ ૧૪ ॥ જંબુ ચરમજ કેવલી, તાસ તણા ગુણ ગાયારે ॥ પંડિત લલિતવીજે તણો, હેતવીજે સુપસાયાયારે ॥ જંબૂ૦ ॥ ૧૫ ॥

॥ ઇતિ જંબૂકુમારની સજ્ઝાય ॥

## ॥ अथ श्री सीधसोभाग्यजीकृत गजसुकमाळजीनी सझ्झाय ॥

સોરઠ દેશ મઝાર, દુવારકા નગરી અતિ સાર, આજ હો વસુદેવ રાજા રાજ્ય કરે તિહાંજી ॥ ૧ ॥ ભાઇ દસેઈ દસાર, બળિભદ્ર કાંન કુવાર, આજ હો દીસેરે સોહાગણ રાણી દેવકીજી ॥ ૨ ॥ તસ લઘુપૂત રસાળ, નામે ગજસુકુમાલ, આજ હો માત પિતાને વાલ્હો પ્રાણથીજી ॥ ૩ ॥ એક દીન નેમીજિણંદ, સાથે સુરનર વૃંદ. આજહો શિવસુખદાયક સ્વામી સમોસર્યાજી ॥ ૪ ॥ વંદણ કાજકુંમાર, આવે પ્રેમ અપાર, આજહો અમીય સમાણી વાણી સાંભળોજી ॥ ૫ ॥ પામ્યો મન વૈરાગ, ચારિત્ર ઉપરી રાગ, આજહો દોય કર જોડી માયને વિનવેજી ॥ ૬ ॥ જિન

વચનામૃત પાન, કીધો સુખ નીધાન, આજહો મોહશુરાનો મદ તે મુઝ ઉતર્યોજી ॥ ૭ ॥ જાણ્યો અથિર સંસાર, લેસું સંજમભાર, આજહો માત મયા કરી અનુમતિ આપશોજી ॥ ૮ ॥ વચન અપુરવ જેહ, શ્રવણ ન સુચગેહ. આજહો જળ ભરી નયણે બોલે દેવકીજી ॥૯॥ સુણ વછ તુ લઘુવેશ. હું કીમ દેઉ આદેશ. આજહો સંયમ અશીધારા ઉપરિ ચાલવોજી ॥ ૧૦ ॥ તેં પુત્ર નય લે દીષ, માંગી સહગુરૂ શીષ, આજહો ઘરીઘરી ભમવો ભરી દોહિલોજી ॥ ૧૧ ॥ સુમ સેજ મઝાર, તુઝ નાવે નિંદ લગાર. આજહો સજારે સંથારે સુખ કીમ પામસ્યોજી ॥ ૧૨ ॥ સાલિ દાલિ ધૃત ગોલ. પરિહરીવો તંબોલ. આજહો અહારને કરવો છે તિહાંજી કાચલીજી ॥ ૧૩ ॥ પીવો નીર સમીર, સહવો દુઃખ શરીર. આજહો સુત રે તરવો સાયર દોહિલોજી ॥ ૧૪ ॥ બાઉલ દેવી બાથ. લોહચીણા લેઇ હાથ. આજહો મયણને દાંતે ચાવવા દોહિલોજી ॥ ૧૫ ॥ તિમ એ સંયમ ભાર, દોહિલો છે નિરધાર. આજહો એહવો જાણીને ઘરે સુખ ભોગવોજી ॥ ૧૬ ॥ વળતો અકલ અબીહ. વચન વદે થઇ સીંહ, આજ હો કાયરના હિયડા કંપે ઇમ સુણીજી ॥ ૧૭ ॥ તુમ અંગજ સુર. પાળી સંજમ પૂર, આજહો મોહ મહીપતી જીપિ જય વરૂજી ॥ ૧૮ ॥ ઇદ્ર ચંદ્ર નરેંદ્ર દાંણુવ દેવ મુણિંદ્ર. આજહો અથિર સંસાર એ સહુ આથમ્યોજી ॥ ૧૯ ॥ તીર્થંકર ગણધાર. વાસુદેવ ચક્રધાર. આજહો એ નર ઉત્તમ જો નવી થીર રહ્યાજી ॥ ૨૦ ॥ તું અમર કુણમાત ઇમ અવધારો વાત, આજહો મોહ નીવારો માવડી માહરોજી ॥ ૨૧ ॥ માતા કહે સુણ પુત્ર. તું મુઝ ઘરિ છે સુત આજહો સુત પાખે માવડી કિમ રહેજી ॥ ૨૨ ॥ તુઝસુ પ્રેમ અપાર. તુ મુજ છે આધાર, આજ હો મનોરથ પુરવો માહરો જી ॥ ૨૩ ॥ રૂપ કળા ગુણ પાત્ર. નિરૂપમ નિલહો ગાત્ર. આજહો સોમલની બેટી પરણો પદમણીજી ॥ ૨૪ ॥ પછે સંજમભાર, આદરજ્યો આધાર, આજહો લાડીરે લાખીણી પરણ્યો લાડીકોજી ॥ ૨૫ ॥ પણિતિ મનેહ ધરેહ. પાણી ગ્રહણ કરેહ, આજહો અનુમતિ માગે માત પીતા કનેજી ॥ ૨૬ ॥ માતા અમરત વાણ, સુતનો નિશ્ચય જાણ, આજહો આશીષ દેઇ તે સુતનાં લેતી ભામણાંજી ॥ ૨૭ ॥ દુક્કર દુક્કરકાર, પંચમહાવ્રત સાર, આજહો બાવીસ પરિ

સહુ બળવંત કોપજોજી ॥ ૨૮ ॥ ધરજ્યો ધરમનો ધ્યાન, દિન દિન ચઢતે વાન, આજહો સિંહ થઈને સંજમ પાળજોજી ॥૨૯॥ નેમિ જીનેસર પાસ, સંજમ લેઈ ઉલાસ, આજહો સુગુરૂ સમીપે આગમ અભ્યાસીયાજી ॥ ૩૦ ॥ દ્વારીકા નગરી ભવેશ, એક દીન જીન આદેશ, આજહો જપરે સમશાને કાઉસગ્ગ કરી રહ્યા જી ॥ દીઠા સુસરે તેમ, સોમલ ચિંતે એમ, આજહો વયર ઉલાસઉ પુરવભવ તણો જી ॥ ૩૨ ॥ જલજલતા અંગાર, શિર ઉપરિ દુષ્કાર આજહો પાળ તે બાંધી માટી કેરડીજી ॥ ૩૩ ॥ મુનિ ચઢયો શુભ ધ્યાન, પામી કેવળજ્ઞાન, આજહો કરમ અહિયાસી મુનિ મુકિત ગયાજી ॥ ૩૪ ॥ એહુ ચરિત્ર ઉદાર, ભણતાં સુખ અપાર, આજહો શિવસુખ લહીયે લેતાં નામથીજી ॥ ૩૫ ॥ પંડિત સુર સોભાગ, સેવક સિધ સોભાગ્ય, આજહો એહને સમર એ મુની રાજીયોજી ॥ ૩૬ ॥ ઇતિ ॥

---

## ॥अथ श्री लक्ष्मीरत्नजीकृत प्रसनचंदजीनी सज्झाय॥

॥ ઢાળ ભવિક ધારજ્યોરે ॥ એ દેશી ॥

॥ રાજ છોડી રાળયામણોરે, જાંણી અથીર સંસાર ॥ વેરાગે મન વાલિયોરે, હરખિ લીધો સંયમ ભાર ॥ ૧ ॥ પ્રસનચંદ પ્રણમું તુમારા પાય ॥ તું મોટો મુનિરાજ ॥ પ્ર૦ ॥ એ આંકણી॥ વનમેં કાઉસગ લે રહ્યારે, પગ ઉપરે પગ ચાટ ॥ બાંહુ બેહુ ઉંચી કરી, સુર્ય સાંમી દષ્ટી લગાય ॥ પ્ર૦ ॥ ૨ ॥ દૂર મૂખ દુત વચન સુણીરે, ક્રોધ ચઢયો તતકાળ ॥ મનસુ સંગ્રામ માંડીયો, મુનિ પડિયો છે માયાજાળ ॥ પ્ર૦ ॥ ૩ ॥ શ્રેણિકે પ્રશ્ન પુછિયોરે, હવણાં શી ગત જાય ॥ વીર કહે હવણાં ચવે, એતો સાતમી નરકે મઝાર ॥ પ્ર૦ ॥ ૪ ॥ ખિણેક અંતર પુછીયોરે, મુનિ સર્વારથ સિદ્ધ વિમાન ॥ બાજી દેવકી દુંદુભિ રિખ પામ્યો છે કેવળજ્ઞાન ॥ પ્ર૦ ॥ ૫ ॥ પ્રસનચંદ મુગતે ગયોરે, શ્રી મહાવીરજીનો શિષ્ય ॥ લક્ષ્મી રતન ઇમ વિનવે, મેંતો દેખ્યો સુત્ર પરતષ્ય ॥ પ્ર૦ ॥ ૬ ॥ ઇતિ ॥

---

## ॥ अथ समयसुंदरजीकृत दुमुहरायनी सज्झाय ॥

॥ ઈડર આંબા આંબલીરે ॥ એ દેશી ॥

નયરી કપીલાનો ધણીરે, જયરાજ ગુણ જાણ ॥ ન્યાય નિત પાળે પ્રજારે, ગુણમાળા પટરાણી ॥ ૧ ॥ દુમૂહ રાય બીજો પ્રત્યેક બુધ ॥ વેરાગે મન વાળીયોરે, સમકિત પાળે સુધ ॥ દુ૦ ॥ ધરતી ખણતાં નિસર્યોરે, મુગટ એક અભિરામ ॥ બીજો પ્રતબંબીયો તિણ નામ ॥ દુ૦ ॥ ૨ ॥ મુગટ લેવા ભણી માંડીયોરે, ચંડ પ્રદ્યોત સંગ્રામ ॥ પિણ અન્યાય કુશિલીયોરે, કિમ સરે તેહનાં કામ ॥ દુ૦ ॥ ૩ ॥ ઈંદ્રધ્વજ અતિ સિણગારીયોરે, જોતાં ત્રિપત ન થાય ॥ ખલક લોક એલે રમેરે, મોહોછવ માંડયો રાય ॥ દુ૦ ॥ ૪ ॥ તિહાં જાઈ ઈંદ્રધ્વજ દેખીયોરે, પડયો મલમુત્ર મઝાર ॥ હાહા શોભા કારમીરે, એ સહુ અથીર સંસાર ॥ દુ૦ ॥ ૫ ॥ વૈરાગે મન વાળીયો રે, લીધો સંજમભાર ॥ તપ જપ કીધા આકરારે, પાંમ્યા ભવનો પાર ॥ દુ૦ ॥ ૬ ॥ બીજો પ્રત્યેક બુઝંયો રે, દુમુહ નામે રીષરાય ॥ સમયસુંદર કહે સાધુનેરે, નિત નિત પ્રણમું પાય ॥ દુ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री क्षेमाकल्याणजीकृत थुलीभद्रजीनी सज्झाय ॥

॥ ઢાળ ॥ તીરથ તે નમું રે ॥ એ દેશી ॥

શ્રી મહાવીર જીનેશરૂં ત્રિભુવન ગુરૂજી, તસુ અઠમ પટધાર ॥ શ્રી થુલભદ્ર નમો ॥ ૧॥ એ આંકણી ॥ પાડલીપુર સોહામણું અહિમણુંજી, તિહાં પાયો અવતાર ॥ શ્રી૦ ॥ ૨ ॥ નંદ નરિંદ મંત્રીસરૂ ગુણ આગરૂજી, શ્રી સકડાલ સુપુત્ર ॥ શ્રી૦ ॥ ૩ ॥ લાછલદે નંદન ભલો મુનિ ગુણ ગુણોજી, નાગર દ્વીજ કુલદીપ ॥ શ્રી૦ ॥ ૪ ॥ શ્રી સંભુતવિજય ગુરૂ પુરવધરૂજી, વ્રત લીધાં તસુ પાસ ॥ શ્રી૦ ॥ ૫ ॥ કોસ્યા વેસ્યા પ્રતિબોધવે સદગુરૂ લવેજી, દુક્કર દુક્કરકાર ॥ શ્રી૦ ॥ ૬ ॥ ચૌદપુરવ શિક્ષામલી શ્રુતકેવલીજી, શ્રી ભદ્રબાહુ સમીપ ॥ શ્રી૦ ॥ ૭ ॥ સંજમ પાલ્યો નીરમલો ત્રિવિધે ભાલોજી, જંગમ

યુગ પરધાન ॥ શ્રી૦ ॥ ૮ ॥ પંચમાસ પંચ દીન સહી ઉપર કહીજી, વરસ નીયાણું આય ॥ શ્રી૦ ॥ ૯ ॥ કરિ અણુસણ આરાધના શુભ વાસનાજી, પુહુતા સ્વર્ગ મઝાર ॥ શ્ર૦ ॥ ૧૦ ॥ યુભશી ચોવીશી લગે જશ ઝગમગેજી, રહિસ્યે જેહનો નામ ॥ શ્રી૦ ॥ ૧૧ ॥ વસુ યુગ વસુ ચંદ્ર વછરે રાડલીપુરેજી, જમ્બુ પદ થાપના કીધ ॥ શ્રી૦ ॥ ૧૨ ॥ વાચક અમૃત ધર્મનો શુંણે શુભ મનોજી, શીષ્ય ક્ષમાકલ્યાણ ॥ શ્રી૦ ॥ ૧૩ ॥ ઇતિ ॥

---

# ॥ अथ वैराग्योपदेशी पदो ॥

## ॥ પદ ૧ લું ॥

### ॥ રાવ જંગલો કાફી ॥

॥ જગમેં નહીં તેરા કોઇ, નર દેખહુ નિચે જોઇ ॥ જગ૦ ॥ એ આંકણી ॥ સુત માત તાત અરૂ નારી સહુ સ્વારથકે હિતકારી ॥ બિન સ્વારથ શત્રુ સોઇ ॥ જગત૦॥ ૧ ॥ તું ફીરત મહા મદમાતા, વિષયન સંગ મૂરખ રાતા ॥ નિજ સંગકી સુદ્ધ બુદ્ધ ખોઇ ॥ જગ૦॥ ૨ ॥ ઘટ જ્ઞાનકલા નવિ જાકું, પર નિજ માનત સૂન તાકું ॥ આખર પછતાવા હોઇ ॥ જગ૦ ॥ ૩ ॥ નવિ અનુપમ નરભવ હારો, નિજ શુદ્ધ સ્વરૂપ નિહારો ॥ અંતર મમતા મળ ધોઇ ॥ જગ૦ ॥ ૪ ॥ પ્રભૂ ચિનંદકી વાણી, ધાર તું નિચે જગ પ્રાણી ॥ જિમ સફળ હોત ભવ દોઇ ॥ જગ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ પદ ૨ જું ॥

જુઠી જુઠી જગતકી માયા, જિન જાણી ભેદ તિન પાયા ॥ જુઠ૦ ॥ એ આંકણી ॥ તન ધન જોબન સુખ જેતા, સહુ જાણું અસ્થિર સુખ તેતા ॥ નર જિમ બાદલકી છાયા ॥ જુઠી૦ ॥ ૧ ॥ જિમ અનિત્ય ભાવ ચિત્ત આયા ॥ લખ ગલિત વૃષભકી કાયા ॥ બૂઝે કરકંડુ રાયા ॥ જુઠી૦ ॥ ૨ ॥ ઇમ ચિદાનંદ મનમાંહી કંછુ કરીએ મમતા નાંહી ॥ સદ્‌ગુરૂએ ભેદ લખાયા ॥ જુઠી૦ ॥ ૩ ॥

## ॥ પદ ૩ જું ॥
### રાગ પ્રભાતી ॥

માન કહા અબ મેરા મધુકર ॥ માન૦ ॥ એ આંકણી ॥ નાભિનંદકે ચરણ સરોજમેં, કીજે અચલ બસેરા રે ॥ પરિમલ તાસ લહત મન સેહેજે, ત્રિવિધ પાપ ઉતેરા રે ॥ માન૦ ॥ ૧ ॥ ઉદિત નિરંતર જ્ઞાન ભાન જિહાં તિહાં ન મિથ્યા અંધેરા રે ॥ સંપુટ હોત નહીં તાતે કહા, સાંજ કહા સવેરા રે ॥ માન૦ ॥ ૨ ॥ નહિતર પછતાવોગે આખર, બીત ગયા યો વેરા રે ॥ ચિદાનંદ પ્રભુ પદકજ સેવત, બહુરિ ન હોય ભવ ફેરા રે ॥ માન૦ ॥ ૩ ॥ ઇતિ ॥

---

## ॥ પદ ૪ થું ॥
### રાગ ધનાશ્રી ॥

ભૂલ્યોં ભમત કહા બે અજાન ॥ ભુલ્યો૦ ॥ એ આંકણી ॥ આલ પંપાલ સકલ તજ મૂરખ કર અનુભવ રસ પાન ॥ ભૂ૦ ॥ ૧ ॥ આપ કૃતાંત ગહેગો ઈક દિન, હરિ મૃગ જેમ અચાન ॥ હોયગો તન ધનથી તું ન્યારો, જેમ પાકો તરૂ પાન ભુલ્યો૦ ॥ ૨ ॥ માત તાત તરૂણી સૂત સેંતી ગરજ ન સરત નિદાન ॥ ચિદાનંદ એ વચન હમારો, ધર રાખો પ્યારે કાન ॥ ભુલ્યો૦ ॥ ૩ ॥ ઇતિ ॥

## ॥ પદ ૫ મું ॥
### ॥ રાગ ભૈરવ ॥

જાગરે બટાઉ અબ, ભઇ ભોર વેરા ॥ જાગ૦ એ આંકણી ॥ ભયા રવિકા પ્રકાશ, કુમદહુ થયે વિકાસ ॥ ગયા નાશ પ્યારે મિથ્યા, રેનકા અંધેરા ॥ જા૦ ૧ ॥ સૂતા કેમ આવે ઘાટ, ચાલવી જરૂર વાટ ॥ કોઇ નાંહિ ચિત્ત, પરદેસમેં જ્યું તેરા ॥ જા૦ ॥ ૨ ॥ અવસર બીત જાય, પિછે પિછતાવો થાય ॥ ચિદાનંદ નિશ્ચે, એ માન કહા મેરા ॥ જાગરે બટાઉ અબ ભઇ ભોર વેરા ॥ ૩ ॥ ઈતિ ॥

## ॥ પદ ૬ ઠું ॥
### ॥ રાગ આશાવરી ॥

॥ ઓ ઘટ વિણસત વાર ન લાગે ॥ ઓ ઘટ૦॥ એ આંકણી ॥ યાકે સંગ કહા અબ મૂરખ, છિન છિન અધિકો પાગે ॥ ઓ૦ ॥ ૧ ॥ કાચા ઘડા કાચકી શીશી, લાગત ઠણકા ભાગે ॥

ઓ॰ થટ૦ ॥ ૨ ॥ આધિ વ્યાધિ વ્યથા દુઃખ ઈણ ભવ, નરકાદિક ફુનિ આગે ॥ ડગહુ ન ચલત સંગવિણ પોષ્યા, મારગહુમેં ત્યાગે ॥ ઓ૦ ॥ ૩ ॥ મદછક છાક ગહેલ તજ વીરલા, ગુરૂ કિરપા કોઉ જાગે ॥ તન ધન નેહ નિવારી ચિદાનંદ, ચલીયે તાકે સાગે ॥ ઓ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ પદ ૭ મું ॥

### ॥ રાગ બિભાસ ॥

॥ જૂઠી જગ માયા યા નર કેરી કાયા, જિમ બાદલકી છાયા માઈરી ॥ એ આંકણી ॥ જ્ઞાનંજન કર ખોલ નયણ મમ, સદ્ગુરૂ ઇણે વિગ પ્રગટ લખાઇરી ॥ જૂઠી૦ ॥ ૧ ॥ મૂલ વિગત વિષવેલ પ્રગટી ઇક, પત્ર રહિત ત્રિભુવનમેં છાઇરી ॥ તાસ પત્ર ચુણ ખાત મિરગવા, મુખબિન અચરિજ દેખ હું આઇરી ॥ જૂઠી૦ ॥ ૨ ॥ પુરૂષ એક નારી નિપજાઇ, તેતો નપુંસક ઘરમેં સમાઇરી ॥ પુત્ર જુગલ જાએ તિણ બાલા, તે જગમાંહે અધિક દુઃખ દાઇરી ॥ જૂઠી૦ ॥ ૩ ॥ કારણ બીન કારજકી સિદ્ધિ, કેમ ભઇ મુખ કહી નવિરલે જન પાઇરી ॥ ચિદાનંદ એમ અકળ કળાકી, ગતિ મતિ કોઉ વિરલે જન પાઇરી ॥ જૂઠી૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ પદ ૮ મું ॥

### ॥ રાગ ભૈરવ ॥

વિરથા જનમ ગમાયો ॥ મૂરખ વિર૦ ॥ એ આંકણી ॥ રંચક સુખરસ વશ હોય ચેતન, અપને મૂલ નસાયો ॥ પાંચ મિથ્યાત ધાર તું અજહું, સાચ ભેદ નવિ પાયો મૂરખ૦ ॥ ૧ ॥ કનક કામિની અરૂ એહથી, નેહ નિરંતર લાયા ॥ તાહુથી તું ફિરત સોરાંનો, કનક બીજ માનુ ખાયો ॥ મૂર૦ ॥ ૨ ॥ જનમ જરા મરણાદિક દુઃખમેં, કાલ અનંત ગમાયો ॥ અરહટ ઘટિકા જિમ કહો યાકો, અંત અજહુ નવિ આયો ॥ મૂર૦ ॥ ૩ લખ ચોરાશી પેહેર્યા ચોલના, નવ નવ રૂપ બનાયો ॥ બિન સમકિત સુધારસ રાખ્યા, ગિણતિ કોઉ ન ગિનાયો ॥ મૂરખ૦ ॥ ૪ ॥ એતી-પર નવિ માનત મૂરખ, એ અચરિજ ચિત્ત આયો ॥ ચિદાનંદ તે ધન્ય જગતમેં, જિણે પ્રભુશું મન લાયો ॥ મરખ૦ ॥૫॥ ઇતિ॥

## ॥ પદ ૯ મું ॥
॥ રાગ ભૈરવ ॥

॥ જગ સુપનેકી માયારે ॥ નર જગ૦ ॥ એ આંકણી ॥ સુપને રાજપાય કોઉ રંક જયું, કરતા કાજ મન ભાયા ॥ ઉગરત નયન હાથ લખ ખપ્પર, મનહુ મન પસ્તાયા રે ॥ નર જગ૦ ॥ ૧ ॥ ચંપલા ચમત્કાર જિમ ચંચલ, નરભવ સૂત્ર બતાયા ॥ અંજલિ જલસમ જગપતિ જિનવર, આયુ અસ્થિર દરસાયા રે, નર જગ૦ ॥ ૨ ॥ યોવન સંધ્યા રાગરૂપ ફુનિ, મલ મલિન અતિકાયા ॥ વિણસત જાસ વિલંબન રંચક, જિમે તરૂવરકી છાયા રે ॥ નર જગ૦ ॥ ૩ ॥ સરિતા વેગ સમાન જ્યુ સંપતિ, સ્વારથ સુત મિત જાયા ॥ આમિષ લુબ્ધ મીન જિમ તિન સંગ, મોહજાલ બંધાયારે ॥ નર જગ૦ ॥ ૪ ॥ એ સંસાર અસાર સાર પણ, યામેં ઇતના પાયા ॥ ચિદાનંદ પ્રભુ સુમરન સેંતી, ધારીએ નેહ સવાયા રે ॥ નર જગ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ પદ ૧૦ મું ॥
॥ રાગ આશાવરી ॥

॥ અવધૂ ખોલી નયન અબ જોવો ॥ દ્રિગ મુદ્રિત કહા સોવો ॥ અવધૂ૦ ॥ એ આંકણી ॥ મોહ નિંદ સોવતનું ખોયા, સરવસ માલ અપણા ॥ પાંચ ચોર અજહું તોય લૂટત, તાસ મરમ નહીં જાણ્યા ॥ અવધૂ૦ ॥ ૧ ॥ મિલી ચાર ચંડાલ ચોકડી, મંત્રી નામ ધરાયા ॥ પાઇ કેફ પિપાલા તોહે, સકલ મુલક ઠગ ખાયા ॥ અવધૂ૦ ॥ ૨ ॥ શત્રૂરાય મહાબલ જોદ્ધા, નિ જ નિજ સેન સજાયે ॥ ગુણઠાણમેં બાંધ મોરચે, ઘેર્યો તુમપુર આયે ॥ અવધૂ૦ ॥ ૩ ॥ પરમાદિ તું હોય પિયારે, પરવશતા દુઃખ પાવે ॥ ગયા રાજપુર સારથ સેંતી, ફિર પાછા ઘર આવે ॥ અવધૂ૦ ॥ ૪ ॥ સાંભળી વચન વિવેક મિત્તકા, છિનમેં નિજ દલ જોડયા ॥ ચિદાનંદ એસી રમત રમતાં, બ્રહ્મબંકાગઢ તોડયા ॥ અવધૂ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ પદ ૧૧ મું ॥

॥ સાખી ॥ કુબુદ્ધિ કુબજા કુટિલ ગતિ, સુબુદ્ધિ રાધીકા નારી ॥ ચોપર ખેલે રાધિકા, જીતે કુબજા હારી ॥ ૧ ॥ રાગ રામગ્રી ॥ ખેલે ચતુર્ગતિ ચોપર ॥ પ્રાણી મેરે૦ ॥ એ આંકણી ॥

નરદ ગંજીફા કૌંન ગીનતહે, માને ન લેખે બુદ્ધિવર ॥ પ્રા૦ ॥ ૧ ॥ રાગ દ્વેષ મોહકે પાસે, આપ બનાયે હિતકર ॥ જૈસા દાવ પરે પાસેકાં સારી ચલાવે ખીલ કર ॥ પ્રા ॥ ૨ ॥ પાંચ તલે હે દુઆ ભાઈ, છક્કા તલે હે એક ॥ સબમિલ હોત બરાબર લેખા યહ વિવેક ગિનવેકા ॥ પ્રા૦ ॥ ૩ ॥ ચઉરાસી માચે ફિરે નિલી, સ્યાહન તોરી જોરી ॥ લાલ જરદ ફિર આવે ઘરમેં, કબહુક જોરી વિછારી ॥ પા૦ ॥ ૪ ॥ ભાવ વિવેક કે પાઉ ન આવત, તબ લક કાચી બાજી ॥ આનંદઘન પ્રભુ પાઉ દેખાવત, તો જીતે જીય ગાજી ॥ પા૦ ॥ ૫ ઇતિ ॥

## ॥ જ્ઞાનોપદેશી પદ ૧૨ મું ॥

॥ રાગ સારંગ ॥

॥ મેરે ઘટ ગ્યાન બાનુ ભયો ભોર ॥ મેરે૦ ॥ ચેતન ચકવા ચેતન ચકવી, ભાગો વિરહકો સોર ॥ મેરે૦ ॥ ૧ ॥ ફૈલી ચિંહુ દીશ ચતુરા ભાવ રૂચિ, મિટયો ભરમ તમ જોર ॥ આપકી ચોરી આપહી જાનત, ઔરે કહત ન ચોર ॥ મેરે૦ ॥ ૨ ॥ અમલ કમલ વિકચ ભયે ભુતલ, મંદ વિષય શશી કોર ॥ આનંદઘન એક વલ્લભ લાગત, ઔર ન લાખ કિરોર ॥ મેરે૦ ॥ ૩ ॥ ઇતિ ॥

## ॥ પદ ૧૬ મું

॥ રાગ કલ્યાણ ॥

॥ યા પુદ્ગલકા ક્યા વિસ વાસા, હૈ સુપનેકા વાસારે ॥ યા૦ ॥ એ આંકણી ॥ ચમતકાર બિજલી દે જૈસા પાની બીચ પતાસા ॥ યા દેહીક ગર્વ ન કરના, જંગલ હોયગા વાસા ॥ યા૦ ॥ ૧ ॥ જૂઠે તન ધન જૂઠે જોબન, જૂઠે હૈ ઘરવાસા ॥ આનંદઘન કહે સબહી જૂઠે, સાચા શિવપુર વાસા ॥ યા૦ ॥ ૨ ॥ ઇતિ ॥

## ॥ અધ્યાત્મ પદ ૧૪ મું ॥

॥ રાગ આશાવરી ॥

॥ અવધૂ સો જોગી ગુરૂ મેરા ॥ ઈન પદકા કરેરે નિવેરા ॥ અવધૂ૦ ॥ એ આંકણી ॥ તરૂવર એક મૂલ બિન છાયા ॥ ॥ બિન ફુલે ફૂલ લાગા ॥ શાખા પત્ર નહીં કછુ ઉનકું, અમૃત ગગને લાગા ॥ અવધૂ૦ ॥ ૧ ॥ તરૂવર એક પંછી દોઉ બૈઠે, એક ગુરૂ એક

ચેલા ॥ ચેલેને જુગ ચૂન ખાયા, ગુરૂ નિરંતર ખેલા ॥ અવધૂ૦ ॥ ૨ ॥ ગગન મંડલકે અધબીચ કુવા, ઉહાં હૈ અમીકા વાસા ॥ સુગરા હોવે સો ભર ભર પીવે. નુગુરા જાવે પ્યાસા ॥ અવધુ૦ ॥ ૩ ॥ ગગન મંડલમેં ગઉઆં બિહાની, ધરતીઅ દૂધ જમાયા ॥ માખન થા સો વિરલા પાયા. છાસેં જગત ભરમાયા ॥ અવધુ૦॥ ૪ ॥ થડ બિનું પત્ર પત્ર બિનું તુંબા બિન જીભ્યા ગુણ ગાયા ॥ ગાવન વાલેકા રૂપ ન રેખા. સુગુરૂ સોહી બતાયા ॥ અવ૦ ॥ ૫ આતમ અનુભવ બિન નહીં જાવે, અંતર જ્યોતિ જગાવે ॥ ઘટ અંતર પરખે સોહી મૂરાત, આનંદઘન પદ પાવે ॥ અવધુ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ સ્તુતિરૂપ પદ ૧૫ મું ॥

### રાગ મારૂ ॥

॥ વ્રજ નાથશેં સુનાથ વિણુ હાથોહાથ બિકાયો ॥ બિચકો કોઉ જન કૃપાલ, સરન નજરે આવ્યો ॥ વ્રજ૦ ॥ ૧ ॥ જનની કહું જનક કહું, સુત સુતા કહાયો ॥ ભાઇ કહું ગિની કહું, મિત્ર શત્રુ ભાયો ॥ વ્ર૦ ॥ ૨ ॥ રમણી કહું રમણુ કહું, રાઉ રંજ ઉતાયો ॥ સેવકપતિ ઇંદ ચંદ, કીટ ભૃંગ ગાયો ॥ વ્ર૦ ॥ ૩ ॥ કામી કહું નામી કહું, રોગ ભોગ માયો ॥ નિશાપતિધર દેહ ગેહ, ધરી વિવિધ વિધ ધરાયો ॥ વ્ર૦ ॥ ૪ ॥ વિધિ નિષેધ નાટક ધરી, ભેખ આઠ છાયો ॥ ભાષા ષટ વેદ ચાર, સાંગ શુદ્ધ પઢાયો ॥ વ્ર૦ ૫ ॥ તુમસે ગજરાજ પાય, ગર્દભ ચઢી ધાયો ॥ પાયસ સુગ્રહકો વિસારી, ભીખ નાજ ખાયો ॥ વ્ર૦ ॥ ૬ ॥ લીલા મુંહ ઢૂક નચાય કહો જ્યું દાસ આયો ॥ રોમ રોમ પુલકિતહું પરમ લાભ પાયો ॥ વ્ર૦ ॥ ૭ ॥ પરિ પતિતકે ઉધારન તુમ કહિસો પીવત માઝી મોસુ તુમ કબ ઉધારો ક્રૂર કુટિલ કામી ॥ વ્ર૦ ॥ ૮ ॥ ઓર પતિત કેઇ ઉધારે કરણી બિનુ કરતા ॥ એક કાહી નાઉ લેઉ જુઠે બિરૂદ ધરતા ॥ વ્ર૦ ૯ ॥ કરની કરી પાંર ભયે બહોત નિગમ સાખી ॥ શોભા દઇ તુમકું નાથ, અપની પત રાખી ॥ વ્ર૦ ॥ ૧૦ ॥ નિપટ અજ્ઞાની પાપકારી, દાસ હે અપરાધી ॥ જાનુ જો સુધારહો, અબ નાથ લાજ સાધી ॥ વ્ર૦ ॥ ૧૧ ॥ ઓરકો ઉપાસક હું, કેસે કોઇ ઉધારૂં ॥ દુવિધા યહ રાખો મત,

યા વરી વિચારૂં ॥ વ્રજ૦ ॥ ૧૨ ॥ ગઇ સો તો ગઇ નાથ, ફીર નહિ કીજે ॥ દ્વારે રહ્યો ઢીંગદાસ, અપનો કરી લીયે ॥ વ્રજ૦ ॥ ૧૩ ॥ દાસ કો સુધારી લેહુ, બહુત કહા કહિયે ॥ આનંદઘન પરમ રીત, નાઉકી નિવાહીય ॥ વ્રજ૦ ॥ ૧૪ ॥ ઇતિ ॥

## ॥ પદ ૧૬ મું ॥

॥ રાગ આશાવરી ૦

રામ કહો રહિમાન કહો કોઇ, કાન કહો મહાદેવરી ॥ પારસનાથ કહો કોઇ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવરી ॥ રામ૦ ॥ ૧ ॥ ભાજન ભેદ કહાવત નાના, એક મૃતિકા રૂપરી ॥ તૈસેં ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સરૂપરી ॥ રામ૦ ॥ ૨ ॥ નિજ-પદ રમે રામ સો કહિયે, મહાદેવ નિર્વાણુરી ॥ રામ૦ ॥ ૩ ॥ પરસે રૂપ પારસ સો કહિયે, બ્રહ્મચિન્હે સોબ્રહ્મરી ॥ ઇહ વિધ સાધો આપ આનંદઘન, ચેતન મય નિઃકર્મરી ॥ રામ૦ ॥૪॥ ઇતિ॥

## ॥ પદ ૧૭ મું ॥

॥ રાગ આશાવરી ॥

સાધુ સંગતિ બિનું કૈસે પાયે, પરમ મહારસ ધારી ॥ એ આંકણી ॥ કોટિ ઉપાય કરે જો બૌરો, અનુભવ કથા વિસરામ-રી ॥ સાધુ૦ ॥ ૧ ॥ શીતલ સફલ સંત સુરપાદપ, સેવે સદા સુછાંઇરી ॥ વંછિત ફલે ટલે અનવંછિત, ભવસંતાપ બુઝાઇરી ॥ સાધુ૦ ॥ ૨ ॥ ચતુર વિરંચી વિરંજન ચાહે, ચરણ કમલ મકરંદરી ॥ કો હરિ ભરમ વિહાર દિખાવે, શુદ્ધ નિરંજન ચં-દરી ॥ સાધુ૦ ॥ ૩ ॥ દેવ અસુર ઈંદ્ર પદ ચાહુન, રાજ ન કાજ સમાજરી ॥ સંગતિ સાધુ નિરંતર પાઉં, આનંદઘન મહારાજ રી ॥ સાધુ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ જ્ઞાનપદેશી પદ ૧૮ મું ॥

બેર બેર નહીં આવે, અવસર બેર બેર નહીં આવે ॥ જ્યું જાણે ત્યું કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે ॥ અવસર૦ ॥૧॥ તન ધન જોબન સબહી જૂઠો, પ્રાણ પલકમેં જાવે ॥ અવસર ॥ ૨ ॥ તન છુટે ધન કોન કામકો, કાયકું કૃપણ કહાવે ॥ અવસર૦ ॥ ૩ ॥ જાકે દિલમેં સાચ બસતહે, તાકું જુઠ ન ભાવે ॥ અવસર૦ ॥ ૪ ॥ આનંદઘન પ્રભુ ચલત પંથમેં, સમરી સમરી ગુણ ગાવે ॥ અવ-સર૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ વૈરાગ્ય ઉપર પદ ૧૯ મું ॥

॥ અવધુ વેરાગ્ય બેટા જાયા વાને બોજ કુટુંબ સબ ખાયા ॥ અવધુ૦ ॥ જેણે મમતા માયા ખાઇ, સુખ દુઃખ દોનો ભાઇ ॥ કામ ક્રોધ દોનોકું ખાઈ, ખાઇ તૃષ્ણાબાઇ ॥ અવધુ૦ ॥ ૧ ॥ દુર્મતિ દાદી મત્સર દાદા, સુખ દેખતહી મુઆ ॥ મંગલરૂપી બધાઇ વાંચી, એ જબ બેટા હુવા ॥ અવધુ૦ ॥ ૨ ॥ પુણ્ય પાપ પાડોશી ખાયે, માન કામ દોઉ મામા ॥ મોહ નગરકા રાજા ખાયા, પીછહીં પ્રેમ તે ગામા ॥ અવધુ૦ ॥ ૩ ॥ ભાવ નામ ધર્યો બેટાકો, મહિમા વરણ્યો ન જાઇ ॥ આનંદઘન પ્રભુ ભાવ પ્રગટ કરો, ઘટ ઘટ રહ્યો સમાઇ ॥ અવધુ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ પદ ૨૦ મું ॥

॥ રાગ મારૂ ॥

॥ વારોરે કોઈ પરઘર રમવાનો ઢાળ ॥ નાની વહુને પરઘર રમવાનો ઢાળ ॥ એ આંકણી ॥ પરઘર રમતાં થઇ જુઠા બોલી, દેશે ધણીજીને આળ ॥ વારો૦ ॥ ૧ ॥ અળવે ચાળા કરતી હીંડે, લોકડાં કહે છે છીનાળ ॥ ઓળંભડા જણ જણના લાવે, હૈડે ઉપાસે શાલ ॥ વારો૦ ॥ ૨ ॥ બાઈ રેં પાડોસણ જુઓને લગારેક, ફોકટ ખાશે ગાળ ॥ આનંદઘન પ્રભુ રંગે રમતાં. ગોરે ગાલ ઝબુકે ઝાલ ॥ વારો૦ ॥ ૩ ॥ ઇતિ

## ॥ પદ ૨૧ મું ॥

રાગ પંજાબી ॥ ખતરા દૂર કરના, દૂર કરના ॥ એક ધ્યાન સાહેબકા ધરના ॥ ખતરા૦ ॥ ૧ ॥ જબલગ આતમ નિર્મળ કરના, તબલગ જિન અનુસરના ॥ ખતરા૦ ॥ ૨ ॥ ધન કણ કંચન કું કયા કરના, આખર એક દિન મરના ॥ ખતરા૦ ॥ ૩ ॥ મોહ મિથ્યાત મહામદ હરના, સુમતિ ગુપતિ ચિત્ત ધરના ॥ ખતરા૦ ॥ ૪ ॥ સંવરભાવ સદા મન ધરના, આતમ દુર્ગતિ હરના ॥ ખતરા૦ ॥ ૫ ॥ ચાનઉદ્યોત પ્રભુ પાયે પરના, શિવસુખકું અનુસરના ॥ ખતરા૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ પદ ૨૨ મું ॥

મે હું મુસાફર આયા હો પ્યારા નહીં કોઇ મેરા ॥ નહીં૦ ॥ જનમ હુવા તબ અપના કહાવે નહીં રેહેણેકા ડેરા હો પ્યારા ॥

॥ નહીં૦ ॥ ૧ ॥ સજન કુટુંબ સબ અપના કહાવે, જ્યું તીર. થકા મેલા હો પ્યારા ॥ નહીં૦ ॥ ૨ ॥ ધન કંચન કછુ સ્થિર નહીં રેહેણાં, જ્યું બાદલકા ઘેરા હો પ્યારા ॥ નહીં. ॥ ૩ ॥ રૂપચંદ કહે પ્રેમકી બાતાં જ્યું ઘાનીકા ફેરા હો પ્યારા ॥ નહીં૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ નેમનાથનું પદ ૨૩ મું ॥

॥ રાગ કેરબો ॥

॥ અખીયાં સફળ ભઇ, અલી નિરખત નેમિજિનંદ ॥ અખીયાં૦ ॥ એ આંકણી ॥ પદ્માસન આસન પ્રભુ સોહત. મોહન સુરનર વૃંદ ॥ ઘુઘર બાલા અલખ અનોપમ, મુખ માનું પુનમચંદ ॥ અખીયાં૦ ॥ ૧ ॥ નયન કમલ દલ શુકમુખ નાસા, અધર બિંબ સુખકંદ ॥ કુંદ કલી જ્યું દંત પંક્તિ, રસના દલ શોભા અમંદ ॥ અખીયાં૦ ॥ ૨ ॥ કંબુગ્રીવ ભુજ કમલ નાલ કર રકતોત્પલ અનુચંદ ॥ હૃદય વિશાલ થાલ કટિ કેહરી, નાભી સરોવર ખંદ ॥ અખીયાં૦ ॥ ૩ ॥ કદલી ખંભ યુગ ચરન સરોજ જસ, નિશિદિન ત્રિભુવનવંદ ॥ ચિદાનંદ આનંદ મૂરતિ, એ શિવાદેવી નંદ ॥ અખીયાં૦ ॥ ૪ ॥ ઇત ॥

## ॥ અથ શ્રી નેમજીની ગરબી ॥

નેમ ન જાણે મોરી પીર પીર બાઈ બાઇ બાઇ નેમ ન જાણે૦ ॥ તોરણથી રથ ફેરવી ચાલ્યા દાઝયો હૈડા કેરો હોર હીર અરરરરરરરર ॥ નેમ૦ ॥ ૧ ॥ ચંદબદની મૃગલોચનીરે, પ્રેમનો માર્યો મુને તીર તીર ખરરરરરરરર ॥ નેમ૦ ॥ ૨ ॥ આંસુડાં જરતી ધરણી ઢળીરે, જાણે અષાડો નીર નીર જરરરરરરરર ॥ નેમ૦ ॥ ૩ ॥ શીવરાજ કહે નેમ રાજુલેરે, કર્મ રૂપીઆં ફાડયાં ચીર ચીર ચરરરરરરરર ॥ નેમ૦ ॥ ઇત ॥

## અથ કુમતિ વિષે ॥

॥ રાગ હોરી ॥

જારે જા તું કુમતિ કુલખણી નારી, તારા અવગુણ બહુલા દેખી લાગે મુજને પ્યારી ॥ હવે હું તુજને કહીએ ન તેડુ, તું તો છે ધુતારી ॥ જા૦ ॥ ૧ ॥ તેં મુજ મોહ મહામદ પાયો, વહી ગઇ તે વારી ॥ હવે જો તુ પાસે આવે તો, કાઢુ લાતે મારી ॥

જા૦ ॥ ૨ ॥ સોભાગીણી સુકુલીણી સારી, સમતા સુંદર નારિ ॥ તેતો છે મનમોહનગારી, લાગે મુજને પ્યારી ॥ જા૦ ॥ ૩ ॥ હવે તો મેં તે સાથે બાંધી, પૂરણ રીતિએ યારી ॥ તે સાથે મન માન્યું માહરૂં, મૂકી તુજ વિસારી ॥ જા૦ ॥ ૪ ॥ તિણે મુજને પારસ જીનજી, દીધો પ્રભુ સંભારી ॥ વાચક વિમળનો રામ કહે તે તો, કરશે ઊરણ તારી ॥જારે૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ અથ પ્રભુજીના સ્તવનની હોરી ॥

લાલ તેરે નયનોંકી બાત ન્યારી ॥ એતો ઉપસમ રસકી ક્યારી ॥ લાલ૦ ॥ એ આંકણી ॥ કામ ક્રોધાદિક દોષ રહિતહે, નયન ભયે અવિકારી ॥ નિદ્રા સુપન દશા નહીં યામેં, દર્શનાવરણ નિવારી ॥ લાલ૦ ॥ ૧ ॥ ઔર નયનમેં કામ ક્રોધહે, બહુત ભરી હે ખુમારી ॥ પરધન દેખ હરનકી ઇચ્છા, યામેં હે હુશિયારી ॥ લાલ૦ ॥ ૨ ॥ ઐસા લચ્છન હે નયનોમેં, કયું પાવે ભવપારી ॥ ઓહી બિચાર કરો દિલ અપને, હોત કર્મસેં ભારી ॥ લાલ૦ ॥ ૩ ॥ ધર્મ બિના કોઈ સરના નહીં હૈ, ઐસો નિશ્ચે ધારી ॥ વિનય કહે પ્રભુ ભજન કરો નિત્ય, ઓહી તારનહારી ॥ લાલ૦ ॥ ૪ ઇતિ ॥

## ॥ અથ ઉપદેશી પ્રભાતિ સ્તવન ॥

જાગ જાગ રયણુ ગઈ ભોર ભયો પ્યારે ॥ પંચકું પ્રપંચ કર, વશ કર યારે ॥ જાગ જાગ રયણુ ગઇ ભોર ભયો પ્યારે ॥ ૧ ॥ એ આંકણી તૃષા નામે મીન મરે, ભોગમેં મતંગા ॥ શ્રવણમેં કુરંગ મરે, નયનમેં પતંગા ॥ જાગ૦ ॥ ૨ ॥ વાસનામેં ભમર મરે નાસા રસ લેતાં ॥ એક એક ઈંદ્રીસંગ, મરે જીવ કેતા ॥ જાગ૦ ॥ ૩ પંચકે પડયો તું ફંદ, કયું કર વશ આવે ॥ માર તું મન ઇચ્છાભૂત, જ્યું નિરંજન પાવે ॥ જાગ૦ ॥ ૪ ॥

મેં પરદેશી દૂરકા, પ્રભુ દરિસનકું આયા ॥ લાખ ચોરાસી

## ॥ અથ પ્રભાતિ રાગમાં સ્તવન ॥

મેં પરદેશી દુરકા, પ્રભુ દરિ સનકું આયા ॥ લાખ ચોરાશી દશ ફિર્દા, તેરા દરિસન પાયા ॥ મેં૦ ॥ ૧ ॥ સૂક્ષ્મ બાદર નિગોદમેં, વનસ્પતિ બસાયા ॥ અપ તેઉ વાયુકાયમેં, કાલ અનંત ગમાયા ॥ મેં૦ ॥ ૨ ॥ સ્વર્ગ નર્ક તિર્યંચમેં, કેતા જન્મ ગમાયા

॥ મનુષ્ય અનાર્યમેં ભમ્યા, તિહાં નહીં દરિસન પાયા ॥ મેં૦ ॥ ૩ ॥ તેરો મેરો દરિસન અબ ભયો, પુરન પુન્ય પસાયા ॥ રૂપચંદ કહે ભાગ્ય ખુલે, નિરંજન ગુણ ગાયા ॥ મેં૦ ॥ ૪ ॥ ઇતિ ॥

---

# ॥ अथ श्री विवेकविलासनो सलोको ॥

॥ સરસતિ માતા તુમ પાયે લાગી, દેવ ગુરૂ તણી આગના માગી ॥ કાયાનગરીનો કહુ સલોકો, એક ચિત્તેથી સાભળજો લોકો ॥ ૧ ॥ નગરી અનોપમ અતિ ઘણી સારી, માંહે વસે છે મોહોટા વ્યાપારી ॥ દશ દીવાન ચતુરસુજાણ, તેના નામનાં કરૂં વખાણ ॥ ૨ ॥ પાન આપના ઉદાન કહીયે સમાન વ્યાન પાંચમો લહીયે ॥ નાગ ધનંજય દેવદત્ત કહ્યા, કુરકલ કુમાર દશ એ થયા ॥ ૩ ॥ પાંચ ઇંદ્રિયો ખાસા પરધાન, મનબળ વચનબળ કાયાબળ જાણ ॥ શ્વાસોશ્વાસને આઊખું લહીયે, એ દશે પ્રાણ કાયામાં કહીયે ॥ ૪ ॥ પાંચ પટોત્ર્ર બુદ્ધિના ભારી, નગરીની શોભા વધારે સારી ॥ કાયા માંહે છે તત્વને પ્રાણ, ઓળખી લેજો ચતુરસુજાણ ॥ ૫ ॥ જળ પૃથ્વી ને વાયુ આકાશ, પાંચમું કહીયે તેજ આભાસ ॥ નિશ દિન ભલી ચાકરી કરે, ખાવંદની આણા શિરપર ધરે ॥ ૬ ॥ એકેકા સાથે જમાદાર પાંચ, કરે રખવાળું ખાયે નહીં લાંચ ॥ લોહી કફ પિત્ત વીરિય કહીયે, પરસેવો પાંચે જળના લહીયે ॥ ૭ ॥ હવે પૃથ્વીના કહુ તે ધારો, શ્રોતા સાંભળી દીલમાં ઉતારો ॥ ચામ હાડ ને માંસ રૂવાટાં, નસો એ પાંચે જુજવા સાટાં ॥ ૮ ॥ ઉંઘ આળસ તરસને ભૂખ, કાંતિ એ પાંચે આણે છે સુખ ॥ એ પાંચ આણા તેજની ધરે, નિસદીન ચાકરી બરાબર કરે ॥ ૯ ॥ બળ પ્રસજ્ઞ ધાયની હીચલ કહે છે, સંકોચણ વાય હુકમમાં રહે છે ॥ સાચ જુઠ મોહ લોભ અહંકાર, એ પાંચે કહ્યા આકાસરે સાર ॥ ૧૦ ॥ નગરીના ધણી સોહંજી સાખી, મન રાજાને ઇજારે આપી ॥ મન બુદ્ધિ ચિત અહંકાર ચારે ભેળા બેશીને મનસુબો ધારે ॥ ૧૧ ॥ પચરંગી બંગલો દસે દરવાજા, રાજ કરે છે તિહાં મન રાજા ॥ બહુ બળિયો જેનું જોર છે ભારી, તે થકી રહ્યા ઇંદ્રાદિક હારી ॥ ૧૨ ॥ દેવ દાનવનું કાંઇ નવ

ચાલે, મોહોટા મુછાળા હામ ન બાલે ॥ એવો જોરાવર જાલમ કહીયે, જેહના પરાક્રમનો પાર ન લઇયે ॥ ૧૩ ॥ બેટા બેટીઓ વિસ્તાર ભારી, મન રાજાને ઘેર દો નારી ॥ પાટે ઠકુરાણી પ્રવૃત્તિ કહીયે, જેનું ચરિત્ર તો ત્રણ લોકે લહીયે ॥ ૧૪ ॥ જેહના પરાક્રમથી રાજા લોભાય, અણુમાનીતિને મહોલે નવ જાય ॥ અણુમાનીતીનું ભારે છે કામ, નિવૃત્તિ રાણી જેહનું છે નામ ॥ ૧૫ ॥ પ્રવૃત્તિ સાથે રાજા રમે છે, નિશદીન રાણી મનમાં ગમે છે ॥ રાણીને ઝાઝી રાજાથી માયા, એમ કરતાં પાંચ દીકરા જાયા ॥ ૧૬ ॥ તે ઉપર એક બેટી ત્યાં જાણી, છ ફરજન જણ્યા પ્રવૃત્તિ રાણી ॥ પાંચ પુત્રને રાજા પરણાવે, એકેકી કન્યા મનગમતી લાવે ॥ ૧૭ ॥ પાંચ બેટાનાં કહું છું નામ, બહુ બળીયા જેનું જોરાવર કામ ॥ વડેરો બેટો મોહજ કહીયે, કામ ને ક્રોધ તિસરો લહીયે ॥ ૧૮ ॥ લોભ માન એ પાંચે રે ભાઇ, આશા બેહેની એ છની સગાઇ ॥ મોહ રાજાને કુમતિ નારી, પાંચ બેટાને બેટી એક સારી ॥ ૧૦ ॥ અચેત અજ્ઞાન શોકને ધોખ, પરદ્રોહી પાંચે ભાઈનો થોક ॥ મિથ્યા નામે તે કુઅરી જાણી, છએની માતા કુમતિ રાણી ॥ ૨૦ ॥ કામ નાનેરો મોહનો ભાઇ રતિ સ્ત્રીથી કીધી સગાઇ ॥ પાંચ બેટા પણ રતિને થયા, મદ મચ્છર ને ઉન્માદ કહ્યા ॥ ૨૧ ॥ ચોથો દીકરો અંધક લહીયે, હિંસા પાંચમો ભાઇ તે કહીયે ॥ વિષયા બેટી પાંચની બેહેની, લાજ ન રાખે જગતમાં કેની ॥ ૨૨ ॥ ત્રીજો નાનેરો લાડક વાયો, ક્રોધ પ્રવૃત્તિ કુખેથી જાયો ॥ હિંસા નારી તો તેને પરણાવે, પાંચ બેટાને એક બેટી થાવે ॥ ૨૩ ॥ કુવચન અહંકાર મમતાને ઇરખા, રીશાળો ભાઇ પાંચે એ સરખા ॥ અદયા નામે છે પાંચેની બેહેની, દયા ન આણે જગતમાં કેની ॥ ૨૪ ॥ ચોથો લોભ તે જગત વિખ્યાતો, તૃષ્ણા નારીથી ફરે નિત માતો ॥ પાંચ બેટા તે તૃષ્ણાને થાય લાલચ ચાહને પ્રાહ કહેવાય ॥ ૨૫ ॥ અચેન સ્વારથ માડીના જાયા, મમતા બેહેનીથી સરવેને માયા ॥ માન પાંચમો નાનેરો ભાઇ, ભર્માવતી સાથે કીધી સગાઇ ॥ ૨૬ ॥ પાખંડ પરપંચ અશુદ્ધ ધુત, કુબુદ્ધિ પાંચે ભાઇનો એ જુથ્થ ॥ છઠ્ઠી દીકરી ભર્મશા ડાહી, ભર્માવતી રાણી કુખેથી જોઈ ॥ ૨૭ ॥ બેટાને ઘેર બેટા ત્યાં કીધા, સરવાળે ત્રીશ એકઠા લીધા ॥ ષટ દીકરી વહુવારૂ પાંચ, જીતી ન શકે આપી કોઇ લાંચ ॥ ૨૮ ॥ એકતાલી જણનું હેતજ એહેવું, સરવે જગતને

વખાણ્યાં જેહેવું ॥ રાણી પ્રવૃતિ સરવેને જોતી, કુંવરી આશા છે પીયર પનોતી ॥ ૨૯ ॥ કુંવરી વિચારે ધન્ય મુજ અવતાર, પાંચ ભાઇઓને ગેર વિસ્તાર ॥ ત્રણ જગતમાં મહારી વડાઇ, મહાબળીયા યોદ્ધા મારા છે ભાઇ ॥ ૩૦ ॥ પચીસ ભત્રીજા જગતમાં મહાલે, તે આગળ કોઇનું જોર ન ચાલે, ॥ ભાભીઓ પાંચ પરીબળ ઝાઝું, પાંચ ભતરીજી કામ છે કાજુ ॥ ૩૧ ॥ એતો પરિવાર કહ્યો ભલેરો, હવે સાંભળો નિવૃતિ કેરો ॥ એક દિન રાજા તત્પર થયા, અણમાનિતિના મહેલે ત્યાં ગયા ॥ ૩૨ ॥ દેખી સુંદરી પામ્યા વિશ્રામ, આતો ઠરવાનું દીસે ઠામ ॥ એવું જાણીને તિહાંજ રહ્યા, નિવૃત્તિને પણ દીકરા થયા ॥ ૩૩ ॥ પાંચ દીકરા ઉપર બે બેટી, જેવી રતનની ભરેલી, પેટી ॥ દાન પુણ્ય ને ધરમના તાજા, પ્રથમ હુવા વિવેક રાજા ॥ ૩૪ ॥ શુભ શીળને સંતોષ કહીયે, પાંચમો ભાઇ વૈરાગ્ય લહીયે ॥ અણઆશા નામે બેટી સવાઇ, જેના મહાબળિયા સમરથ ભાઇ ॥ ૩૫ ॥ જે કોઈ અણઆશા આણે, તેતો ભવસાગર ક્ષણમાં તરિયા ॥ આશા છાંડીને અણઆશા આણે. તેતો અક્ષયપદ મહેલમાં માણે ॥ ૩૬ ॥ જેહના ભાઇઓની આબરૂ આખી, સાસરવાસામાં રાખે નહીં બાકી ॥ સરવે રીઝને એહેવુંજ આપે, જન્મ મરણનું સંકટ કાપે ॥ ૩૭ ॥ કુવરી અણઆશા પીયર પનોતી, પતિવ્રતા ધર્મ પાળે નિજ સતી ॥ તેહના પીયરનાં કહું છું નામ, શ્રોતા સાંભળજો થઇ સાવધાન ॥ ૩૮ ॥ વિવેક રાજાને સુમતિ છે રાણી, જેહની વાર્તા શાસ્ત્ર વંચાણી ॥ પાંચ દીકરા પ્રસવ્યા સારા મુખથી બોલે તે અમૃતધારા ॥ ૩૯ ॥ પહેલો જ્ઞાન ને પરકાશ બીજો, સચિતકુંવર જનમ્યો છે ત્રીજો ભાવ નિતિ એ પાંચ પરમાણો, શ્રદ્ધા કુંવરી છઠ્ઠી એ જાણો ॥ ૪૦ ॥ બીજો કુંવર વિચાર કહીયે, સુબુદ્ધિ રાણી પાર ન લઇયે ॥ જેહની કુખે તે પાંચ જણ થયા, અકલ અકામ ઉદ્દામ કહ્યા ॥ ૪૧ ॥ શુચિ સુકૃત પાંચ એ ભાઈ જુગતી નામે તો કુંવરી જાઇ ॥ ત્રીજો કુંવર શીલ છે ડાહ્યો, ક્ષમા રાણીને પાલે બંધાયો ॥ ૪૨ ॥ વિનય સહન દયા ને મુનિ, ગંભીર ગરજ રાખે નહીં કોની ॥ દીનતા નામે કુંવરી ડાહી, જેહના બહુ ગુણી પાંચે છે ભાઈ ॥ ૪૩ ચોથો કુંવર સંતોષ જેહને, શાંતિ નામે તો રાણી છે તેહને ॥ પાંચ કુંવર રાણીયે

જાયા, ત્રણ જગતમાં ન જાયે વાહ્યા ॥ ૪૪ ॥ સત્ય ધીરજને વિ-શ્વાસ કહીયે, ચોથો નિઃસંદેહ કુંવર લહીયે ॥ પાંચમો કુંવર કરૂણાવંત જાણું, સુખી નામે તો કુંવરી વખાણું ॥ ૪૫ ॥ વૈરાગ્ય ન્હાનો પાંચમો ભાઇ, શોભા શી કહું વરણી ન જોઇ ॥ જેની પ્રી રતિ ત્રીલોકે જાણી, વિદ્યા સરખી તો જેને ઘર રાણી ॥ ૪૬ ॥ શમ દમ સંયમશું રમત જેહની, વિરકત ઉદાસ વાત છે તેહની ॥ સરસ્વતી કુંવરી ગુણ બહુ કહ્યા, જેની કૃપાથી પૂર્વધર થયા ॥ ૪૭ ॥ એ સહુ પરિવાર નિવૃતિ કેરો, સ્ત્રી પુરૂષનો રંગ ભલેરો ॥ એહ-વું કુટુંબ કહાવે જેહને, પારંગત થાવે વાર શી તેહને ॥ ૪૮ ॥ નિવૃત્તિ કેરો સરવારો કીધો, એકતાળી જણનો લેખોજ લીધો ॥ ત્રીસ મરદને અગીયાર નારી, સાંભળી વાતને, રાખો વિચારી ॥ ૪૯ ॥ બેહુ શોકયોનો વિસ્તાર જાણ કુવર કુવરીઓ સરખી વ-ખાણું ॥ એકતાળી હુતો બ્યાસી કહેવાય, બેહુનો પરિવાર એટલો થાય ॥ ૫૦ ॥ બન્ને શોકયો ને તીસરો રાજા, સુખ ભોગવે રહે નિત્ય તાજા ॥ પંચાશી જણ જગતમાં હે છે, કાયા નગરીમાં એકઠા રહે છે ॥ ૫૧ ॥ એક દિન બેહુ શોકે કીધી લડાઈ, મહોલો બંધાઇ સામ સામી ભાઇ ॥ પ્રવૃતિ કુટુંબ એક પાસે થયું, નિવૃતિ કુટુંબ મકામે રહ્યું ॥ ૫૨ ॥ બાંધ્યા મોરચા લડવાને સારૂ, કીધી સામગ્રી ગોળાને દારૂ ॥ સહુના દાદાજી મનજ કહ્યા, પ્રવૃત્તિ પુ-ત્રોની સંઘાતે ગયા ॥ ૫૩ ॥ સહુનો ઇષ્ટ છે આતમરાય. સાક્ષી લહીને જુવે છે કામ ॥ આતમરામે દીલમાં એમ ધાર્યું. ઘરડે ખુ-ટામણ કીધું છે ખરૂ ॥ ૫૪ ॥ માનીતી કેરે વશજ થયો. માટે કુવરની સંઘાતે ગયો ॥ એવું ના ઘટે ઘરડાને કરવું, અણમાની-તીના કુંવરથી વઢવું ॥ ૫૫ ॥ માટે આપણે તિહાં નહીં જાવું, અણમાનીતિવા કુંવર તરફે થાવુ ॥ વિવેક સૈન્યને ધીરજ આપી લડાઇ કરવી મુકરર થાપી ॥૫૬॥ તમારી તરફે અમો રહીશું, મન રાજાથી યુદ્ધ કરીશું ॥ નિવૃત્તિ સુતતત્પર થયા, હથીયાર લેઇ મોરચે ગયા ॥ ૫૭ ॥ રણસંગ્રામ રોપ્યો છે ભાઇ, કેવી થાય છે જુઓ લડાઇ ॥ માનીતી કેરી તરફે મનજ ચડીયા, તતક્ષણ આવી મોરચે અડીયા ॥ ૫૮ ॥ વિવેક વિચારે ઉભા છે ભાઈ, આતમરાએ કીથી ચડાઇ ॥ ચઢી મોરચા આગળ આવે, તોપો નાલો, ને બંધુકો લાવે ॥ ૫૯ ॥ મન મહીં બળીઓ જોધ્ધા

કહેવાય, જેહનો તાપ તો નવિ સહેવાય ॥ મન રાજાયે તોપ હુ-લાવી, આતમારામ ઉપર ચલાવી ॥ ૬૦ ॥ છુટે ગોળાને ભડાકા થાય, કાયર કેરા તો ઠરે નહીં પાય ॥ ભાલા બરછીને કબાણુ તીર, જાળવી લેછ આતમવીર ॥ ૬૧ ॥ ખાંડા ખંજરનો ઘાવ કરે છે, આતમરામ પટે રમે છે ॥ ધોખ ખપુવાને કટારા ઘાવ, આત-મારામ જાળવે દાવ ॥ ૬૨ ॥ પાછેરો જઇ આઘેરો આવે, આતમા-ઉપર ઘાવ ચલાવે ॥ ન વાગે તીર ન વાગે ગોળી, ફેરીથી આવ્યો બરછીજ તોળી ॥ ૬૩ ॥ નહી મૂકું હવે એમ વદે છે, આતમા રામ ખડ ખડ હસે છે ॥ થાકયો મનરાજા ઘાવજ કરી, પાછો ગયો તિહાં મોરચે ફરી ॥ ૬૪ ॥ કરે વિચાર હવે કેમ થાશે, આ-તમારામ કેમ જીતાશે ॥ મહારા જોરથી કોઇ નવ રહ્યા, મહોટા મૂછાળા ઉઠીને ગયા ॥ ૬૫ ॥ દેવ દાનવ સરખાને હણું, ઇંદ્રાદિક કેરો ભાર ન ગણું ॥ કહીકને કીધા ધુળજ ભેગા, આજ શું થયું આવી કેમ વેળા ॥ ૬૬ ॥ મન જાણે જે પાછો કેમ ભાગું, મહારા જોરને ખાંપણ લાગ્યું ॥ તતક્ષણ તિહાંથી ઘોડો ચલાવ્યો, આત-મારામ નજીક આવ્યો ॥ ૬૭ ॥ ઉપરા ઉપર કરે છે ઘાવ, કાંઇ નવ ચાલે મનનો દાવ ॥ આતમારામ ધીરજ લાવી, જ્ઞાનની ગુપ્તી તિહાં ચલાવી ॥ ૬૮ ॥ ક્ષમા ખંજરનો ઘાવ તીહાં કીધો, થયો ઘાયલ પકડીને લીધો ॥ અવળે મુસકે બાંધે જેમ ચોર, મનનું તિહાં ચાલે નહીં જોર ॥ ૬૯ ॥ બહુ જોરાવર જોદ્ધો વશ કીધો, જીતનો ડંકો નગારે દીધો ॥ એવું જોઇને થરથરી છાતી, પ્રવૃત્તિ સુતની આંખ તિહાં ફાટી ॥ ૭૦ ॥ મહા બળીયો મોહ ચડીયો છે ત્યાંહી, ઝાપટ કુણ ઝીલે ત્રિલોકમાંહી ॥ આણીકોરથી વિવેક ચડિયા, બને આવીને મોરચે અડિયા ॥ ૭૧ ॥ ઘણું ઘમસાણ ચાલી લડાઈ, સામા સામી ત્યાં આફલે ભાઇ ॥ સ્રીએ સ્રી ને બેટીયે બેટી, પહેરયાં બખતર જુલમ પેટી ॥ ૭૨ ॥ સામા સામી તિહાં કડાકા થાય, જુદ્ધનો વરણવ કહ્યો ન જાય ॥ અન્યો અન્યથી બળીયા બહુ શુર, જેવું સાયરનું ચડતું પુર ॥ ૭૩ ॥ સામા સામી તિહાં પ્રગટયું છે વહેર, જેમ પવનને સાગરની લહેર ॥ મિથ્યા સાચને થાય લડાઇ, શોકના સામો ભાવ વડાઈ ॥ ૭૪ ॥ જ્ઞાનના સામો અજ્ઞાન આવે, સુમતિ કુમતિને પાછો હઠાવે ॥ અ-ચેત ચેતના સામો અડે છે, ધોખ પ્રકાશ સામો ભડે છે ॥ ૭૫ ॥

સમજ દ્રોહને હઠાવે જીહાં, કામ વિચાર આફળે તિહાં ॥ જુક્તિ ના સામી વિષયા કહેવાય, સુકૃત સામો મદ ચડી આય ॥ ૭૬ ॥ મચ્છર સામો લાજ તિહાં કહીયે, હિંસાના સામો સંયમ લહિયે ॥ અંધક કરતાં અકલજી બળિયા, અકામ ભાઇ ઉન્માદ છળિયા ॥ ૭૭ ॥ ક્ષમા હિંસાને પાછો હઠાવે, શીયળ ક્રોધ ને બાંધીને લાવે ॥ દયા નિર્દયિને હઠાવે જટમાં, મુનિ કુવચન ઉતારે ઘટમાં ॥ ૭૮ ॥ અહંકાર માફી વિનયથી માગે, રીશ સહુનને પાય ત્યાં લાગે ॥ દ્રોહી સુમતાની આગળ નવ ચાલે, ગંભીર ઇર્ષાને કેદમાં ઘાલે ॥ ૭૯ ॥ સંતોષ આગળ નહીં ઉપાય, લોભ બાપડો નાસીને જાય ॥ અભિમાનનું ચાલે નહીં કશું, ઉદાસ આગળ જાણવો પશુ ॥ ૮૦ ॥ વિરક્ત આગળ ધુરકતના વાંક, વૈરાગ આગળ દંભકજી રાંક ॥ વાણી સારતાં ભર્મણા કોહોનો, શમદમ આગળ પરપંચ શાનો ॥ ૮૧ ॥ ન્યાય આગળ નહીં પાખંડ ભારે, શુદ્ધ આગળ અશુદ્ધ હારે ॥ સાચ જુઠને સદાય વેર, જુઠ હારે તો મંગળિક ઘેર ॥ ૮૨ ॥ કુંવરી અણઆશા જોરાવર ભારી, તે આ ગળ આશા રહી છે હારી ॥ કેટલા કહું પાર ન આવે, જુદ્ધ સંગ્રામ ભલો મચાવે ॥ ૮૩ ॥ આખર જીત તો નિવૃત્તિ કેરી, જેહને પરજા છે અતિ ભલેરી ॥ પ્રવૃત્તિ સુતને જેણેજ જીપ્યા, ભવસાગરમાંહે કદી નહીં છીપ્યા ॥ ૮૪ ॥ જે જન માનીતીસુતને જઇ મળિયા, તેતો દાવાનળ દુઃખમાં જઇ ભળિયા ॥ એવું જાણીને અભિમાન ખોવું, પ્રત્યક્ષ વાતે એ કાયામાં જોવું ॥ ૮૫ ॥ દેવતા માગે મનુષ્ય અવતાર, તે નગરી આપણ પામ્યા નિરધાર ॥ માટે નિવૃત્તિ સુતને જઇ મળવું, પ્રવૃત્તિ કુંવર સંઘાતે લડવું ॥ ૮૬ ॥ પુરવે એ કુંવર સંઘાતે લડિયા, તેતો ગ્રંથાદિક પુસ્તકે ચ- ઢિયા ॥ રખે અંદેશો મનમાં કોઇ રાખો, છએ શાશતર પુરે છે શાખો ॥ ૮૭ ॥ શેષ સરસ્વતી પાર ન પાવે, તો કવિની બુદ્ધિ કેમ કરી ગાવે ॥ પુરો સલોકો કીધો આ ઠામે, હવે કહું છું કવિનું નામ ॥ ૮૮ ॥ ઓગણીસેં ત્રણનો માગસર માસ, શુકલ પક્ષનો દીવસ ખાસ ॥ તિથી તેરસ મંગળવાર, કર્યો સલોકો બુદ્ધિ પ્ર- કાર ॥ ૮૯ ॥ શેહેર ગુજરાત રેવાશી જાણો, વીશાશ્રિમાળી નાત પરિમાણો ॥ વાઘેસ્વરીની પોળમાં રહે છે, જેહવું છે તેહવું સુરરાશી કહે છે ॥ ૯૦ ॥ નથી જાણતો ગણને ભેદ, કોઇ કરશો

માં મુજપર ખેદ ॥ કવિજન આગળ મ્હારી શી મતી, દોષ ટાળશે માતા સરસ્વતી ॥ ૯૧ ॥ સૂત્ર સિદ્ધાંત નથી હું ભણ્યો, જાડા રેશમનો દોરડો વણ્યો ॥ વાત સાચી છે કાયામાં ખોજો, વિવેકી પુરૂષો વિચારી જોજો ॥ ૯૨

॥ ઇતિ શ્રી વિવેક વિલાસનો સલોકો ॥

## ॥ अथ श्री नेमनाथनो सलोको ॥

॥ સિદ્ધિ બુદ્ધિ દાતા બ્રહ્માની બેટી, બાળકુંમારી વિદ્યાની પેટી ॥ હંસવાહની જગમાં વિખ્યાતા, અક્ષર આપોને સરસતિ માતા ॥ ૧ ॥ નેમજી કેરો કેશું સલોકો, એક મનથી સાંભળજો લોકો ॥ જંબુદ્વીપના ભરતમાં જાણું, નગર સૌરીપુર સ્વર્ગસમાણું ॥ ૨ ॥ ચઉટા ચોરાશી બારે દરવાજા, રાજ્ય કરે તિહાં યદુવંશી રાજા ॥ સમુદ્રવિજય ઘર શિવાદેવી રાણી, શીયળે સીતા ને રૂપે ઇંદ્રાણી ॥ ૩ ॥ તેહ તણી જે કુખે અવતરીયા, સહસ અઠોત્તર લક્ષણે ભરીયા ॥ ખારો ખાટો ને મીઠો જે આહાર, ગર્ભને હેતે કીધો પરિહાર ॥ ૪ ॥ ઘોર ઘટાએ જલધર ગાજે, સજલ લીલાં બર પુહવી બીરાજે ॥ વાદળ દળમાંહે વીજ ઝબુકે, ક્ષણ ક્ષણ અંતર મેહ ટબુકે ॥ ૫ ॥ પુરણ નદીયે આવ્યાં છે પુર, પુરણ પુહવી પસરયો અંકુર ॥ ઋતુ મનોહર દાદુર ડહકે, ભરયાં સરોવર લેહેરે તે લહકે ॥ ૬ ॥ છબી હરિયાંની અજબ છબીલી, નોલે આભરણે ધરતી રંગીલી ॥ રાગ મલ્હારની ઋતુ ભરેલી, અજુઆળી પાંચમ શ્રાવણ કેરી ॥ ૭ ॥ પુરણ પસર્યો પાવસકાળ, પુરણ પુહવી પસર્યો સુગાળ ॥ મધ્યરાતને પુરણ માસે, નેમજી જનમ્યા રાજ આવાસે ॥ ૮ ॥ ચોસઠ ઇંદ્રિને છપન્ન કુમારી, ઓચ્છવ કરીને ગયા નિજ ઠારી ॥ થયો પરભાત રાત વિહાઇ, દાસીએ જઇને દીધી વધાઇ ॥ ૯ ॥ દુર તે કીધું દાસી આચરણ, અનેક આપ્યાં વસ્ત્ર આભરણ ॥ સોવન થાળની માંહે રૂપૈયા, સવા લાખ તે આપ્યા સોનૈયા ॥ ૧૦ અતિ આનંદ પામ્યો નરેશ, રાજ સભામાં કીધો પ્રવેશ ॥ પુત્ર જનમ્યાની નોબત વાજી, નાદે તે રહ્યું અંબર ગાજી ॥ ૧૧ ॥ બત્રીશબદ્ધ તિહાં નાટિક થાય, ઘેર ઘેર કુંકુમ છાપા દેવાય ॥ દાન યાચકને દીધાં અછેહ, જાણે કે વુઠા

ઉત્તર મેરૂ ॥ ૧૨ ॥ તોરણ બાંધ્યાં ઘર ઘર બાર, ઘર ઘર ગાયે મંગલચાર ॥૧૨॥ બાર દીવસ લાગે ઓચ્છવ કીધો, લક્ષ્મી તણો ત્યાં લાહોજ લીધો ॥ ૧૩ ॥ અરથ ગરથના ખરચ્યા ભંડાર, નામ તે ઠવ્યું નેમ કુંમાર ॥ દિન દિન વાધે ચંદ્ર વદિતો, કેડને લંકે કેશરી જીત્યો ॥ ૧૪ ॥ ત્રિવલી દેખીને ત્રિભુવન માંહે, ગંગા જમુનાને સરસતિ સોહે ॥ નાસા નિરૂપમ દીપશિખ ખાશી, નયણ પંકજ પત્ર પ્રકાશી ॥ ૧૫ ॥ મુહથી બોલે અમીરસ વાણી, મનમાંહે હરખે શિવાદેવી રાણી ॥ બાળ લીલામાં બુદ્ધિ ભંડાર, દેખીને મોહે સુરનર નાર ॥ ૧૬ ॥ એક દિન નેમજી બજાર માંહે, નગરીના ખ્યાલ જુવે ઉછાહે ॥ કૃષ્ણતણી જિહાં આયુધશાળા, તિહાં કણે પોહોતા દીન દયાળા ॥ ૧૭ ॥ શંખ ચક્રને ધનુષ્ય ઉદાર, કોદંડ તાણીને કીધો ટંકાર ॥ વળતા શેવક ઇણીપરે બોલે, ગોવિંદ વિના એ ચક્ર ન ડોલે ॥ ૧૮ ॥ ટચી આંગુલિયે ચક્ર ઉપાંડયું, ચાક તણી પરે ભાલું ભમાડયું ॥ અર્ચક ઉભા ઇણીપરે ભાંખે, શંખ ન વાજે કૃષ્ણજી પાંખે ॥ ૧૯ ॥ હળવેશું લઇ શંખ બજાયો, સાતે પાતાળે સરગે સુણાયો ॥ શેષ સળસળિયા ધરા તિહાં ધમકી, જરૂખે બેઠી કામની ઝબકી ॥ ૨૦ ॥ હબક લાગીને હાર તિહાં તુટયાં, કંચુક તણા બંધ વિછુટયા ॥ સમુદ્ર જળહળીયા ચઢિયા કલ્લોલે, કાયર કંપેને ડુંગરા ડોલે ॥ ૨૧ ॥ હાથી હળકયાને જબકયા ઝુંજાર, તેજી ત્રાઠાને ડરયા દિગપાલ ॥ પવન થંભ્યો ને ધરતી ધેરાઇ, કૃષ્ણજી કહે સુણો બળભદ્ર ભાઇ ॥ ૨૨ ॥ કોઇક નવો તે વેરી અવતરીયો, મહોટો બળવંત મચ્છર ભરિયો નાદે અનહદ અંબર ગાજે, એહવો શંખ તે કેણે ન વાજે ॥ ૨૩ ॥ ત્રિભુવન માંહે તો કોઇ ન સુજે, ચક્રી બારે ને ઇંદ્ર અલુજે ॥ જદુનાથને થઇ તે જાણ, વાત સુણીને થયા હેરાણ ॥ ૨૪ ॥ ભુજે ભુધર ચિંતે મનમાંય, રાજકાજ તે મેલ્યા કહેવાય ॥ સુગુણ સોભાગી સાહસિક શુરો, એકે વાતે એ નહીં અધુરો ॥૨૫॥ મુજથી બળીયો એ મહા બળધારી, મહોટે સાંસે તે પડયા મોરારી ॥ વળી વળી મનમાં ચિંતે વનમાળી, રાજ્ય અમારૂં લેશે ઉલાળી ॥ ૨૬ ॥ ઇણે અવસરે નેમ કુમાર, મલપતા આવ્યા સભા મોઝાર ॥ આઘા આવોજી આદર દીધો, સભા સહુ કોઇ પરણામ કીધો ॥ ૨૭ ॥ પાણી પસારી સારંગપાણી, મુહથી બોલ્યા તે એહવી

વાણી ॥ આજ પરખીયે બળ તુમારો, નેમ નમાવો હાથ અ-
મારો ॥ ૨૮ ॥ કાચા કાંબ જેમ મ્હુયર કેરી, કમરતણી પરે
વાળ્યા કર ફેરી ॥ નેમજી રહ્યા બાંહે પસારી, જાણે હીંડોળે
હીંચે ગિરધારી ॥ ૨૯ ॥ વિઠ્ઠલ મનમાં જુએ વિચારી, એહ
કુંવારો બાળ બ્રહ્મચારી ॥ ઇમ ચિંતીને નારી હકારી, છાંટે
નેમને બાંહે પસારી ॥ ૩૦ ॥ ભરી ખંડોખલી કેશર કુંકુમે,
ગોપી દીયરશું રમત રમે ॥ સત્યભામા ને રૂકિમણીરાણી, કહે
નેમને એહવી તે વાણી ॥ ૩૧ ॥ પરણો રાજુલ રૂપે રઢીઆળી,
નારી વિના તે નર કહીયે હાલી ॥ નારીનો રસ તે મોહોટો
સંસાર, નારી તેઅછે નરનો આધાર ॥ ૨૨ ॥ પુરૂષની પાસે જો
ન હોય નારી, વસ્તુન ધીરે કોઇ વ્યાપારી ॥ નારી તેઅછે રતન
ની ખાણ, ધરણી વડે તે ઘરનું મંડાણ ॥ ૩૩ ॥ મુસકીશું બોલે
ગોવિંદ રાણી, બત્રીસ સહસ્ત્રમાં, વડી જેઠાણી ॥ પાયે પડવું તે હો-
હેલું જાણી, તે માટે તમે ન્હાની દેરાણી ॥ ૩૪ ॥ જેહશું અપુરવ
પ્રિત બંધાણી, આજ તે હવે કેમ રહીયે તાણી ॥ ફરી ઉત્તર નેમે
ન દીધો. માન્યો માન્યોજી સહુકોણે કીધો ॥ ૩૫ ॥ બોલ બોલ્યા
ને કીધી સગાઇ, લીધાં લગનને કરી સજાઇ ॥ છપન્ન કુલ કોડી
જાદવ મળીયા, તુરને નાદે સમુદ્ર જલહળીયા ॥ ચઢી જાનને વા-
જીંત્ર વાજે, જાણે અષાઢો જળધર ગાજે ॥ જુગતે કરીને જાદવ
ચઢીયા, પ્રથમ ઘાવ તો નગારે પડીયા ॥ ૩૭ ॥ મયગલ માતાને
પરવત કાલા, લાખ બેતાલી સબલ સુંઢાલા ॥ છાકે છકયાને મદે
જરંતા, મુકે સારસી ચાલે મલપતા ॥ ૩૮ ॥ લાખ બેતાલીસ
તેજી પાખરીયા, ઉપર અસવાર સોહે કેસરિયા ॥ અચ્છિ કચ્છિને
પંચ કલ્યાણા, પુંઠે પોઠા ને પુરૂષ સમાણા ॥ ૩૯ ॥ સમગતે ચાલ
ને ચક્ર રહંતા, ચંચલ ચપલને ચરણે નાચંતા ॥ સાજ સોનેરી
શોહે કેકાણુ, લાખ બેતાલીશ વાજે નિશાણ ॥ ૪૦ ॥ લાખ બેંતા-
લીશ રથ જોતરીયા, કોડી અડતાલીશ પાળા પરવરીયા ॥ નેજા
પંચરંગી પંચકોડ જાણું, અઢીલાખ તે દીવીધર વખાણું ॥ ૪૧ ॥
સોહે રાજેંદ્ર સોળ હજાર, એકસોએંસી વળી સાથે લુહાર ॥
સાથે સેજવાલાં પંચલાખ ધારૂ, માંહે સુંદરી બેઠી દીદારૂ ॥ ૪૨ ॥
શેઠ સેનાપતિ સાથે પરધાન, ભલીભાતશું ચાલો હવે જાન ॥
બંદુકની ધુમે સુર છિપાયો, રજ ડંબરે અંબર છાયો ॥ ૪૩ ॥

ધવળ મંગળ ગાએ જાનરણી, જાણે સરસતીની વીણા રણજણી ॥ વાગે કેસરીયે વરઘોડે ચડિયા, કાને કુંડલ હીરે તે જડીયા ॥ ૪૫ ॥ છત્ર ચામર મુકુટ બિરાજે, રૂપ દેખીને રતિપતિ લાજે ॥ જાન લેઇને જાદવ સીધાવ્યા, ઉગ્રસેનને તોરણે આવ્યા ॥૪૫॥ દેખી રાજુલ મનમાં ઉલ્લાસે, ચંદર દેખી જેમ સમુદ્ર ઉલસે ॥ ઘણા દિવસની રાજુલ તરસી, સજી શણગાર જુએ આરસી ॥ ૪૬ ॥ અંજન અંજીત આંખે અણીયાલી, વેણી સરલીને સાંપણ કાલી ॥ શીશ ફુલને સેંથે સિંદુર, મયણ રાજાનું પસરયું છે પુર ॥ ૪૭ ॥ ગાલે ગોરીને કાલ ઝબુકે, મદભર માતીને નજર ન ચુકે ॥ નાસા નિર્મલ અધર પેરવાલી, કેડ થોડીને ઘણું સુકુમાલી ॥ ૪૮ ॥ ભુષણ ભુષિત સુંદર રૂપ, મુખ પુનમ ચંદ અનુપ ॥ રૂડા રૂપાલા કુચ ઉત્તંગ, કસણે કસીને કીધા છે તંગ ॥ ૪૯ ॥ હૈયે લાખીણો નવસર હાર, ચરણે ઝાંઝર રણઝણકાર ॥ સજી સણગાર ઉભી જરૂખે, નીરખી નેમને મનમાંહે હરખે ॥ ૫૦ ॥ મહોટા મંડપની રચના અતિ રૂડી, ગાજે વાજીંત્ર ઉછળે ગુડી ॥ ભુંગળ ભેરીને વાજે નફેરી, જુએ રાજુલ નેમને હેરી ॥ ૫૧ ॥ ગોખે ચડીને રાજુલ ભાંખે, દિવસ દોહીલા ગયા તુમ પાંખે ॥ કંત તેં કાંઇ કામણ કીધું. મન માહરૂં ઉલાલી લીધું ॥ ૫૨ ॥ આજ ફરકે છે જિમણું રે અંગ. સહીયરો થાશે રંગમાં ભંગ ॥ કહે રાજુલ સુણો સાહેલી. રખે જાદવ જાએ મુજ મેહેલી ॥ ૫૩ ॥ પશુ પેખીને પાયો વૈરાગ. મુગતિરમણીશું કીધો છે રાગ ॥ નેમજી પુરવની પ્રીત પાળીજે, એમ છટકીને છેહ ન દીજે ॥ ૫૪ ॥ મુગતિમંદીરમાં આવજો મળશું. સદા સરવદા રમત રમશું ॥ દાન સંવચ્છરી જિનવરે દીધું. નેમ રાજુલે સંજમ લીધું ॥ ૫૫ ॥ પુરવની પ્રીત અવિહલ પાળી. પહોત્યા મુગતિમાં કરમ પ્રજાલી ॥ વેગે વિરહની વેદના ટાળી. શિવ મંદિરમાં જાજો સંભાળી ॥ ૫૬ ॥ શીળ પાળે જે ચતુર સુજાણ. નામ તેહને કોડ કલ્યાણ ॥ ઉદયરત્ન કવિ ઇણીપેરે બોલે. કોઇ ન આવે શ્રી નેમને તોલે ॥ ૫૭ ॥

॥ ઇતિ શ્રી નેમજીનો સલોકો સંપુર્ણ ॥

## ॥ अथ श्री नेमजीना बार मास ॥

॥ સનેહી વીરજી જયકારીરે ॥ દેશી ॥

ચૈત્ર માસે તે ચતુરા ચિંતેરે, નેમ જઇ વસ્યા એકાંતેરે, મનની કેમ ભાગે ભ્રાંત ॥ દયાળુ નેમજી દીલ વસીયોરે ॥ એ તો શીવ રમણીના રસીયો ॥ દયાળુ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ વૈશાખે વનિતા વિલખેરે, દુઃખ દેખીને મનડું કલખેરે, પિયુ મળવાને તનડુ તલખે ॥ દયાળુ૦ ॥ ૨ ॥ જેઠે યોવને યુવતી લાજેરે, તડકા લુઉના વાજેરે, વીરહી દીલ ભીતર દાઝે ॥ દયાળુ૦ ॥ ૩ ॥ અબળા એકેલી અષાઢેરે, વેલડી વળગી છે વાડેરે, કર્યા પંખીએ માળા ઝાડે ॥ દયાળુ૦ ॥ ૪ ॥ શ્રાવણ સુંદર શોભાગીરે, વરસે ઝરમર ઝરમર ઝડ લાગીરે, પીડ મોર મધુર સ્વર રાગી ॥ દયાળુ૦ ॥ ૫ ॥ ભલી ભામીનિ ભાદ્રવ માસેરે, પીયુને મળવાની આશેરે, દીન રેન ગમે વિશ્વાસે ॥ દયાળુ૦ ॥ ૬ ॥ આસોએ તો અવીન ઓપેરે, તરૂણીની શોભા લોપેરે, રાણી રાજુલ રતીય ન કોપે ॥ દયાળુ૦ ॥ ૭ ॥ કહે કાર્તિક કાથિની કાતીરે, પિયુ વિરહે દાઝી છાતીરે, દીસે ગુંજાતણી પેરે રાતી ॥ દયાળુ૦ ॥ ૮ ॥ માગશીરે માનની મદમાતીરે, કોકીલસમ કંઠે ગાતીરે, દીપે કનકલતા તનુભાતી ॥ દયાળુ૦ ॥ ૯ ॥ પોષે પ્રેમ સવાયો કીજેરે, અળ-ળાયો અંત ન લીજેરે, ઉપશમ રસ અમૃત પીજે ॥ દયાળુ૦ ॥ ૧૦ ॥ મહા મહિને મનોહર નારીરે, ઉગ્રસેન ધુઆકની સારીરે, વાલમ તમે જુઓ વિચારી ॥ દયાળુ૦ ॥ ૧૧ ॥ ફાલગુણે કેશુ વન ફળીયાંરે, નેમજી રાજુલને મળીયાંરે, ભવ ભવનાં પાતક ટળીયાં ॥ દયાળુ૦ ॥ ૧૨ ॥ બાર માસ ભલી પેરે ગાયારે, આજ અધિકાનંદ મેં પાયારે, રાજરતન રસુલપુર ઠાયા ॥ દયાળુ નેમજી દીલ વસીયોરે ॥ ૧૩ ॥ ઇતિ

## ॥ अथ नेमजीना सातवार ॥

॥ દેશી ઉપરની ॥

" રવિવારે તે હો રઢીયાળા રે, આદિત્યની આકળી ઝાળા રે, એમ રાજેમતિ કહે વાલા ॥ પ્રભુજી માનીએ અરદાસરે ॥ વિ-

સારી ન મૂકો નિરાશ ॥ પ્રભુ ॥ ૧ ॥ એ આંકણી ॥ સોમ શોળ કળાએ છે પુરોરે, શશી ચંદ નહીં અધુરોરે, તે માટે ચિંતા ચુરો ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ ભોમ મંગળ ભાગ્ય નિધાનરે. જેણે દૂર કર્યું અભિમાનરે. નમીએ નેમજી ભગવાન ॥ પ્રભુ ॥ ૩ ॥ બુદ્ધે પ્રભુ બોધ વધાર્યો રે, જેણે સંસારનો ભય વાર્યો રે ॥ ભવ્યજીવને પાર ઉતાર્યો ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ ગુરૂથી બૃહસ્પતિ હાર્યો રે, જેણે મોહ મત્સર મદ માર્યો રે ॥ જીવન જમ ભયથી ઉગાર્યો ॥પ્રભુ૦॥ ૫॥ ભૃગુ શુક્ર થકી ભય ભાગોરે. જેમ નાહર આગે છાગારે ॥ નીજ થાનક જોવા લાગા ॥ પ્રભુ૦ ॥ ૬ ॥ શનિશ્ચર ચીડ કહીજે રે, સ્થિર થાનક વાર લહીજેરે ॥ પ્રભુ ગુણ અવગુણ પરખીજે ॥ પ્રભુ૦ ॥ ૭ ॥ સાત વાર એ રાજુલ રાણીરે, કહે રાજરતન એમ વાણીરે ॥ પ્રભુ ગુણ ગાયે સુખીયા પ્રાણી ॥ પ્રભુજી૦ ॥ ૮ ॥

## ॥ अथ राजुलनी पंदर तिथि ॥

॥ દેશી ઉપરની ॥

॥ પડવે પિયુ પીતજ પાળો રે. પ્રેમદા શું અબોલા ટાળોરે. નેહ કરીને નજરે ભાળો ॥ મનોહર મળવું સુધારસ તોલે રે ॥ રાણી રાજુલ એણીપરે બોલે ॥ મનોહર૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ બીજે બીજો નેહ ન કીજે રે. છોગાળા છેહ ન દીજે રે ॥ ખોટી વાતનો અંત ન લીજે ॥ મનોહર૦ ॥ ૨ ॥ ત્રીજે તે તમને નમી-એરે. પીયુ પરદેશે કેમ ભમીએરે ॥ નીજ સ્વામીની સંગે રમીએ મનોહર૦ ॥ ૩ ॥ ચોથે ચિત ચોખું કીધુંરે. જેણે જ્ઞાન અભય જગ દીધું રે ॥ તેણે જીવિતનું ફળ લીધું ॥ મનોહર૦ ॥ ૪ ॥ પાચમે પંચમ જગપતિ જોઈ રે. જાખે કેસરની ખુશબોઇરે ॥ કીમ કાઢી નંખાયે ધોઈ ॥ મનોહર૦ ॥ ૫ ॥ છઠે ષડવિધ જીવના ત્રાતા રે. જીમ આઠે પ્રવચન માતા રે ॥ એ તો સાચે કરમ વિધાતા ॥ મનોહર૦ ॥ ૬ ॥ ગયો શોક સાતમ તિથી સારીરે, નેમ નિરંજન બ્રહ્મચારી રે ॥ તેના નામની જાઉં બલીહારી ॥ મનોહર૦ ॥ ૭ ॥ આવી આઠમ આનંદકારી રે હું તો આઠ ભવાંતર નારી રે ॥ વાલમ મત મૂકો વિસારી ॥ મનોહર૦ ॥ ૮ ॥ નવમે નવમો ભવ સારોરે. નેમ રાજુલનો આધારો રે ॥ નેહ નિર્વહી પાર ઉતારો

॥ મનોહર૦ ॥ ૯ ॥ દશમે પ્રભુ દયા ધરીજે રે, અબળાની આશિષ લીજે રે ॥ તે માટે દરિસણ દીજે ॥ મનોહર૦ ॥ ૧૦ ॥ અગીઆરસે એકલી નારી રે, પીયુ મેલી તમો નિરધારી રે ॥ પ્રીતમ તમે પર ઉપકારી ॥ મનોહર૦ ॥ ૧૧ ॥ બારસના બોલ સંભારો રે, આડો આવ્યો વરસાળો રે ॥ મોહન કીમ ભરીએ ઉચાળો ॥ મનોહર૦ ॥ ૧૨ ॥ તેરશે તોરણથી ફરીયા રે, ગિરનાર ભણી સંચરીયારે ॥ નેમ રાજીમતી નહીં વરીયા ॥ મનોહર૦ ॥ ૧૩ ॥ ચૌદશથી ચિંતા ભાંગી રે, સુત સમુદ્ર વિજય લય લાગી રે ॥ પ્રભુ થઇ બેઠા નિરાગી ॥ મનોહર૦ ॥ ૧૪ ॥ પુનમે તો પરમ પદ ધારી રે, થયા જન્મ મરણ ભય વારીરે ॥ પ્રભુએ રાજુલને તારી ॥ મનોહર૦ ॥ ૧૫ ॥ પંદર તિથિ પૂરી ગાઇ રે, કહે રાજરતન સુખદાઇ રે ॥ તેજ ખેટક પુરમાં સવાઇ ॥ મનોહર૦ ॥ ૧૬ ॥ઇતિ॥

## ॥ अथ उपदेशी लावणी ॥

ગઇ અબ તેરી શીળ સમતા, લપટ રહી નાર ગળે મમતા ॥ એ આંકણી ॥ નહીં સમતાકી કરી કરણી કુમતિ કુબજાકું કયું પરણી ॥ કરો કરતૂત જગત તરણી, સમજ દેખ દુર્ગતિકી હરણી ॥ જીવ તન મનકું નહીં દમતા ॥ ગઇ૦ ૧ ॥ કરી સુખ સેહેજમાંહે ખૂબી, હાથ જોડી અબળા ઉભી ॥ દોડકે નાર ગળે લુંબી, વાત તેરી જગતમેં સબ ડુબી ॥ રતિ દુઃખ તનમેં નહીં ખમતા ॥ ગઇ૦ ॥ ૨ ॥ શીખ સદ્ગુરૂકી નહીં લાગી, વિષય અંતર જાલમ જાગી ॥ ॥ સ્વર્ગ સુખસેંતી ગયો ભાગી, હુઓ દુર્ગતિ મતકો રાગી ॥ ભોગકો ભાત તુઝે ગમતા ॥ ગઇ૦ ॥ ૩ ॥ પડી જગ જાળ ગળે ફાંસી, ગયા ઉનસેં કહો કુણ નાસી ॥ કહે જીનદાસ ભાત ખાસી ॥ સુકૃતિ ભવિ જનકે મન ભાસી ॥ જીવ જીનદાસ વિના ભમતા ॥ ગઇ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રી નેમીશ્વર ભગવાનની લાવણી ॥

તુમ સમુદ્રવિજયકા તંન, આરજ સુન લીજે ॥ અરજ ॥ મેરી ઇતનીસી એક ચાહ, દરસ મોહે દીજે ॥ એ આંકણી ॥ તુમ વીતરાગ શુભ ધ્યાન, બડે તુમ સૂરે ॥ બડે૦ ॥ તુમ રિદ્ધ

સિદ્ધકે ભંડાર, દરિશન કે પૂરે ॥ તુમ સાત વ્યસનકા સંગ, કીયા સબ દૂરે ॥ દિયા૦ ॥ તુમ પહોતે મુક્તિમેહેલ બીચ, જ્ઞાનકે પૂરે ॥ ॥ મેં હું સંગી કંગાલ, કૃપા મોહે કીજે ॥ કૃપા૦ ॥ મેરી ઇતની ॥ ૧ ॥મેં ઘડી ઘડી મહારાજ, ભજન નહીં ભૂલું ॥ ભજન૦ ॥ મેં પડયા વિષમ ભવકુપ, કુગુરૂ સંગ ઝુલું ॥ મેં હુઓ દુઃખી જીન રાજ, તેરેસે બોલું ॥ તેરે૦ ॥ અબ ભવસાગરથી તાર, ભરમ મેં ખોલું ॥ અબ શુનો અરજ મહારાજ, જગત જશ લીજે ॥ જગત૦॥ ॥મેરી૦॥૨॥ મેં આયપડા જીનરાજ, શરણ અબ તેરો॥શરણ૦॥ તોરે દરસનકી અભિલાખ, લગી રહી મેરે ॥ મેં ભમ્યો અનંતો કાળ, મોહકે પુરે ॥ મોહકે૦ ॥ અબ સરને લીજે મોકું, કરૂન દુખ દૂરે ॥ અબ આઠ કર્મકે માંહે, મેરો તવ સીજે ॥ મેરો૦ મેરી ઇતનીસી૦ ॥ ૩ ॥ મેં હુઓ બહુત ધનવંત, કરમકે ભરમાવે ॥ કરમ૦ ॥ અબ શુદ્ધ અશુદ્ધ વિચાર, ધ્યાન નહીં પાવે ॥ અબ ચેતન જીવ જીન રાજ, ધર્મમેં આયો ॥ ધર્મ૦ ॥ અબ આઠ કર્મકે માંહિ, સુગતિ ફળ પાયો ॥ તુમ સમુદ્રવિજયકા તંન, અરજ સુની લીજે ॥ અ-રજ૦ ॥ મેરી ઇતનીસી એક ચાહ, દરસ મોહે દીજે ॥ ૪ ॥

## ॥ अथ काया उपर लावणी ॥

બલ જાવોરે મુસાફર યાર, પ્રીત સબ તેરી ॥ પ્રીત૦ ॥ ઉઠ ચલ્યા પ્રાણપ્રદેશ, આશા તજ મેરી ॥ એ આંકણી ॥ ચું બોલે કરડા બોલ, કામની કાયા॥ કામીની૦ ॥ મેં પીયા ન નિ-ર્મલ નીર, સરસ નહીં ખાયા ॥ તેરે સંગતકે પરભાવ નહીં સુખ પાયા ॥ નહી૦ ॥ પેર્યો નહીં મખમલ ચીર, લીર લટકાયા ॥ તુજ બીના મેં બલ જલ હુઇ, ગઇ રાખકી ઢેરી ॥ રાખકી૦॥ ઉઠ ચલા૦ ॥ ૧ ॥ મેં દુર્ગતિકી કરતુત, પગે કર ઠેલી ॥ પગે૦ ॥ હુઓ કુમતિકે શિર શત્રુ, સુમતિકો બેલી ॥ તેં સમતા શીલકી બાત, હિ-યામેં મેલી ॥ હિયા૦ ॥ સુરગતિકે સુખકી ખાન, ખરી કર જેલી ॥ તેં કીયો ન હમસું હેત, બણ્યો બેરી ॥ બણ્યો૦ ॥ ઉઠ ॥ ૨ ॥ તેં બહોત લડાઇ લાડ, કામ નહીં આઇ ॥ કામ૦ ॥ તેં છંડયો હે મેરો સંગ, પ્રીત વીરલાઇ ॥ લે ચલ્યા ચોરાશી માંહે, કરમ મુજ ઘેરી ॥ કરમ૦ ॥ મેં રૂલ્યો જગતકી બીચ, કરું કીસ પેરી ॥

તેરી સંગતસેં મેં કીયા, પાપ, અતિ ભારી ॥ પા૦ ॥ ઉઠ૦ ॥ ૩ ॥ મેરા હુવા ખરાબા બહોત, પ્રીત તેરી જાણી ॥ પ્રીત૦ ॥ ભુગતા વિગતા મેં અનેક, બહુત પછતાની ॥ સગ સોચકે માંહે, કાયા કુમલાણી ॥ કાયા૦ ॥ મોહે પડી બિપત કે આય, માંડકર ઘાણી ॥ તેં રાખી નહીં મેરી લાજ, મુગતકા લેરી ॥ મુગત૦ ॥ ઉઠ૦ ॥ ૪ ॥ સુખદાયી સુમતિકી સેજ, સભાઇ બેઠા ॥ સભાઇ૦ ॥ કાયાને કીયો હેરાન, હુએ મેં સેઠા ॥ તજદો મિજલસકી મોજ, માનકું મેટા ॥ માન૦ ॥ ભજો ભાવ ભકિત પ્રભુ નામ, દુરિત સબ મેટા ॥ જીનદાસ આજ જીનરાજ, ચરણપર ઠેરી ॥ ચર૦ ॥ ઉઠ ॥ ૫ ॥

---

## ॥ अथ चेतनने चपेटानी लावणी ॥

॥ સુણુ ચેતન ચિત્તમાં ચતુર થઈ કેમ ચૂકયો, પડી મોહજાળ જંજાળ ધર્મ નિજ મૂકયો ॥ પણ કાળ વ્યાલ મુખ ફાડી ભમે તુજ માથે, જર જમીન જોરૂ નહીં જાય કોઇ સંગાથે ॥ ૧ ॥ તન તાપ સહી ધન રળે પાપવ્યાપારે, કરી સંચય નહીં વાવરે ધરે ભંડારે ॥ આખર માલિક કોઇ થાય જાય નહીં સાથે ॥ જર૦ ॥ ૨ ॥ નિજ નિજ વસુમતિ કહિ ભુપતિ જંગ મચાવે, લખ પ્રાણુ હરી રણમાં નિજ શિશ કપાવે ॥ તે વસુમતિ સતિ ન થાય ભુપતિ સાથે ॥ જર૦ ॥ ૩ ॥ નારી દુઃખ કયારી મોહરાયની બાળી, નિજ પ્રિયા પ્રાણુથી અાધકી પતિએ પાળી ॥ તે કંત વળાવી પોળ વળે ઘર પાંથે ॥ જર૦ ॥ ૪ ॥ જીવ જવું એક દીન દોલત દુનિયાં છાડી, સાથે નહીં આવે કુટુંબ કબીલો કોડી ॥ એ સ્વજન કુટુંબ પરિવાર મળ્યો સૌ સ્વાર્થે ॥ જર૦ ॥ ૫ ॥ પર અપવાદે વાચાળ સ્તુતિમાં મુંગો, પરગુણ દ્રોહી અભિમાની રહે શિર તુંગો ॥ ॥ જીવ સુણે સ્વાર્થની વાત બધીર પરમાર્થે ॥ જર૦ ॥ ૬ ॥ તન રંગ પતંગ સમાન પલક પલટાશે, કર સુકૃત ચેતન હાલ પછી પસ્તાશે ॥ પરભવનું ભાતું થશે વાવર્યું હાથે ॥ જર૦ ॥ ૭ ॥ તુજ સમય સરસ છે હાલ કાલ શું થાશે, અંતે પિત વાત કફે કરી કંઠ રૂંધાશે ॥ તે સમે પ્રભુ કેમ ભજીશ મુંઝાણો માથે ॥ જર૦ ॥ ૮ ॥ એમ સમજી પ્યારા પ્રાણ ધ્યાન પ્રભુ ધરજે, તજી રાગ દ્વેષ

મમતા સમતા આદરજે ॥ જીવને શિક્ષા કહી સાંકલચંદ અનાથે ॥ જ૨૦ ॥ ૯ ॥

## ॥ उपदेशी पद ॥

॥ મન માને નહીં સો ફેરા સમજાવું તોએ શું થાય ॥ એ રાગ ॥

કર સુકૃત હાલ લાલ કાલ કરવું તે મિથ્યા માનજે, ચળ પિંપળપાન ઉદધિ ઉફાન સમાન એ જીવતર જાણજે ॥ એ આંકણી ॥ જીવ ભ્રમર કમળમાં લપટાયો, ચિંતે જઉ ભાનુ ઉદય પાયો ॥ ગજ કાળ કોળીએ ઝડપાયો ॥ કર૦ ॥૧॥ નિજ જનનિ કુખમાં કોલ કર્યો, ત્હેં બોલ ન પાળ્યો એક ખરો ॥ દુઃખ ગર્ભાવાસતણાં વિસર્યો ॥ કર૦ ॥ ૨ ॥ તું બાળપણે રમ્મત રશિયો, યોવન મદ મોહજાળ ફશીયો ॥ ગઇ બાજી ઘડપણ ધસમશીયો ॥ કર૦ ॥ ૩ ॥ નિજ ધર્મ સ્વાર્થ ઘેલો ભૂલ્યો, સંસાર સુખે ફોગટ ફૂલ્યો ॥ અહી કાચ હાથ હીરો ડૂલ્યો ॥ કર૦ ॥ ૪ ॥ મમ મમ પૃથ્વિ કહી જંગ કરે, રણથંભ રચિ લખ પ્રાણ હરે ॥ તે વસુમતિ સાથ ન જાય ખરે ॥ કર૦ ॥ ૫ ॥ ધન કારણ દેશ વિદેશ ભમે, દીનતા સીત તાપનાં દુઃખ ખમે ॥ તે સાથ ન આવે અંતસમે ॥ કર૦ ॥ ૬ ॥ પરણી શેરીથી પાછી વળે, સમશાન લગી સૌ સ્વજન મળે ॥ જીવ પંથ ચલે વપુ કાષ્ટ બળે ॥ કર૦ ॥ ૭ ॥ દીન એક જવું ખાલી હાથે, નહીં મોહકુટુંબ આવે સાથે ॥ પણ પુણ્ય પાપ હોય સંગાથે ॥ કર૦ ॥ ૮ ॥ નરભવનું ફળ લેવા ધારે, તપ જપ કર શક્તિ અનુસારે ॥ કર ભક્તિ પ્રભુ ભવજળ તારે ॥ કર૦ ॥ ૯ ॥ તું દાન દયાને દમન કરજે, મમતા તજી સમતા આદરજે ॥ સાંકળચંદ ભવસાગર તરજે ॥ કર૦ ॥ ૧૦ ॥

## ॥ उपदेशी पद ॥

॥ કયાંથી આ સંભળાય, મધુર સ્વર કયાંથી ॥ એ રાગ ॥

॥ સમજ મન ભમરા ભુલ્યો ભાન, સમજ મન ભમરા ભુલ્યો ભાન ॥ કાળ અનાદિથી ભમતો આવ્યો, થાકયો નહીં નાદાન ॥ સ૦ ॥ કમળ કોષગત ભ્રમર વિચારે, કરશું પ્રભાતે પ્રયાણ ॥ કાળ મતંગજ કરે કોળિયો, હાર્યો ભવ હેવાન ॥ સ૦ ॥ ૧ ॥

ચક્રિ હરિ બળભદ્ર દશાનન, પોઢયા જઇ સમશાન, ॥ અમર રહ્યો નહીં કોઇ જગતમાં, રંક રાય વિદ્વાન ॥ સ૦ ॥ ગંગ તરંગ રંગ આ તનનો, જયમ સંધ્યા અસમાન ॥ ઉલટ પલટ છાંયો ત્યાં તડકો, અસ્તોદય શસિભાણુ ॥ સ૦ ॥ ૬ ॥ ધન્ય ધરા નારી નિજ ચેતન, વ્યર્થ કરે અભિમાન ॥ સાથ ન આવે દોલત દુનિયા, પુણ્ય પાપ પ્રસ્થાન ॥ સ૦ ॥ ૪ ॥ તન ધન યોવન કુંભ કાચનો, જયમ જળધિ ઉધાન ॥ વિણસંતા કાંઇ વાર ન લાગે, પિંપળ પાન નિદાન ॥ સ૦ ॥ ૫ ॥ અરહટ ઘટી ઠલવાય ભરાએ, તેમ સુખ દુઃખ જીવ જાણ ॥ કરમ કરે તેતો કોઇ ન કરે. હરખ શોક નવ આણ ॥ સ૦ ॥ ૬ ॥ ॥ મનભમરા પરઘર નવ ભટકો, નિજઘર રહો સાવધાન ॥ સાંકળચંદ કહે મનભમરા, નિશદીન ધર પ્રભુ ધ્યાન ॥ સમજ મનભમરા ભુલ્યો ભાન ॥ ૭ ॥

## ॥ પદ ૨ જું ॥

॥ પિતા શું માનવનો અભિમાન પલકમાં ટળી જશે રે ॥ એ રાગ ॥

અરે જીવ ભમરા ભુલ્યો ભાન, ભમ્યો ભવરાનમાંરે ॥ ખરેખર નાચ્યો નટ નાદાન, ન થાકયો તાનમાંરે ॥ માન ગુલતાન માંરે ॥ અરે જીવ૦ ॥ જળતરંગ ઉછરંગ ખલકમાં આ. આ. આ. રે ખરે ॥ ચળ વાદળ વિખરાય પલકમાં, આ. આ. આ. રે ખરે ॥ માયામાં મસ્તાન અરે જીવ ભમરા૦ ॥ એ ટેક ॥

॥ સાખી ॥

સંસાર સર આશા કમળમા કેદ મધુ કર જીવડો,<br>ચિંતે કરી પ્રભુ પ્રાર્થના છુટું હવે ભાનુ ચડયો ॥<br>પણ કાળ ગજ નલિની ઉખેડી આવતાં ભમરો રડયો,<br>હત ભાગ્ય હાર્યો તેમ માનવ હારશે ભવ બાપડો ॥ અરે૦ ॥

॥ સાખી ॥

ઉધાન જળધિ પાન પીંપળ વિખરાતાં શો વાયદો,<br>જીવતર યથા જીવ જાણજે એ કાળ કુદરત કાયદો ॥<br>ભવ પ્રાણીયા અરિહંતને જે વૈદ ભવરોગો હણે,<br>આ છંદ સાંકળચંદ મહાવીર મંડળી હરખે ભણે ॥ અરે૦ ॥

## ॥ मनमरकटने हितशिक्षा ॥

જંજાળી જીવડે મુક્તિની જીુક્તિ ન જાણી ॥ એ રાગ ॥

મુરખડા મન તું મુકને માથાકુટ ઠાલી, હારી ભવ બાજી હાથ જવું જીવ ખાલી ॥ ડાભ અણી જળબિંદુ સરખું, જીવતર જીવડા જાણો ॥ ધર્મ જહાજવિણ ભવસાગરમાં, તરશે કયમ કરી પાહાણો રે ॥ મુ૦ ॥ ૧ ॥ પાતાળમાં પાયો નાંખીને, મંદિર બેશ બનાવ્યું ॥ વાસ્તુ કર્યા વિણ સ્વર્ગ સિધાવે, સાથે કાંઇ નવ આવ્યું રે ॥ મુ૦ ॥ ૨ ॥ જગતરૂપ જંગલ ઝાડમાં, મન મરકટ અથડાયો ॥ કાળ વ્યાલ વશ ફાળ ચુકિયો, ચોગતિ કુપમાં પડીયો રે ॥ મુ૦ ॥ ૩ ॥ પ્રપંચથી પૈસા પેદા કરી, પાપ એકલે બાંધ્યું ॥ સ્વજન સંબંધી ગીધના ટોળે, ફોલી ફોલી ખાધું રે ॥ મુ૦ ॥ ૪ ॥ ચેતન ચેતી મનમરકટને, જ્ઞાનરશીથી બાંધો ॥ વિષય કષાય તજો સાંકળચંદ, અંતે શિવસુખ સાધોરે ॥ મુરખડા૦ ॥ ૫ ॥

## ॥ प्रभातियुं ॥

॥ ઝુલણા છંદ ॥

॥ ચેત તું ચેત તું ચિત્તમાં આત્મા, પ્રાણુ પરલોકનો છે વિહારી ॥ બાજ તેતરપરે ફાળ તાકી ભરે, કાળ પણ ફાળ દે રાત દા'ડી ॥ અથિર તન ધન ગણો અથિર સુખ સાધનો, અથિર સંસાર આ સિંધુ ખારો ॥ જાગ્ય તું જાગ્ય તું જીવ નિંદ્રા તજી, પ્રહસમે ધર્મનો મર્મ ધારો ॥ ૧ ॥ જીવવું વર્ષ શત આયુ કલોલ વત્ લોભનો થોભ નહિ કોઇ કાળે ॥ સમયમાં ના સજે અંતમાં શું ભજે, વાત પિત કફ વિષે નાડ ચાલે ॥ વ્યાધિની વેદના શુદ્ધ નહીં ચેતના, તે સમે નવ ગમે ધર્મ સારો ॥ જાગ્ય તું જાગ્ય તું જીવ નિંદ્રા તજી, પ્રહસમે ધર્મનો મર્મ ધારો ॥ ૨ ॥ અંધ નગરી ફરે દ્વાર કર ના ચડે, બાજ આવે જતાં દ્વાર પાસે ॥ એમ ભમતાં જડયો સહેજ આવી ચડયો, મનુષ્ય ભવદ્વાર આ વાર ભાસે ॥ રંક હાથે ચડયો રત્ન ચિંતામણી, રાગવશ કાગનો હોય ચારો ॥ જાગ્ય તું જાગ્ય તું જીવ નિંદ્રા તજી, પ્રહસમે ધર્મનો મર્મ ધારો॥૩॥ જીવ નટ નાચિયો નાચ ભવ ભવનમાં, તદપિ નહીં વિરમ્યો કોઇ વેળા ॥ ચાર ગતિ વેદના છેદના ભેદના, સ્વજનને વિરહને થાય

મેળા ॥ માત પુત્રીપણે પુત્રી દારાપણે, ઉલટ ભવચક્રનો ભેદ ન્યારો ॥ જાગ્ય તું જાગ્ય તું જીવ નિંદ્રા તજી, પ્રહસમે ધર્મનો મર્મ ધારો ॥ ॥ ૪ ॥ કયાંથી અહીં આવવું પ્રાણિયા કયાં જવું, શું કર્યું આજ શુભ કામ જીવે ॥ એમ ધરી ધારણા પાપથી જે હઠે ભવ તરે, જઇ સુધા સ્વાદ પીવે ॥ જ્ઞાનની વાતમાં રાણ પરભાતમાં, સાંકળે સાંકળ્યા આ વિચારો ॥ જાગ્ય તું જાગ્ય તું જીવ નિંદ્રા તજી, પ્રહસમે ધર્મનો મર્મ ધારો ॥ ૫ ॥

---

## ॥ उपदेशी पद ॥

॥ ગર્ભવાસ રાખ્યો રે કૃપા તને બહુ કરી ॥ એ રાગ ॥

॥ ચેતન ચેતો રે ચિત્ત ચતુરાઇ કરી, એક દીન જાવું રે, આ દુનિયાં વિસરી ॥ એ ટેક ॥ માત પિતા સુત દારા ભગિની, મોહ કુટુંબ પરિવાર ॥ અંત સમે સૌ અળગાં રેહેશે, આવે નહીં કોઇ લ્હાર ॥ પુન્ય પાપ બેલીરે, સાથે આવે સાથ કરી ॥ ચેતન૦ ॥ ૧ ॥ મેહેલ ઝરૂખા સુંદર વાડી, લાડી ગાડી તુખાર ॥ ધનતણો ભંડાર ભર્યો પણ, સૂનો સૌ સંસાર ॥ યમપુરી જાવું રે, વાટ દીસે અઘરી ॥ ચેતન૦ ॥ ૨ ॥ મધુસંચય કરી દાન ન દીધું, ન કર્યું મધુકરે પાન ॥ કાળ કસાઇએ લૂંટી લીધું, ઘશી પગ ખોયા પ્રાણ ॥ એમ આ વૈભવ હારીરે, જવું જીવ જો તું જરી ॥ ચેતન૦ ॥ ૩ ॥ જબ લગે ઘટમાં પ્રાણ બિરાજે, તબ લગે આળપંપાળ ॥ પ્રાણ પડે તવ દૂર હઠે સૌ, ન કરે કોઈ સંભાળ ॥ અડશો માં અભડાશોરે, સૌ કહે મુખ ઉચ્ચરી ॥ ચેતન૦ ॥ ૪ ॥ સ્વજન સંબંધી કૂટે પીટે, હાય હાય કરી ફોક ॥ કાંડો કાંડો ઘડીય ન રાખો, એમ કહી મૂકે પોક ॥ જગમાં નહીં કોઇ કોઇનુંરે, સ્વારથના સખરી ॥ ચેતન૦ ॥ ૫ ॥ ટૂટી ફુટી વાંસની ખટુલી, બાંધી મુજનો બંધ ॥ ચાર જણા ચાંપે લેઇ ચાલે, ભાર વહી નિજ ખંધ ॥ સમશાને મૃત બાળેરે, ખોરી ખોરી રાખ કરી ॥ ચેતન૦॥ ૬ ॥ મનભમરા પરઘર નવિ ભટકો, નિજ ઘર રમીએ રંગ ॥ રાગ દ્વેષ મમતાને વારી, ભજ પ્રભુ સમતા સંગ ॥ સાંકળચંદ કહે નાવેરે, આનાગમન ફરી ॥ ચેતન૦ ॥ ૭ ॥

---

## પાંચમો આરો પ્રવર્ત્તતે થકે ત્રીશ બોલ પ્રકટ થશે તે.

૧ નગર તે ગામસરખાં થશે, ૨ ગામ તે સ્મશાનસરખાં થશે, ૩ રાજા તે યમદંડસરખા થશે, ૪ કુટુંબી પુરૂષ દાસસરખા થશે, ૫ પ્રધાન મંત્રીલાંચ લેનારા થશે, ૬ સુખીજન નિર્લજ થશે, ૭ કેટલીએક કુળવતી સ્ત્રીઓને પણ વેશ્યાનાં આચરણ પ્રિય થશે, ૮ પુત્ર સ્વચ્છંદાચારી થશે, ૯ શિષ્ય તે ગુરૂને પ્રત્યનિક થસે, ૧૦ દુર્જન પુરૂષ સુખી અને ઋદ્ધિમાન થશે. ૧૧ સજ્જન જન તે દુઃખીયા, અલ્પઋદ્ધિવાળા અને અલ્પ માન મહત્વ પામવાના ધણી થશે, ૧૨ દેશ તે પરચક્ર ડમર દુર્ભિક્ષાક્રાંત થશે, ૧૩ પૃથ્વી તે દુષ્ટ સત્ત્વાકુળ થશે, ૧૪ બ્રાહ્મણ અસ્વાધ્યાયી તથા અર્થ લુબ્ધ થશે, ૧૫ શ્રમણ મહાત્માગુરૂ કુળવાસત્યાગી થશે, ૧૬ યતિ મંદ ધર્મી તથા કષાય કલુષોત ચિત્તવાળા થશે, ૧૭ સમકેતદૃષ્ટિ દેવને મનુષ્ય અલ્પબળી થશે, ૧૮ મિથ્યાદૃષ્ટિ દેવ ને મનુષ્ય પણ બળવંત થશે, ૧૯ મનુષ્યને દેવ દર્શન નહિ થશે, ૨૦ વિદ્યા, મંત્ર તથા ઔષધિ આદિકના પ્રભાવ અલ્પ થશે, ૨૧ ગોરસ, કપૂર શર્કરાદિ દ્રવ્ય વર્ણાદિહીન થશે, ૨૨ બળ ધન આયુષ્ય ઘણાં હીન થશે, ૨૩ માસકલ્પ યોગ્ય ક્ષેત્ર કોઇ રહેશે નહીં, ૨૪ અગીયાર પ્રતિમારૂપ શ્રાવક ધર્મનો વિચ્છેદ થશે, ૨૫ આચાર્ય શિષ્ય પ્રત્યે સમ્યક શ્રુત ભણાવશે નહીં, ૨૬ શિષ્ય પણ કલહના કરનાર, ડમરનો કરનાર, અસમાધિ અનિવૃત્તિકારક, મંદ બુદ્ધિવાળા થશે, ૨૭ મુંડ ઘણા અને શ્રમણ સ્વલ્પ થશે, ૨૮ આચાર્ય પણ પોતપોતાના ગચ્છની સમાચારી જુદી જુદી પ્રવર્તાવશે, તથા વિધ મુગ્ધજનને મોહ પમાડતા ઉત્સુત્ર ભાખતા પોતાની પ્રશંસા અને પારકી નિંદા કરતા એવા કેટલાએક કુમતિવાન થશે ૨૯ મ્લેચ્છનાં રાજ્ય બળવંત થશે, ૩૦ આર્યદેશના રાજા અલ્પ બળવંત થશે, એ ભાવ શ્રી કલ્પસુત્રની નિર્યુક્તિમાં કહ્યા છે.

